બરકત, કશ્ફ અને દુઆની કુબૂલિયત માટે મશહૂર હતા. ઘણાં લોકો તેમના ચાહકો અને મુરીદો હતા.

જયારે હઝરત મખ્દૂમ આદમ રહમતુલ્લાહિ અલયહિ ઠટા પહોંચ્યા તો એ સય્યિદ સાહબનો મામલો વેરવિખેર થઈ ગયો ! તેમની શાન ફિકી પડી ગઈ. એટલે સય્યિદ સાહેબ હસદના કારણે હઝરત મખ્દૂમ આદમ રહમતુલ્લાહિ અલયહિના માટે અપમાનજનક શબ્દો વાપરવા લાગ્યા અને વિરોધ કરવા લાગ્યા.

તે પછી હસદની આગ એવી ભડકી ઊઠી કે એ સય્યિદ સાહબ હઝરત મખ્દૂમ આદમ રહમતુલ્લાહિ અલયહિની હત્યા (ખૂન) કરવા માટે તૈયાર થઈ ગયા.

એક વખતે એક શેરીમાં, હઝરત મખ્દૂમ આદમ રહમતુલ્લાહિ અલયહિના પસાર થવાના રસ્તામાં ઊભા થઈ ગયા કે જેથી જેવા હઝરત મખ્દૂમ આદમ રહમતુલ્લાહિ અલયહિ પસાર થાય કે તત્કાલ તલવારથી તેમની હત્યા અથવા ઝખ્મી કરી દે.

પરંતુ જેવા હઝરત મખ્દૂમ આદમ (રહ.)ને તશરીફ લાવતા જોયા તો તેમના કદમો (ચરણો)માં ઢળી પડયા અને માફી માંગવા લાગ્યા !

લોકોએ સય્યિદ સાહબને પૂછયું કે :

“એવું શું બન્યું કે આપ હત્યાનો ઈરાદો બદલીને કદમોમાં ઝુકી ગયા ? !”

સય્યિદ સાહબે જણાવ્યું કે :

“જેવી મારી નિગાહ દૂરથી હઝરત મખ્દૂમ આદમ રહમતુલ્લાહિ અલયહિ પર પડી તો મેં જોયું કે, રસૂલે ખુદા અલયહિસ્સલાતુ વસ્સલામ એમનો હાથ પકડીને આગળ

આગળ તશરીફ લાવી રહ્યા છે !

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પાસે આવીને મને જોયો તો મને ઠપકો આપ્યો એટલે મને શરમ આવી અને હું મારા નાપાક ઈરાદાથી પસ્તાયો અને તવબહ કરી લીધી.''

## આપની એક કરામત

હઝરત મખ્દૂમ આદમ રહમતુલ્લાહિ અલયહિ જે મસ્જિદમાં નમાઝ પઢતા હતા તે મસ્જિદના ઈમામ અખૂન્દ યૂસુફ આપના અકીદતમંદ હતા. તેમનો તરીકો આ હતો કે જયાં સુધી હઝરત મખ્દૂમ તશરીફ નહીં લાવતા, ત્યાં સુધી તેઓ જમાઅત કરતા ન હતા.

હઝરતના સાથેનો એમનો આ ખાસ વર્તાવ બીજા આલિમોને ખૂંચતો હતો કે હઝરત મખ્દૂમ આવી જાય તો બીજા કોઈની રાહ જોતા ન હતા.

એક દિવસે મખ્દૂમ આદમ બિન ઈસ્હાકનો પુત્ર મિયાં અબૂબકર જયારે મસ્જિદમાં નમાઝના માટે આવ્યો ત્યારે જમાઅત થઈ ચુકી હતી. તેને ઘણો ગુસ્સો આવ્યો.

તેણે મસ્જિદના ઈમામોને ધમકાવીને કહ્યું કે :

''તમે મખ્દૂમ આદમના સિવાય બીજા કોઈની રાહ નથી જોતા. જો તમે પોતાની આ વર્તણુંક નહિ બદલી તો હું તમને ઈમામતથી કાઢી મૂકીશ.''

આ સાંભળીને મસ્જિદના ઈમામ ઘણાં દુઃખી થયા અને એ જ ગમગીનીની હાલતમાં હઝરત મખ્દૂમ આદમની ખિદમતમાં હાજર થયા અને આપને હકીકત જણાવી.

હઝરતે ફરમાવ્યું કે :

"ચિંતા ન કરો. ઘરે જઈને કુરઆને પાકની તિલાવતમાં મશગૂલ થઈ જાઓ. અબૂબકર પોતે જ તમારી પાસે આવશે અને તમારી માફી માંગશે."

ઈમામ સાહબ ઘરે જઈને કુરઆને પાકની તિલાવતમાં મશગૂલ થઈ ગયા.

પેલી બાજુ મિયાં અબૂબકરના પેટમાં સખત દુઃખાવો શરૂ થઈ ગયો. તેને તત્કાલ એહસાસ થઈ ગયો કે ઈમામ સાહબને ધમકાવવાનું જ આ પરિણામ છે.

તે તત્કાલ દોડતા ઈમામ સાહબની પાસે આવ્યા અને તેમની માફી માંગી અને રડવા લાગ્યા.

જયારે તેઓ ખૂબ રડયા અને કરગરવા અને કાલાવાલા કરવા લાગ્યા ત્યારે ઈમામ સાહબે આ શરતે માફી આપવાનો વાયદો કર્યો કે :

- અબૂબકર તેમને છ મહીનાનો પગાર પેશગી (એડવાન્સમાં) આપશે અને ખિલઅત (સનમાન માટેનો પોશાક) અને સનદ આપશે.
- જયારે અબૂબકરે આ શરતો કબૂલ કરી ત્યારે ઈમામ સાહબે પાણી પર દમ કરીને તેને આપ્યું.
- એ દમ કરેલું પાણી પીતાં જ અબૂબકરને શિફા હાસિલ થઈ ગઈ.

## ઠટાના નવાબ અને કાઝી પાસે અનાજના ગોદામોના દરવાજા ખોલાવ્યા

એક વખતે ઠટાના નવાબ અને શહેર કાઝીએ મળીને અનાજનો સંગ્રહ કર્યો અને કીંમત વધારી દીધી અને અનાજના ગોદામો બંધ કરી દીધાં.

શહેરના લોકો આ સિતમથી તંગ આવીને નવાબ સાહબની

ખિદમતમાં ફરિયાદ કરવા માટે હાજર થયા પરંતુ તેમણે લોકોની ફરિયાદ સાંભળી નહિ.

લોકો ત્યાંથી હઝરત મખ્દૂમ આદમ રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થયા અને આ બાબતની ફરિયાદ કરી.

હઝરતે આ બાબતમાં નવાબ સાહેબ પર સંદેશો મોકલીને લોકોની ફરિયાદ દૂર કરવા જણાવ્યું પરંતુ નવાબે હઝરતની વાત ધ્યાન પર ન લીધી.

હઝરતે લોકોને ફરમાવ્યું કે :

"આજની રાત વધારે સબર કરી લો ! કાલે ગોદામોના દરવાજાઓ આપો આપ ખુલી જશે."

તે જ રાતે નવાબ સાહબ અને કાઝી સાહબના ઝાડા—પેશાબ બંધ થઈ ગયા !

હકીમોએ ઘણી કોશિશ કરી પરંતુ ફાયદો ન થયો. છેવટે નિરાશ થઈને નવાબ સાહબ અને કાઝી સાહબે હઝરતની ખિદમતમાં વિનંતી કરી.

હઝરતે ફરમાવ્યું કે :

'તમે લોકો માટે અનાજના ગોદામોના દરવાજાઓ બંધ કરી દીધાં છે. તેને ખોલી દો જેથી હક તઆલા તમને પણ શિફા આપે.'

તે જ વખતે ગોદામોના દરવાજાઓ ખોલી દેવામાં આવ્યા અને નવાબ સાહબ તથા કાઝી સાહબને પણ અલ્લાહ તઆલાએ શિફા આપી.

## આપના સમકાલીન મહાન બુઝુર્ગો પણ આપની તા'ઝીમ કરતા હતા

હઝરત મખ્દૂમ આદમ રહમતુલ્લાહિ અલયહિના તમામ સમકાલીન બુઝુર્ગો આપની અતિ બુલંદ શાન અને મરતબાને સ્વીકારતા હતા અને આપની તા'ઝીમ કરતા હતા.

તે ઝમાનામાં હઝરત મખ્દૂમ આદમ બિન ઈસહાક નામના બુઝુર્ગની ગણના તે ઝમાનાના મહાન ઉલમા અને જલીલુલ કદર સૂફીઓ અને અવલિયામાં થતી હતી. તેઓ પણ હઝરત મખ્દૂમ આદમ રહમતુલ્લાહિ અલયહિની તા'રીફ કરતા હતા. અને સમકાલીન હોવા છતાં આપની ઘણી તા'ઝીમ કરતા હતા.

## વફાત અને મઝાર

- હઝરત મખ્દૂમ આદમની વફાત ઠટામાં થઈ.
- આપનો પૂર અનવાર મઝાર 'મલકી'ના મશહૂર કબ્રસ્તાનમાં ઈદગાહની ઉત્તર દિશામાં 'હવેલી'ના વચ્ચે છે.

## પોતાના મુબારક મઝાર માટે આગાહી

- હઝરત મખ્દૂમ આદમે પોતાની ઝિંદગીમાં પોતાના દફનસ્થાન અને મઝાર વિષે ફરમાવ્યું હતું કે :

  "મારો મઝાર જન્નતના તબકાતમાંથી છે."
- હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાન રહમતુલ્લાહિ અલયહિએ હરમૈન શરીફૈનથી પોતાના ખાસ મુરીદોને લખેલા પત્રો પૈકી એક પત્રમાં આપે હઝરત મખ્દૂમ આદમ રહિમહુલ્લાહુ અને આપના મહાન ખલીફા હઝરત મખ્દૂમ અબૂલ કાસિમ રહમતુલ્લાહિ અલયહિના મઝારો પર હાજરી આપવાની ખાસ તા'કીદ ફરમાવી છે.

## અવલાદ

## હઝરત શયખ ફયઝુલ્લાહ રહમતુલ્લાહિ અલય

- આપ હઝરત મખ્દૂમ આદમ (રહ.)ના મોટા સાહબઝાદહ હતા.
- પોતાના સમયના વિદ્વાન આલિમ અને કામિલ આરિફ (સૂફી) હતા.
- હઝરત મખ્દૂમ રહમતુલ્લાહિ અલયહિ પછી તેમની જગ્યાએ આપ જ રુશદો હિદાયતના મસનદ પર બિરાછમાન થયા.
- 'મરગૂબુલ અહબાબ'માં છે કે હઝરત મખ્દૂમ આદમ રહમતુલ્લાહિ અલયહિએ પોતાની વફાતના સમયે પોતે આપને પોતાના જાનશીન ફરમાવી દીધા હતા.

### તા'લીમ અને તરબિયત

- બાળપણમાં આપની તા'લીમ અને તરબિયત ખ્વાજા અબૂલ કાસિમ નકશબંદી રહમતુલ્લાહિ અલયહિએ કરી હતી. તેઓ હઝરત મખ્દૂમ આદમ રહમતુલ્લાહિ અલયહિના ખાસ ખલીફાઓમાંથી હતા.
- આપ પોતાના આ મખ્દૂમ ઝાદહની તરબિયતમાં એટલી લગન અને મહેનત તથા મુહબ્બત અને શફકત કરતા હતા કે પોતાના બાળકો પર પણ આપને અગ્રતા આપતા હતા.
- શાગિર્દ હોવા છતાં મખ્દૂમ ઝાદહ હોવાની હેસિયતથી તેમનો અદબ અને એહતિરામ કરતા હતા.
- આપે તા'લીમ અને તરબિયતના ઝરીએ તેમના કાબિલ જૌહરને આ મકામ પર પહોંચાડી દીધા કે તે મોટા મોટા ઉલૂમ અને મઆરિફનું સંપાદન કરી શકે.
- તે પછી ઉચ્ચ રૂહાની તા'લીમ અપાવવા માટે આપને પોતાની સાથે સરહિંદ શરીફ લઈ ગયા અને ત્યાં પોતાના શયખ અને મુરશિદ શાહ સયફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં તેમને પેશ કરીને તેમની ઉચ્ચ તરબિયત અને રૂહાની મરતબાઓની તરક્કીની

આપને દરખ્વાસ્ત કરી.

- હઝરત શાહ સયફુદ્દીન રહિમહુલ્લાહુએ એમની દરખ્વાસ્ત મંઝૂર ફરમાવી અને આપની તરબિયત તરફ ખુસૂસી તવજ્જુહ ફરમાવી.
- તેમની ખુસૂસી તવજ્જુહની અસરથી આપે થોડા જ સમયમાં પોતાની તરબિયત મુકમ્મલ કરી લીધી.

## હઝરત ખ્વાજા સયફુદ્દીન સરહિંદી રહમતુલ્લાહિ અલયહિનો પરિચય

- આપ હઝરત ઉર્વતુલ વુસ્કા ખ્વાજા મુહમ્મદ મા'સૂમ કુદિસ સિર્રુહૂના પાંચમા ફરઝંદ છે.
- આપનો મુબારક જન્મ ૧૦૪૯ હિજરીસન મુતાબિક ૧૬૩૯ ઈસ્વીસનમાં સરહિંદ શરીફમાં થયો.
- જયારે આપ સમજણની વયે પહોંચ્યા તો થોડી મુદતમાં આપે કુર્આન મજીદ હિફઝ કરી લીધું.
- તે પછી થોડા સમયમાં દરમિયાની કિતાબો પઢી.

## ૧૧ વર્ષની ઉંમરે ફનાએ કલ્બથી મુશર્રફ થઈ ગયા

- ૧૧ (અગિયાર) વર્ષની ઉંમરે આપના વાલિદ હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિએ આપને ફનાએ કલ્બની બશારત આપી અને આપની ઉચ્ચ લાયકાતને ધ્યાનમાં રાખીને આપની પ્રગતિનો ઘણો ખ્યાલ રાખ્યો.
- આપ યુવાનીની શરૂઆતમાં જ તમામ કમાલાત હાસિલ કરીને અલ્લાહ તઆલાની બારગાહમાં મકબૂલ થઈ ગયા.
- અમ્ર બિલ મઅરૂફ અને નહી અનિલ મુન્કર (સારી વાતનો હુકમ કરવો અને ખરાબ વાતોથી રોકવું) આપનો સ્વભાવ હતો.
- શરીઅતના અહકામને ચાલુ કરવાનો અને બિદઅતને દૂર કરવાનો

ઘણો ખ્યાલ રાખતા હતા.

['હાલાતે હઝરાતે મશાઈખે નકશબંદિય્યહ મુજદ્દિદિય્યહ' : ૩૪૮]

## ઔરંગઝૈબ બાદશાહની બાતિની તરબિયતના માટે આપને શાહજહાંબાદ (દિલ્હી) મોકલવામાં આવ્યા

તે સમયના સુલતાન ઔરંગઝૈબ આલમગીરે હઝરત ઉર્વતુલ વુસ્કા ખ્વાજા મુહમ્મદ મા'સૂમ (રહ.)ની ખિદમતમાં દરખાસ્ત કરી કે :

"હું સલતનતના કામોમાં મશ્ગૂલ છું, એટલે આપની ખિદમતમાં સરહિંદ શરીફ હાજર નથી થઈ શકતો. જેથી આપ પોતાના ખાદિમોમાંથી અથવા ખલીફાઓમાંથી કોઈને મારી પાસે મોકલો, જેથી હું તેનાથી બાતિની ફૈઝ મેળવી શકું."

હઝરત ઉર્વતુલ વુસ્કા ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિની પારદર્શી નિગાહે હઝરત ખ્વાજા સૈફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિને જ પસંદ ફરમાવ્યા અને બાદશાહની તરબિયતના માટે આપને શાહજહાંબાદ (દિલ્હી) મોકલ્યા.

['હાલાતે હઝરાતે મશાઈખે નકશબંદિય્યહ મુજદ્દિદિય્યહ' : ૩૫૦]

નકશબંદી અવલિયા ગ્રંથ : ૫, 'ફયઝાને મા'સૂમિય્યહ'માં પાના નંબર : ૩૪૬ થી ૩૭૭ માં આપના વિસ્તૃત હાલાત આવી ગયા છે.

**[હઝરત ખ્વાજા સયફુદ્દીન રહિમહુલ્લાહુનો પરિચય સમાપ્ત]**

## હઝરત શયખ ફયઝુલ્લાહની રિયાઝત અને મુજાહદહ

સુલૂકની રાહને તય કરવા અને કમાલાતના મરતબાઓ પર નિયુકત થવા માટે હઝરત શયખ ફયઝુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ કેટલી કેટલી રિયાઝતો ફરમાવી. તેનું અનુમાન માત્ર આ

એક જ વાતથી થાય છે કે આપે ઘણી વખત ઠટાથી સરહિંદ શરીફનો લાંબો સફર સવારી વિના પગપાળા તય કર્યો. આ મહાન રિયાઝતે આપને પોતાના પીરો મુરશિદ હઝરત ખ્વાજા સયફુદીન રહમતુલ્લાહિ અલયહિની નિગાહે કરમના ખાસ મુસ્તહિક કરી દીધા. જેથી આપના પીરો મુરશિદે પોતાના ખાસ અલતાફ અને કરમ વડે આપને નવાઝયા અને ઘણી જલ્દી આપની તકમીલ કરાવીને ઈજાઝત અને ખિલાફતથી આપને સરફરાઝ ફરમાવ્યા. અને મખ્લૂકની રુશદો હિદાયતનો હુકમ આપીને માલૂફ વતન તરફ પાછા જવાનો અને ત્યાં પોતાના વાલિદ સાહબના સજજાદહને સંભાળવાનો હુકમ આપ્યો.

## શયખ ફયઝુલ્લાહનો એહતિરામ

હઝરત શયખ અબૂલ કાસિમ નકશબંદી રહમતુલ્લાહિ અલયહિ પોતાના સમયના મશહૂર કામિલ આરિફ અને લોકોના સન્માનપાત્ર હોવા છતાં પોતાના પીરના પુત્ર શયખ ફયઝુલ્લાહનો એટલો એહતિરામ અને તા'ઝીમ કરતા હતા કે તેમની સામે પોતાની બુઝુર્ગી અને મશીખતને પણ જાહેર કરવું આપને ગવારા ન હતું. જેથી જો કોઈ તાલિબ આપની પાસે સુલૂકની રાહો તય કરવા માટે આવતો હતો તો આપ તેને બેઅદબી સમજતા હતા કે મખ્દૂમ ફયઝુલ્લાહની હાજરી હોવા છતાં હું તેને પોતાનો મુરીદ બનાવીને તેમના મુકાબલામાં પોતાની શખ્સિયત બતાવું ?

જેથી આપનો તરીકો એ હતો કે સૌ પ્રથમ તે તાલિબને હઝરત શયખ ફયઝુલ્લાહની ખિદમતે અકદસમાં મોકલતા. જયારે તેઓ તેને તવજજુહ આપી દેતા હતા ત્યારે આપ તેને રુહાની તરબિયતની શરૂઆત ફરમાવ્યા કરતા હતા.

આ અદબની આ'લા મિસાલ છે કે પોતાના શાગિર્દનો એહતિરામ અને તા'ઝીમ એટલા માટે કરવામાં આવે છે કે તે

ઉસ્તાદનો પુત્ર અને રૂહાની મુરબ્બીનો ફરઝંદ છે.

## ફયઝે સુહબત

પોતાના વાલિદ હઝરત મખ્દૂમ આદમ રહમતુલ્લાહિ અલયહિની નિસબત અને સરહિંદ શરીફથી હઝરત ખ્વાજા સયફુદીન રહમતુલ્લાહિ અલયહિથી મળેલી રૂહાની દવલતોને લઈને જયારે હઝરત ફયઝુલ્લાહ રુશદો હિદાયતની મસનદ પર બિરાજમાન થયા તો ગુમરાહીના રણમાં ભટકેલા ઘણાં લોકો સીધા રસ્તા પર આવી ગયા.

કહેવામાં આવે છે કે આપની સોહબતમાં આ અસર હતી કે જે આપની પાસે આવી જતો હતો તેના દિલમાંથી અલ્લાહ તઆલાના સિવાયના નકશ અને વિચારો નીકળતા જતા હતા. અને તેનું દિલ અલ્લાહ તઆલાની યાદથી એવું મઅમૂર થઈ જતું હતું કે પછી અલ્લાહ તઆલાના સિવાયનો ખ્યાલ આવી જ શકતો ન હતો.

તદઉપરાંત, હકના તાલિબો આપની સોહબતથી અદભુત કૈફિયતોથી તૃપ્ત થતા હતા.

## મકામે વિલાયત

આપના વિલાયતના મકામનું અનુમાન આ એક બનાવથી થાય છે કે આપના મુખ્લિસો અને મુરીદોમાં એક સલાહિયતવાળા શખ્સ હતા જે આપને એટલા મહબૂબ હતા કે જયાં સુધી તેઓ આવી જતા ન હતા આપ રમઝાન માસમાં ઈશાની નમાઝ શુરૂ કરતા ન હતા. એક દિવસ તેમને આવવામાં મોડું થઈ ગયું. આપ એકલા પોતાના હુજરા શરીફમાં તશરીફ ફરમા હતા અને તેમના આવવા વિશે લોકોને પૂછી રહ્યા હતા. થોડા સમય પછી જયારે તેઓ તશરીફ લાવ્યા તો લોકોએ તેમને બતાવ્યું કે હઝરત આપના વિશે પૂછી રહ્યા હતા.

તેઓ દોડતા હઝરતની પાસે ગયા, પણ જયારે હઝરતના હુજરહની પાસે પહોંચ્યા તો તેમને અંદરથી બે માણસોની વાતચીતનો અવાજ આવ્યો. જેને સાંભળીને આપ બહાર જ રોકાઈ ગયા. થોડા સમય પછી જયારે હઝરત બહાર તશરીફ લાવ્યા તો તેમને જોતા જ ફરમાવ્યું કે :

તમે પોતાના આવવાથી થોડા સમય અગાઉ અમોને શા માટે ખબર નહિ કરી. જો અમોને પોતાની આવવાની ખબર આપી દેતે તો આજે અમે તમોને આં હઝરત રૂહી ફિદાહુ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત કરાવતે અને તેમના મુબારક હાથોમાં તમારો હાથ આપીને તેમની પાસે તમારી સિફારિશ કરાવતે. કારણ કે જનાબ રિસાલતે મઆબ અલયહિસ્સલાતુ વસ્સલામ અત્યારે આ જ હુજરામાં તશરીફ ફરમા હતા.

## શાને જલાલી

એક બેઅદબ શખ્સ આપની મેહફિલમાં બેસીને આપની મેહફિલના આદાબની અવગણના કરીને કોઈ બીજી તરફ જોઈ રહ્યો હતો. એક વખત તેને ચેતવવામાં આવ્યો, પણ તે સુધર્યો નહિ. જયારે બીજી વખત તેણે ગુસ્તાખીથી ગરદન ફેરવીને બીજી તરફ જોવાનો ઈરાદો કર્યો તો તેની ગરદન તે તરફ જ ફરી ગઈ.

## વફાત

આપે નવયુવાનીમાં પોતાના વાલિદની વફાતના ચાર–પાંચ વરસ પછી આ ફાની દુનિયાથી રહલત ફરમાવી. આપનો મઝારે મુબારક પોતાના વાલિદ મખ્દૂમ આદમ રહમતુલ્લાહિ અલયહિના મઝારની પૂર્વ દિશા તરફ મકલીના મશહૂર કબ્રસ્તાનમાં છે.

## અવલાદ

અફસોસ કે આપની કોઈ નર અવલાદ ન હતી.

## હઝરત શયખ મુહમ્મદ અશરફ રહમતુલ્લાહિ અલયહિ

- આપ હઝરત મખ્દૂમ આદમ રહિમહુલ્લાહુના બીજા સાહબઝાદહ છે.
- આપ મહાન આલિમ અને કામિલ વિદ્વાન હતા.
- પોતાના મોટા ભાઈ શયખ ફયઝુલ્લાહની વફાત પછી પોતાના વાલિદની ખાનકાહમાં તેમની જગાએ સજ્જાદહ નશીન થયા.

## તા'લીમ અને તરબિયત

- શરૂઆતમાં આપની તા'લીમ અને તરબિયત પણ આપના મોટા ભાઈની સાથે હઝરત શયખ અબૂલ કાસિમ નકશબંદીના ઝરીએ થઈ.
- તેમણે ખૂબ જ શફકત અને મુહબ્બતની સાથે આ બન્ને મખ્દૂમ ઝાદોની તરબિયત ફરમાવી અને પછી પોતાની સાથે સુલૂકના સોપાનની પરિપૂર્ણતા માટે સરહિંદ શરીફ લઈ જઈને પોતાના પીરો મુરશિદ હઝરત ખ્વાજા શાહ સયફુલ્લાહ (ઈબ્ને હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ ઈબ્ને હઝરત ઈમામે રબ્બાની)ની ખાસ તવજ્જુહોના ઝરીએ તેમની તકમીલ કરાવી.
- હઝરત ખ્વાજાની પણ તે બન્ને હઝરાત પર ખાસ નિગાહ હતી.

શયખ મુહમ્મદ અશરફે પણ પોતાના ભાઈ સંગાથે ઘણી વખત ઠટાથી સરહિંદ શરીફ સુધી પગપાળા સફર કરીને પોતાના પીરો મુરશિદની નિગાહમાં એક મકામ પૈદા કરી લીધો હતો. જે આપની દરજ્જાઓની તરક્કીનું નિમિત્ત બન્યું.

## હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બીમારપુરસી માટે તશરીફ લાવ્યા

આપના ખાસ લોકો અને મુરીદોમાંથી એક શખ્સે રાત્રે

ખ્વાબમાં જોયું કે ફખરે મવજૂદાત, ખતમુર્રુસુલ જનાબ હઝરત મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આપની ખાનકાહ તરફ તશરીફ લઈ જઈ રહ્યા છે.

ખ્વાબ જોનાર શખ્સે ખ્વાબમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી પૂછયું કે :

આપ ત્યાં શા માટે તશરીફ લઈ જઈ રહ્યા છો ?

હુઝૂર અલયહિસ્સલાતુ વસ્સલામે ફરમાવ્યું કે :

"હું શયખ મુહમ્મદ અશરફની ઈયાદત (બીમારપુરસી) માટે જઈ રહ્યો છું."

સવારે જયારે એ શખ્સ ખિદમતે અકદસમાં હાજર થયો તો જોયું કે ખરેખર હઝરત મુહમ્મદ અશરફની આંખોમાં તકલીફ હતી અને તેની અસર આંખોથી જાહેર થઈ રહી હતી.

જયારે તેમણે રાતના બનાવનો ઉલ્લેખ પોતાના મુરશિદ શયખ મુહમ્મદ અશરફને કર્યો તો આપે હસતા મુખે ફરમાવ્યું કે :

"અલ્હમ્દુ લિલ્લાહ ! ત્યાર પછી હવે આંખનો દુઃખાવો બિલ્કુલ નથી !"

**કરામત**

એક વખત મખ્દૂમ શયખ મુહમ્મદ અશરફ પોતાના એક દોસ્તને ત્યાંથી દા'વતમાં શરીક થઈને પાછા આવી રહ્યા હતા કે અચાનક રસ્તામાં વરસાદ વરસ્યો અને એટલો ઝબરદસ્ત વરસાદ થયો કે ગલી પાણી અને કીચડથી ભરાઈ ગઈ.

આપ એ જ હાલતમાં પોતાના ઘરે પહોંચ્યા. આપના ઘરના પગથિયા પર પગ મૂકતા જ આપનો પગ લપસી ગયો અને કીચડમાં

ફસી ગયો. પણ જયારે આપે પોતાનો પગ કીચડમાંથી કાઢયો તો લોકો આપની આ કરામતને જોઈને હયરાન રહી ગયા કે આપનો પગ બલ્કે આપની મોજડી પણ ભીની થઈ ન હતી અને આપના શરીર પર કોઈ પણ જગ્યાએ ભીનાશનું નામો નિશાન ન હતું.

## વફાત

આપની વફાત પણ આપના મોટા ભાઈ હઝરત શયખ ફયઝુલ્લાહની જેમ જવાનીમાં જ થઈ ગઈ. અર્થાત્ પોતાના વાલિદ બુઝુર્ગવારની વફાતના છ વરસ પછી અને પોતાના મોટા ભાઈ શયખ ફયઝુલ્લાહની વફાતના એક વરસ પછી આપ આ ફાની દુનિયાથી હંમેશાની દુનિયા તરફ કૂચ કરી ગયા.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

## આપનો મઝારે મુબારક

આપનો મઝાર પણ પોતાના વાલિદ અને ભાઈના મઝારની સાથે મકલીમાં ઝિયારતગાહે ખાસ અને આમ છે.

## અવલાદ

- આપના બે સાહબઝાદહ હતા :

  શયખ અહમદ અને શયખ મુહમ્મદ.
- પિતાજીની વફાત વખતે શયખ મુહમ્મદ ઘણાં નાની ઉંમરના હતા.
- અહીં પ્રથમ પુત્ર શયખ અહમદનો પરિચય લખવામાં આવે છે.

## હઝરત શયખ અહમદ (પૌત્ર) રહમતુલ્લાહિ અલયહિ

- આપ હઝરત મખ્દૂમ આદમ ઠટવી રહિમહુલ્લાહુના પૌત્ર અને હઝરત મખ્દૂમ મુહમ્મદ અશરફ રહિમહુલ્લાહુના ફરઝંદે અરજુમંદ હતા.

• ઉલૂમે ઝાહિરી અને ઉલૂમે બાતિનીના ભંડાર અને સાહિબે કશ્ફ અને કરામત બુઝુર્ગ હતા.

બાળપણમાં જ વાલિદનો સાયો માથા પરથી ઉઠી ગયો હતો, પરંતુ એ જ યતીમીની હાલતમાં આપે તમામ ઉલૂમને હાસિલ કરવાની શરૂઆત કરી અને નવયુવાની સુધી આપે તમામ ઉલૂમની તકમીલ કરીને એમાં સંપૂર્ણ મહારત હાસિલ કરી લીધી.

તે પછી આપ પોતાની ઝાહિરી અને બાતિની તકમીલના માટે પાયએ સલતનત (રાજધાની) દિલ્હી તશરીફ લઈ ગયા જે તે સમયે ઉલમા, સૂફીઓ અને અવલિયાનું મરકઝ બનેલું હતું. ત્યાં આપ લાંબી મુદ્દત સુધી રહ્યા અને પોતાના ઉલૂમ અને મઆરિફને ફેલાવ્યા.

<u>નોંધ</u> :

(૧) બીજા પુત્ર હઝરત શયખ મુહમ્મદ રહમતુલ્લાહિ અલયહિ ઉર્ફે 'અબૂલ મસાકીન'નું મુબારક નામ શજરએ તય્યિબહમાં હોવાથી એમનું વિસ્તૃત જીવનચરિત્ર ત્રીજા વિભાગમાં લખવામાં આવશે.

(૨) • હઝરત શયખ મુહમ્મદ અશરફ રહિમહુલ્લાહુના દામાદ,
• હઝરત 'અબૂલ મસાકીન' રહમતુલ્લાહિ અલયહિના બનેવી અને
• હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાન રહિમહુલ્લાહુના ઉસ્તાદ

હઝરત મખ્દૂમ મુહમ્મદ સાદિક રહમતુલ્લાહિ અલયહિનો પરિચય હવે અહીં લખવામાં આવે છે.

## હઝરત મખ્દૂમ મુહમ્મદ સાદિક રહમતુલ્લાહિ અલયહિ

• હઝરત મખ્દૂમ અબૂલ મસાકીન ખ્વાજા મુહમ્મદના વાલિદ ખ્વાજા મખ્દૂમ મુહમ્મદ અશરફના મખ્દૂમ મુહમ્મદ સાદિક દામાદ છે.
• આપ પોતાના સમયના મોટા વિદ્વાન આલિમ, ફાઝિલ અને

મુહક્કિક (સંશોધક) હતા.

- નગર ઠટામાં આપનો એક દારુલ ઉલૂમ હતો, જયાં સેંકડો તાલિબે ઈલ્મ દીની ઉલૂમ આપથી હાસિલ કરતા હતા.
- આપના ઉચ્ચ ઈલ્મી મકામનો એનાથી મોટો બીજો કયો સુબૂત હશે કે ખ્વાજા મુહમ્મદ ઝમાન રહમતુલ્લાહિ અલયહિ (અવ્વલ) પણ આ જ મદ્રસહમાં પઢયા અને આપથી જાહિરી ઉલૂમની તકમીલ કરી.

## બયઅત

હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાન (અવ્વલ) રહમતુલ્લાહિ અલયહિના વાલિદ હઝરત શયખ સય્યિદ અબ્દુલ લતીફ પાસેથી આપે સિલસિલએ આલિયહ નકશબંદિયહમાં બયઅતનો શરફ હાસિલ કર્યો અને આપથી જ સુલૂકની મંઝિલો તય કરી.

## મઝારે મુબારક

મખ્દૂમ મુહમ્મદ સાદિકનો મઝાર ઠટામાં મકલીના મશહૂર કબ્રસ્તાનમાં હઝરત મખ્દૂમ આદમ ઠટવીના મુબારક પગ તરફ છે.

## અવલાદ

- આપના એક સાહબઝાદહ મિયાં ગુલામ હુસયન મખ્દૂમ અબૂલ હસનના નામથી મશહૂર છે.
- આપ હિજરત કરીને હરમયન શરીફયન ચાલ્યા ગયા હતા.
- ત્યાં આપે ઘણી શોહરત મેળવી.
- ત્યાં જ આપ ૧૧૮૭ હિજરીસનમાં વફાત પામ્યા.
- તેમના પછી મખ્દૂમ મુહમ્મદ હયાત સનદી મદીનહ મુનવ્વરહમાં મદ્રસહ ચલાવતા હતા.
- તેમના વિષે પીર સય્યિદ હિશામુદ્દીન રાશિદી લખે છે કે :

એમની ગણના ત્યાંના કેટલાક ઉલમા અને ફાઝિલોમાં થાય છે.

## હઝરત મખ્દૂમ આદમ રહિમહુલ્લાહુના ખલીફાઓ

- હઝરત મખ્દૂમ આદમ રહમતુલ્લાહિ અલયહિના મુખ્ય ખલીફા હઝરત મખ્દૂમ અબૂલ કાસિમ રહમતુલ્લાહિ અલયહિનું વિસ્તૃત જીવનચરિત્ર બીજા વિભાગમાં લખ્યું છે.
- હઝરત મખ્દૂમ આદમ રહમતુલ્લાહિ અલયહિના એ ઉપરાંત બીજા અનેક ખલીફાઓમાંથી કેટલાક ખલીફાઓનો પરિચય અહીં લખવામાં આવે છે.

### ચાર મહાન ખલીફાઓ

**(૧) હઝરત શયખ અનસ રહમતુલ્લાહિ અલયહિ**
**(૨) હઝરત શયખ ફત્હ મુહમ્મદ રહમતુલ્લાહિ અલયહિ**
**(૩) હઝરત શયખ અબૂલ હસન રહમતુલ્લાહિ અલયહિ**
**(૪) હઝરત શયખ ઈનાયતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ**

- હઝરત શયખ અનસ રહમતુલ્લાહિ અલયહિ પોતાના સમયના સાહિબે જઝબ અને સાહિબે કૈફિયત બુઝુર્ગ હતા.
- હઝરત મખ્દૂમ આદમ ઠટવી નકશબંદી રહમતુલ્લાહિ અલયહિએ આપની રૂહાની તરબિયત ફરમાવીને આપને ઈજાઝત અને ખિલાફતથી સરફરાઝ ફરમાવ્યા હતા.
- આપનો સંબંધ શિકારપૂર સાથે હતો.
- આપ ઠટા શહેરના કાઝી હતા.

**બીજા ત્રણ ખલીફાઓ :**

(૧) શયખ ફત્હ મુહમ્મદ રહમતુલ્લાહિ અલયહિ
(૨) શયખ અબૂલ હસન રહમતુલ્લાહિ અલયહિ

(૩) શયખ ઈનાયતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ

આ તમામનો શુમાર પણ હઝરત મખ્દૂમ આદમ રહમતુલ્લાહિ અલયહિના ખાસ મુરીદો અને લાયકાત ધરાવનાર તથા સાહિબે હાલ ખલીફાઓમાંથી થાય છે.

## મજકૂર ચારેય ખલીફાઓની બાતિની અને રૂહાની કાબિલિય્યત વિષે હઝરત ખ્વાજા સયફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિનો મુબારક પત્ર

હઝરત મખ્દૂમ રહિમહુલ્લાહુના આ ચાર મુખ્લિસ બુઝુર્ગોને હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુના પૌત્ર ખ્વાજા સયફુદ્દીન રહિમહુલ્લાહુથી પણ મુલાકાતનો શરફ હાસિલ છે.

હઝરત ખ્વાજા સયફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિની જયારે આ ચારો હઝરાત સાથે મુલાકાત થઈ તો તેમની બાતિની અને રૂહાની ઈસ્તિઅદાદ તથા કાબિલિયતનું અનુમાન કરી આપ રહમતુલ્લાહિ અલયહિને ઘણી ખૂશી થઈ. પોતાની આ ખૂશી અને આનંદનો ઈઝહાર આપે પોતાના એક મકતૂબ (પત્ર)માં હઝરત મખ્દૂમ આદમ રહમતુલ્લાહિ અલયહિથી ફરમાવ્યો :

મજકૂર ફારસી પત્રનો ગુજરાતી ભાવાર્થ નીચે પ્રમાણે છે :

"આ બુલંદ તરીકા પર તમારી ઈસ્તિકામત અને તમારા તલબાની તલ્લીનતા વિષે સમાચારો અમારા માટે લુત્ફ અને લિઝઝતનું નિમિત્ત બને છે. અલ્લાહ તઆલા તમારી તરક્કી અને ઈસ્તિકામતમાં વધારો ફરમાવે. તમારા તે કેટલાક હોનહાર શાર્ગિદ જેમની સાથે મુલાકાત થઈ હતી તેમના અહેવાલ વિષે પઢીને પણ તબીઅત બેહદ ખૂશ થઈ હતી. ખાસ કરીને શયખ અનસ રહમતુલ્લાહિ અલયહિ, સય્યિદ ફત્હ મુહમ્મદ, શયખ

ઈનાયતુલ્લાહ સાથે મુલાકાત થઈ હતી. તેમના પસંદપાત્ર હાલાતને સાંભળીને ખૂશી અને આનંદ થાય છે.

ઉમ્મીદ છે કે આ ઉપર જણાવેલ તાલિબો તરફ તમે વધુમાં વધુ પોતાની તવજ્જુહ કેન્દ્રિત રાખશો.

તદઉપરાંત તમે અકસર પોતાના પત્રોમાં અહીં સરહિંદ શરીફ આવવાનો શોખ વ્યકત કરો છો. અમને પણ તમારા દીદારની ઈચ્છા છે. પરંતુ હાલમાં આપના મકામને છોડીને તલબાની તા'લીમ અને તરબિયતને છોડીને અહીં આવવું તમારા માટે યોગ્ય નથી, કારણ કે ફકીરનો એ'તિકાદ આ છે કે ત્યાંના તમામ મુઆમલાતનો મદાર તમારી ઝાત સાથે સંબંધિત છે.

ભલે જયારે પણ ઝાહિરી મુલાકાત નસીબમાં લખેલી હશે ત્યારે મુલાકાત થઈ જશે. સૌથી બેહતર કામ આપસનો ભાઈચારો છે. વસ્સલામ.''

## એક બીજો મુબારક પત્ર

તદઉપરાંત હઝરત ખ્વાજા સયફુદ્દીન ઈબ્ને ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહિમહુમુલ્લાહુની એક બીજી ઈબારત હઝરત શયખ અનસ રહમતુલ્લાહિ અલયહિના બુલંદ મરતબાની તરફ ઈશારો કરે છે.

તેઓ ફરમાવે છે :

''નેક અને અહલુલ્લાહના રસ્તા પર ચાલનારા મારા ભાઈ શયખ અનસે એક મુદ્દત સુધી મારી સોહબત હાસિલ કરી, જેનાથી તેને મોટી મોટી તરક્કીઓ હાસિલ થઈ અને તેણે મોટા મોટા ફાયદાઓ હાસિલ કર્યા. બસ, તેના માટે ખૂશખબરી જ ખૂશખબરી છે. વસ્સલામ.''

## હઝરત મખ્દૂમ ઈબ્રાહીમ લાહોરી

- આપ હઝરત મખ્દૂમ આદમ ઠટવી નકશબંદી રહમતુલ્લાહિ અલયહિથી બયઅતનો શરફ ધરાવતા હતા. અને એમના જ મજાઝ (અધિકૃત) ખલીફાઓમાં આપનો શુમાર થતો હતો.
- આપ મખ્દૂમ અબૂલ કાસિમ નકશબંદીના પીર ભાઈ હતા અને પોતાના સમયના મહાન સાહિબે ફઝીલત અને સાહિબે કરામત બુઝુર્ગ હતા.
- મીર કાનિઅ આપના મકામ અને મરતબાને આ શબ્દોમાં બયાન કરે છે :

"આપ એટલી મહાન કરામતોના માલિક હતા કે અક્કલ અને સમજશક્તિ તેને સમજવાથી લાચાર છે."

'મરગૂબુલ અહબાબ'ના લેખકે પણ આપના આમ ફયઝાન અને અલ્લાહ તઆલાની મખ્લૂકની હિદાયત તથા રહબરીની શોહરતને બયાન કરી છે.

### વફાત

આપની વફાત બારમી હિજરીસનમાં થઈ.

આપના બે ફરઝંદ હતા :

(૧) મિયાં અબૂબકર અને
(૨) મખ્દૂમ ગુલ મુહમ્મદ.

## મિયાં અબૂબક્કર લાહોરી ઠટવી

- આપ મખ્દૂમ ઈબ્રાહીમ લાહોરીના સાહબઝાદહ અને તેમના જાનશીન હતા.

• પોતાના વાલિદ પછી ઘણાં ઊંચા મકામાત અને બુઝુર્ગીના હામિલ સમજવામાં આવતા હતા.
• આપના વાલિદ હઝરત મખ્દૂમ આદમ ઠટવી રહમતુલ્લાહિ અલયહિના પૂર્વજ ખલીફાઓમાંથી હતા.

## રુશદો હિદાયત

• આપના ઝરીએ ઘણાં અલ્લાહ તઆલાના બંદાઓને રહબરી અને હિદાયત મળી.
• આપની એક નિગાહ દિલોની દુનિયાને બદલી નાંખતી હતી.
• મશહૂર છે કે :

એક દિવસ મસ્જિદમાં એક શરાબ પીધેલો માણસ આવી ગયો.

લોકો તેને રોકવા લાગ્યા.

આપે તેની તરફ નિગાહ કરીને ફરમાવ્યું કે :

"તેને આવવા દો. કોઈ મસ્જિદમાં આવે તો તેને રોકો નહિ."

આપની નિગાહ અને વાતચીતે તે શરાબ પીધેલા માણસ પર તે અસર કરી કે તે દિવસ પછી તે 'મસ્જિદનો' થઈ ગયો. અને પોતાની આખી ઝિંદગી તેણે મસ્જિદમાં રહીને ઈબાદતોમાં વીતાવી.

## વફાત

આપની વફાત બારમી હિજરીસનના દરમિયાનમાં થઈ.

## જનાઝા પર પક્ષીઓએ કરેલી છત્રછાયા

જયારે આપનો જનાઝો કબ્રસ્તાન તરફ જવા લાગ્યો તો ખૂબસૂરત અને મધુર અવાજવાળા અનોખા પ્રકારના પક્ષીઓનું એક જુથ દેખાયું, જે કબ્રસ્તાન સુધી જનાઝહ પર અને જનાઝહમાં શામિલ

લોકો પર બરાબર છાંયડો કરતું રહ્યું.

**નવાઈની વાત**

અને નવાઈની વાત આ હતી કે વાદળની જેમ છાયડો કરેલા આટલા મોટા જુથમાંથી કોઈ ગંદકી અથવા નાપાકી જરા પણ તમામ રસ્તા પર કોઈ જગ્યાએ પડી નહિ.

**મઝાર**

આપનો મઝાર મકલીના મશહૂર કબ્રસ્તાનમાં છે.

# બીજો વિભાગ

## મખ્દૂમ અબૂલ કાસિમ નકશબંદી સાહબ રહમતુલ્લાહિ અલયહિ

આપ સિંધના ઈલ્મી અને સૂફી લોકોના એક ઘરથી સંબંધ રાખતા હતા. આપના નેક પૂર્વજો સુહરવર્દિયહ સિલસિલાના મશાઈખમાંથી હતા અને મુલતાન સાથે સંબંધ ધરાવતા હતા. પોતાના ખાનદાનના ફુયૂઝ અને બરકાત હાસિલ કરવા પછી ખાનદાનમાં સૌથી પ્રથમ આપે નકશબંદિય્યહ સિલસિલાનો ફયઝ હાસિલ કર્યો અને સિંધમાં એનો એટલો ફેલાવો કર્યો કે અહીં આપ 'હઝરત નકશબંદી સાહબ'ના લકબથી મશહૂર થઈ ગયા.

હઝરત મખ્દૂમ આદમ રહમતુલ્લાહિ અલયહિના પછી આપ બીજી શખ્સિયત છે જેમણે સિંધમાં આ સિલસિલાને ફેલાવ્યો અને વધારે જગવિખ્યાત કર્યો.

## નામ અને લકબ

- આપનું મુબારક નામ હાફિઝ મખ્દૂમ અબૂલ કાસિમ રહિમહુલ્લાહુ છે.
- આપના વાલિદ સાહબનું નામ દરસે ઈબ્રાહીમ છે.
- આપના પીરો મુરશિદ હઝરત શાહ સયફુદ્દીન (હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ સરહિંદી રહમતુલ્લાહિ અલયહિના પુત્ર) (વફાત ૧૦૯૮ હિજરીસન)એ આપની રૂહાની લાયકાત અને આપના નૂરે બસીરતને જોતા '**નૂરૂલ હક્ક**'ના લકબથી આપને સરફરાઝ ફરમાવ્યા.
- સિંધના લોકોએ આપને હઝરત નકશબંદી સાહબના લકબથી યાદ કર્યા.

## તા'લીમ અને તરબિયત

સૌથી પ્રથમ આપે કુર્આને પાક હિફઝ કર્યું. અને ઝાહિરી ઉલૂમની તકમીલ (પૂર્ણતા) કરી જે ઉલૂમે બાતિનીની પ્રથમ સીડી અને તેની તરક્કી માટે પ્રથમ શર્ત હોય છે.

જ્યારે આપ ઉલૂમે ઝાહિરી હાસિલ કરી ફારિગ થઈ ગયા તો પછી આપે ઉલૂમે બાતિનીના તરફ તવજ્જુહ કરી. અને તેને હાસિલ કરવા માટે તે સમયના સિંધના વિખ્યાત અને મશહૂર મહાન નકશબંદી બુઝુર્ગ મખ્દૂમ આદમ ઠટવીની ખિદમતે અકદસમાં હાજર થઈને તેમની સુહબતમાં રૂહાની તરબિયત લેવાનું શરૂ કર્યું.

હઝરત મખ્દૂમ આદમના તસવ્વુફના મકામાતના શરૂઆતના સોપાન તય કરાવવા પછી તેમને ફરમાવ્યું કે :

"તમારી લાયકાત ઘણી બુલંદ છે, જો તમે સરહિંદ શરીફ કે જે નકશબંદિય્યહ નિસબતનું મરકઝ અને ખઝાનો છે ત્યાં જઈને પોતાના બાતિનની તકમીલ કરો અને ત્યાંના ફુયૂઝ અને બરકાતથી લાભવંત થાઓ, તો એ તમારા માટે ઘણાં વધુ ફાયદાઓ અને તરક્કીઓનું નિમિત્ત થશે."

હઝરત મખ્દૂમના આ ફરમાનથી હઝરત અબૂલ કાસિમને સરહિંદ શરીફ જવાનો શોખ પૈદા થઈ ગયો અને આપ તત્કાળ એ તરફ રવાના થઈ ગયા.

## ઈલ્મે બાતિનીની તકમીલ (પૂર્ણતા)

સરહિંદ શરીફ જયારે આપ આવી પહોંચ્યા તો તે સમયે હઝરત સયફુદ્દીન પોતાના દાદા હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદે અલફેસાની અલયહિર્રહમહના પુર અનવાર મઝાર પર જવા માટે પાલકીમાં સવાર થવાના હતા, (તેમણે) મખ્દૂમ અબૂલ કાસિમને દૂરથી જોઈને ઉર્દૂ ભાષામાં આ શબ્દો ઉચ્ચાર્યા :

"હઝરત દાદા સાહબ તમારી સિફારિશ ફરમાવે છે."

આ સાંભળીને હઝરત અબૂલ કાસિમ ચરણ ચુમવા લાગ્યા.

મતલબ કે હઝરત ખ્વાજાએ હઝરત ઈમામે રબ્બાનીની સિફારિશ અને હઝરત અબૂલ કાસિમની પોતાની ઉચ્ચ લાયકાતને જોતા આપના તરફ ખાસ તવજ્જુહ ફરમાવી. અને સંપૂર્ણ તન્મયતા અને તવજ્જુહની સાથે આપની ઉચ્ચ તરબિયત ફરમાવી.

હઝરત અબૂલ કાસિમના તરફ આપની ખાસ તવજ્જુહ અને ખાસ નઝરે કરમનો ઈઝહાર આ વાતથી પણ થાય છે કે હઝરત ખ્વાજા સયફુદ્દીનના તરફથી આપને આ હિદાયત હતી કે તેઓ દરરોજ હઝરત

ઈમામે રબ્બાની (રહ.)ના પુરઅનવાર મઝાર પર તેમની સાથે ચાલે.

જેથી મખ્દૂમ અબૂલ કાસિમનો આ મા'મૂલ હતો કે તેઓ પોતાના મુરશિદની સાથે હઝરતના મઝાર પર હાજર થઈને તેમના સદકહમાં વહેંચાતા ફયઝાનથી પોતાના દિલને મુનવ્વર ફરમાવતા હતા.

## ખિલાફત

મતલબ કે મુરશિદના તરફથી પણ ખાસ તવજ્જુહ હતી અને આપ પણ ખુસૂસી લગન અને ઘણી જ મહેનતથી પોતાના કમાલાતની મંઝિલો તય કરી રહ્યા હતા. આ સિલસિલામાં આપે ઘણી તકલીફો બરદાશ્ત કરી. ઘણી વખત ઘરે ગયા અને પછી ત્યાંથી પાછા સરહિંદ શરીફ આવ્યા. જ્યારે ત્રીજી વખત સિંધ જવાની ઈજાઝત તલબ કરી તો આપના મુરશિદે આપને ઈજાઝત અને ખિલાફતથી સરફરાઝ ફરમાવ્યા અને હુકમ આપ્યો કે :

"હવે જઈને સિંધમાં આ સિલસિલાને જીવંત કરો અને યાદ રાખો કે અમારો અને તમારો મા'મલો એક છે."

આ વાત પર હઝરત અબૂલ કાસિમ (રહ.)એ અર્ઝ કરી કે :

"હુઝૂર ! ત્યાંના લોકો આ આયત શરીફના લોકો જેવા છે :

فَهِيَ كَالْحِجَارَةِ أَوْ أَشَدُّ قَسْوَةً ؕ (سورۂ بقرہ:۷۴)

[અર્થાત્ એમના દિલ પથ્થરથી પણ વધુ સખત છે.]

મારી હિમ્મત નથી કે હું તેમની ઈસ્લાહ કરી શકું."

મુરશિદે ફરમાવ્યું :

"કોઈ પરવાહ નથી, તમે તે પથ્થરો પર તવજ્જુહ નાંખજો. તમારી એક તવજ્જુહની શકિતથી તે પથ્થર પાની થઈને

વહેવા માંડશે.

અને જો તમોને યકીન નથી આવતો તો કસોટી રૂપે અહીંથી ત્યાંના કોઈ શખ્સ પર તવજજુહ નાંખીને જુઓ.''

- સંજોગવશાત તે દિવસે જુમ્અહ હતી.
- ઠટાનો શહેર કાઝી મિમ્બર પર ઊભો થઈને જોર જોરથી વઅઝ કહી રહ્યો હતો.
- આપે સરહિંદ શરીફથી ઠટામાં તેની જ તરફ તવજજુહ કરી દીધી.
- એ તરફ તવજજુહ કરતા જ કાઝી તડપતો તડપતો મિમ્બર પરથી નીચે પડી ગયો.

## ફયઝાને નઝર

આ પણ હઝરત ખ્વાજા સયફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિની દુઆની અસર અને આપની નઝરનો ફયઝાન હતો કે જયારે ખિલાફત હાસિલ કરવા પછી આપ પોતાના વતન તરફ રવાના થયા તો દરેક જગ્યાએ આપનું સન્માન થયું. મોટા મોટા બદમાશો અને અભિમાનીઓની ગરદનો આપના આગળ ઝુકતી ચાલી ગઈ.

રસ્તામાં આપે મુતઅલવી મકામે એક રાતનો કિયામ ફરમાવ્યો. ત્યાં અબ્દુલ બાકી નામના એક મહાન મશહૂર અને વિખ્યાત આલિમ અને વાઈઝ રહેતા હતા. જેમની વઅઝ અને ભડકદાર બયાનની શોહરત દૂર દૂર સુધી હતી. તેઓ પોતાની શોહરતના નશામાં કોઈને ગણતા ન હતા, પરંતુ શયખ અબૂલ કાસિમ સાહબ ત્યાં તશરીફ લાવ્યા તો તેઓ પણ હઝરતની ખિદમતમાં હાજર થઈને આપથી બયઅત થયા અને આપની ઈરાદત અને અકીદતનો પટ્ટો ગળામાં નાંખીને ફખર મેહસૂસ કરવા લાગ્યા અને કહેતા હતા કે :

''મારું દિલ ઘણું ચાહે છે કે હું સફરમાં આપની સંગાથે રહું,

પણ મારા બિનઅનુકૂળ સંજોગો મને એની ઈજાઝત નથી આપતા. જેથી મારો જે રૂહાની હિસ્સો છે તે આપ મને અહીં જ ઈનાયત ફરમાવી દો.''

## અમલે કિરતાસ (કાગળની કરામત)

જયારે આપના મુરશિદ હઝરત ખ્વાજા સયફુદ્દીન સરહિંદી રહમતુલ્લાહિ અલયહિએ આપથી ફરમાવ્યું કે :

''સિંધનો ભાગ અમે રુશદો હિદાયતના માટે તમોને સોંપી દીધો, તમે ત્યાં જાઓ અને આ સિલસિલાને જીવંત કરવાનું અને ફેલાવવાનું કામ અંજામ આપો.''

તો હઝરત અબૂલ કાસિમે અરઝ કરી કે :

''આપે આ મહત્ત્વનું કામ મને સોંપી દીધું છે, પણ જયારે હું ત્યાં રુશદો હિદાયતનું કામ શરૂ કરીશ અને સેંકડો તલબા મારી પાસે શીખવા માટે આવશે તો તેમના ખાવા–પીવા, લિબાસ અને ખોરાકનો એક મોટો ખર્ચો હું કયાંથી બરદાશ્ત કરીશ ? હાલાં કે હું તો ઘણો ગરીબ અને મિસ્કીન માણસ છું.''

આ વાત સાંભળીને આપના મુરશિદે આપની તસલ્લી અને દિલની શાંતિ માટે આપને 'અમલે કિરતાસ' (કાગળની કરામત) બખ્શિશ ફરમાવ્યો અને કહ્યું કે :

''જયારે તમોને રકમની જરૂરત હોય તો એક કાગળ પોતાના હાથમાં લઈને કાતર વડે તેના ટુકડા કરીને પોતાની મુઠ્ઠીમાં બંધ કરી લો. તે પછી દિમાગમાં અશરફી, દિરહમ, દીનાર, રૂપિયા કોઈનો પણ ખ્યાલ લાવો. જેવો પણ તમે ખ્યાલ લાવશો અને જે તમે વિચાર્યુ હશે તે જ તમારી મુઠ્ઠીમાં હાજર હશે.''

## તસ્ખીરે હવા (હવાનું વશીકરણ)

કહે છે કે શરૂઆતમાં હઝરતનો આ જ મા'મૂલ રહ્યો. પણ પછી અલ્લાહ તઆલાએ હવાને આપના માટે મુસખ્ખર (તા'બે) કરી દીધી હતી. જયારે આપને કોઈ વસ્તુની જરૂરત પડતી તો આપ હાથ હવામાં લઈ જતા અને જે વસ્તુની આપને ઈચ્છા થતી હતી તે વસ્તુ આપના હાથમાં આવી જતી હતી.

## હઝરત ખ્વાજા સિબગતુલ્લાહ (રહ.)ની સુહબત

'ફિરદવસુલ મઆરિફીન'ના લેખક લખે છે કે :

હઝરત શયખ અબૂલ કાસિમ રહિમહુલ્લાહુને સરહિંદ શરીફમાં હઝરત ખ્વાજા શયખ મુહમ્મદ સિબગતુલ્લાહ રહિમહુલ્લાહુની સુહબત અને સાથ પણ મળતો રહ્યો છે અને આપે ખાનવાદહ મુજદ્દિદિયહના આ આફતાબ અને મહતાબથી પણ ફયઝ હાસિલ કર્યો છે.

## હઝરત ખ્વાજા સિબગતુલ્લાહ (રહ.)નો પરિચય

### જન્મ અને નામકરણ

આપ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના સૌથી મોટા ફરઝંદ છે. આપની પૈદાઈશ ૧૧, રબીઉલ આખર, ૧૦૩૨ હિજરીસનના રોજ સરહિંદ શરીફ મકામે થઈ હતી.

એ દિવસોમાં હઝરત મુજદ્દિદે અલ્ફેષાની રહમતુલ્લાહિ અલયહિ અજમેર શરીફમાં રોકાયા હતા.

જયારે હઝરત મુજદ્દિદે અલ્ફેષાની રહિમહુલ્લાહુ સરહિંદ શરીફ તશરીફ લાવ્યા તો હઝરતે આ નવજાત બાળકને જોઈને ફરમાવ્યું :

"અસ્સલામુ અલયકુમ યા સિબ્ગતલ્લાહ"

અને ફરમાવ્યું કે :

"આ છોકરામાંથી શ્રેષ્ઠતાની ખૂશબૂ આવે છે, એટલા માટે એનું નામ સિબ્ગતુલ્લાહ રાખો."

## હઝરત મુજદ્દિદે અલ્ફેષાની રહમતુલ્લાહિ અલયહિની આપના વિષે બશારત

હઝરત સિબ્ગતુલ્લાહ હજુ દૂધ પીતા બાળક જ હતા કે સખ્ત બીમાર થઈ ગયા. બીમારીનો એટલો તીવ્ર ગલ્બહ થયો કે જીવનની ઉમ્મીદ બાકી ન રહી.

હઝરત ઉર્વતુલ વુસ્કા ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિએ હઝરત મુજદ્દિદે અલ્ફેષાની રહમતુલ્લાહિ અલયહિથી આ ફરઝંદની તંદુરસ્તી માટે દરખાસ્ત કરી.

હઝરત મુજદ્દિદે અલ્ફેષાની રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું :

"આ ફરઝંદ વિષે કંઈ ચિંતા ન કરો. એની ઉંમર ઘણી લાંબી થશે અને ઘણો સાહિબે કમાલ થશે.

હું જોઈ રહ્યો છું કે એક વૃદ્ધના હાથમાં લાકડી છે અને પુષ્કળ લોકો તેની આજુબાજુ વર્તુળ બનાવીને ફાયદો પ્રાપ્ત કરવા માટે ઊભા છે."

ખરેખર હઝરત મુજદ્દિદે અલ્ફેષાની રહિમહુલ્લાહુનો આ ઈર્શાદ પૂર્ણ થયો અને આપની ઉંમર લગભગ બાણું (૯૨) વર્ષ થઈ અને કમાલાતે બાતિનીએ પહોંચીને લોકો માટે ફયૂઝના મરકઝ થયા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૭૫]

## જાહેરી અને બાતિની ઈલ્મની તકમીલ તથા ખિલાફત અને કાબુલની કુતુબિયત

- નકલ છે કે ચાલીસ દિવસમાં આપે કુર્આને કરીમ હિફ્ઝ કરી લીધું હતું.
- તે પછી મઅકૂલ અને મન્કૂલ તથા ફુરૂઅ અને ઉસૂલના ઉલૂમમાં કામિલ દર્જા હાસિલ કરીને વાલિદ બુઝુર્ગવાર હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહિમહુલ્લાહુની ખિદમતમાં બાતિની સુલૂકની તકમીલ કરી.
- દરેક મકામમાં મજબૂત કદમ અને ઈબાદત, વર્અ (પરહેઝગારી) અને તકવામાં કામિલ ઈસ્તિકામત રાખતા હતા.
- હઝરત ઉર્વતુલ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિ આપ પર અત્યંત દર્જે શફીક અને મહેરબાન હતા અને ફરમાવ્યા કરતા હતા કે :

  "જો બાપે બેટાની તઅઝીમ કરવું યોગ્ય હોતે તો હું મારા આ બેટા સિબ્ગતુલ્લાહની તઅઝીમ કર્યા કરતે."

સુલૂકની પરિપૂર્ણતા પછી હઝરત ઉર્વતુલ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિએ આપને ઈજાઝત અને ખિલાફતથી મુશર્રફ ફરમાવીને કાબુલ રવાના ફરમાવ્યા અને ત્યાંની કુતુબિયત પણ આપના હવાલે કરી. ત્યાં આપને ઘણી મકબૂલિયત હાસિલ થઈ. અલ્લાહ તઆલાના પુષ્કળ તલબગારોને ઉચ્ચ મકામાત પર પહોંચાડયા.

['હાલાતે મશાઈખે નકશબંદિય્યહ, મુજદ્દિદિય્યહ', પૃષ્ઠ : ૩૩૭]

## બાદશાહ ઔરંગઝૈબે આપને બોલાવ્યા પરંતુ આપ નહિ ગયા

ઉપરાંત નકલ છે કે એક દિવસ સુલતાન ઔરંગઝૈબ આલમગીરે આપને દિલ્હી બોલાવ્યા કે આપની ઝિયારતથી લાભદાયી થાય. જો કે સુલતાન આપના વાલિદ માજિદનો મુરીદ અને ખલીફા હતો.

સુલતાનના ખાદિમોના સરહિંદ શરીફ પહોંચવાથી અગાઉ જ આપ સુલતાનના ઈરાદાથી વાકિફ થઈ ગયા, એટલે (આપે) પાલકી મંગાવી અને તેના પર સવાર થઈને બગીચાની સે'ર માટે તશરીફ લઈ ગયા.

અને સ્વજનોથી ફરમાવ્યું કે :

"જયારે બાદશાહના માણસો મને બોલાવવા માટે આવે ત્યારે તેમને કહી દો કે આપ લોકોના પહોંચવાથી અગાઉ તેઓ કોઈ જગ્યાએ ચાલ્યા ગયા છે."

આ બનાવ પછી એક નિયાઝમંદે ખિદમતમાં અર્ઝ કરી કે :

"બાદશાહની આટલી ઈચ્છા હોવા છતાં તેની મજલિસથી આ દર્જે બેઝારીનું શું કારણ છે, જો કે આપના ભાઈ બાદશાહની સુહબત ધરાવતા હતા અને આ રીતે મખ્લૂકના કામ અંજામ આપતા હતા ? "

આપે જવાબમાં ફરમાવ્યું કે :

"અમારા ભાઈ નેક નિય્યત હતા. ફકીર (હું) એક દિલ ધરાવે છે. એ દિલ હું એક બાદશાહ (અલ્લાહ તઆલા)ને આપી ચુકયો છું. બીજું દિલ હું ધરાવતો નથી કે બીજા બાદશાહને આપું."

**આપની વફાત અને દફન**

આપની વફાત બાણું (૯૨) વર્ષની ઉંમરે જુમ્અહના દિવસે અસરની નમાઝના સમયે ૯, રબીઉલ્ આખર, ૧૧૨૧ હિજરીસનના રોજ થઈ. ['હદિયએ અહમદિય્યહ', પૃષ્ઠ : ૩૬]

આ તે ઝમાનો હતો કે સરહિંદ શરીફ પર શીખ લોકોનો

ગલ્બહ હતો. તે છતાં હઝારો મુસલમાનો જનાઝહમાં શરીક હતા. અને ઘણાં એહતિરામ અને એહતિમામની સાથે આપનો જનાઝહ લઈ જઈને હઝરત ઉર્વતુલ વુસ્કાના ગુંબજમાં પશ્ચિમ તરફના દરવાજાની પાસે ખ્વાજા મુહમ્મદ અશરફના પેહલૂમાં દફન કરવામાં આવ્યા.

['રવઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૭૬]

## હઝરત અબૂલ કાસિમ રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં કામિલ તલબાની હાજરી

મતલબ કે જયારે હઝરત અબૂલ કાસિમ નકશબંદી અલયહિર્રહમહ સરહિંદ શરીફથી નિસબત અને ઈજાઝત લઈને પાછા પોતાના વતન તશરીફ લાવ્યા તો અહીં આપે પોતાની જુદી ખાનકાહ બનાવી, જેમાં રૂહાની તરબિયત અને રુશદો હિદાયતનું કામ શરૂ કરી દીધું. આપની શોહરત સાંભળીને મોટા મોટા લાયકાત ધરાવનારા તાલિબે ઈલ્મોનું આગમન શરૂ થઈ ગયું. જેમાં અમુક એવા પણ હતા કે જેઓ તરીકતની શરૂઆતની મંઝિલો તય કરી ચુકયા હતા. અને હવે તેમણે આ'લા અને ઉચ્ચ મંઝિલો તય કરવી હતી, જેને તય કરાવનાર દૂર દૂર સુધી કોઈ નઝર આવતું ન હતું. એવા લોકોની પ્યાસ પણ આ જ દરવાજા પર આવીને તૃપ્ત થઈ.

જેથી આપનો આ બનાવ મશહૂર છે કે :

એક શખ્સે તસવ્વુફનો એક આ'લા મકામ હાસિલ કરવા માટે સિંધના મશહૂર બુઝુર્ગ પીર પથાના મઝાર પર હાજર થઈને ૪૦ (ચાલીસ) દિવસ સુધી ચિલ્લો ગુજાર્યો, પરંતુ ચિલ્લાની અંતિમ રાતે તેને પીર પથાની ઝિયારત થઈ અને આપે તેને (ફારસી ભાષામાં) જે ફરમાવ્યું તેનો અર્થ આ છે કે :

"મિયાં ! જે વસ્તુની તલબ તમે લઈને અહીં આવ્યા છો, ન તેના

જેવી તલબ આ ઝમાનામાં રહી અને ન એવા તલબ કરનારાઓ રહ્યા. હવે આ ઝમાનામાં તમોને આ કયાં મળશે ? ''

## હઝરત પીર પથા રહિમહુલ્લાહુનો પરિચય

- આપનું નામ હુસયન બિન રાજબાર છે.
- કુનિયત અબૂલ ખયર અને લકબ શાહ આલમ છે.
- અપલાં કવમથી આપનો સંબંધ છે.
- આપની વાલિદહનું નામ સુલતાની બિન્તે મુરાદ બિન શરફૂ છે.

ઠટાની નજીક આરી નામના સ્થળ નજીક એક પહાડની ગુફામાં (જયાં આજે આપનો મઝાર છે) આપ ઈબાદત અને રિયાઝતમાં મસરૂફ રહેતા હતા.

એક વખત હઝરત શયખ બહાઉદ્દીન ઝકરિયા મુલતાની ત્યાંથી પસાર થયા. આપે પોતાના બસીરતના નૂરથી તેમની લાયકાતનું અનુમાન કરીને બયઅત ફરમાવ્યા અને એક જ નઝરમાં વિલાયતના ઉચ્ચ મકામ પર પહોંચાડી દીધા. મશહૂર ચિશ્તી સિલસિલાના બુઝુર્ગ શાહ જમીલ ગિરનારી પણ આપથી જ બયઅત હતા. તેમનો મઝાર પણ આપના મઝારની પડોશમાં જ છે.

ઉર્દૂ ભાષાની પ્રથમ ઉકિત જે આઠમી હિજરીસનમાં સિંધમાં બોલવામાં આવી તે સુલતાન ફીરોઝ શાહ તગલક ઠટાને ફતહ ન કરી શકયો બલકે હારી ગયો તે વિષે સિંધવાસીઓ આ ઉકિત બોલ્યા હતા :

**''બરકતે શયખ પથા એક મવા એક નથા''**

એનાથી અનુમાન થાય છે કે સિંધવાસીઓને પીર પથા સાથે કેવી અકીદત હતી.

આપની વફાત ૬૬૬ હિજરીસનમાં થઈ.

આપનો ઉર્સ ૧૨, રબીઉલ અવ્વલના થાય છે.

['મકાલાતુશ્શુઅરાઅ'ની પૂર્તિ, મુહમ્મદ ઈબ્રાહીમ ખલીલ]

## પીર પથાના મઝાર પર ચિલ્લો કરનાર શખ્સે હઝરત મખ્દૂમ અબૂલ કાસિમ રહિમહુલ્લાહુની ખિદમતમાં હાજર થઈ એ મકામ હાસિલ કર્યો

હઝરત પીર પથા રહમતુલ્લાહિ અલયહિની વાત સાંભળીને તે શખ્સ ઘણો ગમગીન થયો.

તે જ ઝમાનામાં હઝરત નકશબંદી સાહબના આગમનની શોહરત તેના કાનો સુધી પહોંચી, તે દોડતો આં હઝરતની ખિદમતે અકદસમાં હાજર થયો. અને ચરણ ચૂમવા પછી આપની સોહબતમાં પોતાના સોપાન તય કરવામાં લાગી ગયો. થોડાં જ દિવસોમાં તેણે એ મકામ તય કરી લીધો.

એક દિવસ તેણે હઝરતની ખિદમતમાં પીર પથાની પેલી વાત બયાન કરી, જેને સાંભળીને હઝરતે ફરમાવ્યું કે :

"શયખ પથાએ બિલ્કુલ દુરુસ્ત ફરમાવ્યું હતું, એટલા માટે કે આ તસવ્વુફ અને તરીકતનો તે મકામ છે જે ઘણી સખત રિયાઝત અને અત્યંત મુશ્કેલ મુજાહદાઓ પછી હાસિલ થાય છે. એવા શોખીન આ ઝમાનામાં કયાં છે, જે એવી સખત રિયાઝત કરીને આ મકામને હાસિલ કરે. હાં, પણ અમારા પર અલ્લાહ તઆલાનો ખુસૂસી કરમ છે અને અમારી બારગાહમાં અલ્લાહ તઆલાની તે અનંત રહમતો વરસે છે કે હકના તાલિબોના દામન હેતુલક્ષી કિમતી પથ્થરથી પુર થઈ જાય છે. અને વિના તકલીફે તેમને આ ઉચ્ચ મકામાત હાસિલ થતા રહે છે."

- ‘વહબ’ [અલ્લાહ તઆલા તરફથી ઈનાયત થવું]અને
- ‘કસબ’ [પોતાની મહેનતથી મેળવવું]માં મોટો તફાવત છે.

અમારે ત્યાં વહબ છે (અર્થાત્ અલ્લાહ તઆલાની અતા)

વહબથી તે વસ્તુઓ મળી જાય છે જેને કસબ (પોતાની મહેનત) વડે હાસિલ કરવું અશકય નથી તો મુશ્કેલ જરૂર છે.

આપે ફરમાવ્યું કે :

‘વહબ’ અને ‘કસબ’ની મિસાલ એવી છે જેમ કે કોઈ મહેનત કરીને કમાનાર દરજીને કોઈ પૂછે કે :

“તું એક લાખ રુપિયા ભેગા કરી શકે છે ? ”

તો તે આ જ કહેશે કે :

“એ અશકય છે.”

પણ કોઈ એવા માણસથી પૂછવામાં આવે જેને બાદશાહે ખૂશ થઈને એક જ વખતમાં એક લાખ રૂપિયા આપી દીધા હોય તો તે કહેશે :

“આ કોઈ મુશ્કેલ વાત નથી. જો અલ્લાહ તઆલા ચાહે તો એક જ પળમાં મળી શકે છે.”

## હુજરએ હુઝૂરી

હઝરત મખ્દૂમ અબૂલ કાસિમ રહમતુલ્લાહિ અલયહિ જે મુબારક હુજરહમાં ઈબાદતો અને રિયાઝતો ફરમાવ્યા કરતા હતા તે હુજરહ ‘હુજરએ હુઝૂરી’ના નામથી મશહૂર છે.

આ નામ રાખવાનું કારણ આ છે કે એક દિવસ ઈશાની નમાઝના માટે મોડું થઈ ગયું. આપ પોતાના હુજરહથી બહાર તશરીફ લાવ્યા નહિ. જયારે વધારે મોડું થઈ ગયું તો લોકો હુજરહ તરફ ગયા તો હુજરહમાંથી

બે માણસોનો આપસમાં વાતચીત કરવાનો અવાજ આવી રહ્યો હતો.

લોકો એવું સમજયા કે કદાચ કોઈ ખાસ બુઝુર્ગ હઝરતથી મુલાકાત માટે આવેલા હશે અને હઝરત તેમની સાથે વાતચીતમાં મશગૂલ છે, તેઓ બહાર થોભી ગયા અને હઝરતની રાહ જોવા લાગ્યા.

થોડા સમય પછી હઝરત એકલા બહાર તશરીફ લાવ્યા અને તાજું વુઝૂ કરવા માટે તશરીફ લઈ ગયા.

જયારે વુઝૂ ફરમાવી ચુકયા તો ખાદિમને હુકમ આપ્યો કે :

હુજરહમાંથી મારી પાઘડી ઉઠાવી લાવો.

ખાદિમ જયારે હુજરહમાં પાઘડી લેવા માટે દાખલ થયો તો આ જોઈને હયરાન રહી ગયો કે અંદર કોઈ બીજો શખ્સ હાજર ન હતો. લોકો હયરાન હતા કે હઝરત આટલા સમયથી કોની સાથે વાતચીત ફરમાવતા હતા ? !

જયારે લોકોએ હઝરતથી પોતાની હયરાની અને પરેશાનીનો ઉલ્લેખ કરીને આ વાતને હલ કરવાની વિનંતી કરી તો આપે ફરમાવ્યું કે :

> "તે સમયે આં હઝરત ખતમી મરતબતે રૂહી ફિદાહુ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હુજરહમાં તશરીફ ફરમા હતા. અને હું આપની સાથે વાતચીત કરતો હતો."

તે સમયથી તે હુજરહનું નામ હુજરએ હુઝૂરી પડી ગયું.

## ખૂરશીદે મકલી (મકલીનો સૂરજ)

સિંધના મશહૂર રૂહાની અને સરહિંદી બુઝુર્ગ હઝરત શાહ ઝિયાઉદ્દીન સાહબ અલયહિર્રહમહ જેઓ 'મહફહવાલે સાહબ'થી મશહૂર હતા તેઓ ફરમાવે છે :

મેં સાંભળ્યું છે કે :

"શયખ જિયો મકલી, દીવ છે અર્થાત્ શયખ જિયો 'ચિરાગે મકલી' છે, જેથી એમના મઝારની ઝિયારત કરવી જોઈએ."

જેથી આપ એમના મઝાર પર હાજર થયા અને મુરાકબહ વગેરેથી ફારિગ થવા પછી ફરમાવવા લાગ્યા કે :

"બેશક, આ 'ચિરાગ મકલી' છે."

પરંતુ જયારે આપ હઝરત મખ્દૂમ અબૂલ કાસિમના પુરઅનવાર મઝાર પર હાજર થયા અને ત્યાંના અનવાર અને તજલ્લીઓ આપે જોયા તો બેઈખ્તિયાર આપે ફારસી ભાષામાં ફરમાવ્યું જેનો અર્થ આ છે કે :

"હઝરત નકશબંદી ખૂરશીદે મકલી છે, (મકલીના સૂરજ) અને એમની રોશનીના સામે ચિરાગની શી રોશની ? "

પછી બીજી વખત જયારે આપ સિંધ તશરીફ લાવ્યા તો હઝરતના મઝાર પર ઘણા સમય સુધી મુરાકિબ રહ્યા અને તે પછી ફરમાવ્યું કે :

"આ પણ સરહિંદ શરીફની જ એક ખાનકાહ છે."

તદઉપરાંત ઘણા આલિમો અને સુલહાએ સરહિંદ શરીફ પત્રો રવાના કર્યા કે :

"અમોને ફયઝ પહોંચાડવામાં આવે અને અમારા મકામ તય કરાવવામાં આવે."

આ સર્વના જવાબમાં ત્યાંથી આ લખીને મોકલવામાં આવ્યું કે :

"અલ્લાહ તબારક વ તઆલાના તરફથી સિંધના ઈલાકાને શયખ અબૂલ કાસિમને સોંપવામાં આવ્યો છે. હવે આ

ઈલાકાના તમામ મુઆમલાત એમના જ ઝિમ્મે છે, જેથી જે કંઈ હાસિલ કરવું છે તેમનાથી જ હાસિલ કરો.''

## અવલિયાનો ગઝબ (ગુસ્સો)

અલ્લાહ તઆલા પોતાના મકબૂલ બંદાઓના ક્રોધ અને ગુસ્સાથી બચાવે કે તેમનો ક્રોધ અને ગુસ્સો ખરેખર અલ્લાહ તઆલાનો ક્રોધ અને ગુસ્સો હોય છે.

હઝરત અબૂલ કાસિમ રહમતુલ્લાહિ અલયહિના એક ખાસ મુરીદ, મખ્દૂમ મુહમ્મદ મુઈન રહમતુલ્લાહિ અલયહિનો એક માણસ વિરોધી થઈ ગયો અને હંમેશા આપને તકલીફ પહોંચાડવા તૈયાર રહેતો હતો, તે નવાબ સયફુલ્લાહખાંનો ખાસ નિકટનો માણસ હતો, એટલે તેણે કોઈ પણ પ્રકારે નવાબ સાહબને રાઝી કરીને 'જાચકાં ઈલાકા'ની ફોજદારીના હુકમો નવાબ સાહબ પાસે પોતાના માટે લખાવી લીધા. તે ઈલાકામાં મખ્દૂમ મુઈન રહમતુલ્લાહિ અલયહિની જાગીર હતી, એટલે તેનો આ મકસદ હતો કે ત્યાંનો હાકિમ બનીને હઝરતની જાગીરને નુકસાન પહોંચાડે અને હઝરતને પરેશાન કરે.

હઝરત મખ્દૂમ મુઈન રહિમહુલ્લાહુને જયારે આ વાત મા'લૂમ થઈ તો આપ સીધા પોતાના મુરશિદ હઝરત અબૂલ કાસિમ નકશબંદી રહિમહુલ્લાહુની ખિદમતમાં હાજર થયા અને આખો બનાવ બયાન કર્યો.

તે સમયે આપ વુઝૂ ફરમાવી રહ્યા હતા.

આ બનાવ સાંભળતા જ આપના મુબારક હાથમાંથી લોટો છૂટીને ઝમીન પર પડી ગયો અને ટુકડે ટુકડા થઈ ગયો.

આપે મખ્દૂમ મુઈન રહમતુલ્લાહિ અલયહિની તરફ નઝર ઉઠાવીને જોયું અને ફરમાવ્યું કે :

"ફિકર ન કરો, એ બદમાશનો અંજામ પણ આ લોટા જેવો જ થશે."

તે જેવો જાચુકાન ઈલાકાની ફોજદારીના હુકમો લઈને રવાના થયો અને ઘોડા પર સવાર થઈને શહેરથી બહાર નીકળ્યો, તો હજુ નદીનો કિનારો પાર પણ કર્યો ન હતો કે અચાનક ઘોડો ભડકી ગયો અને બેકાબૂ થઈ ગયો. તે ઘોડા પરથી પડી ગયો. તે એવી રીતે પડયો કે તેનો એક પગ રિકાબ (પેંગડા)માં ફસી ગયો હતો અને ઘોડો તેને એ જ હાલતમાં ખેંચીને દોડતો રહ્યો. તે ન માત્ર હલાક થયો બલ્કે તેના હાડકાં પણ ટુકડે ટુકડા થઈ ગયા અને તેના ગોશ્ત (માંસ)નું નામો નિશાન ન રહ્યું.

## અવલિયાના અપમાનનું પરિણામ

એક શખ્સ આપની અને આપના સાથીઓ અને આપના મુખ્લિસોની ઘણી ગુસ્તાખી કરતો હતો અને ઘણી મઝાક કરતો હતો. અલ્લાહ તઆલાને પોતાના મહબૂબોનું અપમાન અને અનાદર પસંદ ન આવ્યું અને ગયબથી તેને થોડા જ દિવસો પછી આ રીતે સઝા આપવામાં આવી કે નવાબ સાહબ દિલ્હીથી આવ્યા અને તેની શરીઅત વિરુદ્ધ હિલચાલ પર તેની ધરપકડ કરાવની તેને પાટનગર મોકલી આપ્યો.

## આપની કરામતો

હઝરત મખ્દૂમ અબૂલ કાસિમ રહમતુલ્લાહિ અલયહિની ઘણી કરામતો અને અનોખી વાતો છે જેનું બયાન લાંબુ છે. આપની અનેક કરામતોને આપના ખાસ મુરીદ, મખ્દૂમ મુહમ્મદ મુઈન રહમતુલ્લાહિ અલયહિએ એક કિતાબી શકલમાં ભેગી કરી દીધી છે !

## વફાત

૭, શા'બાનુલ મુઅઝઝમ, ૧૧૩૮ હિજરીસનના રોજ આ

ઈલ્મ અને ઈરફાનનો માહતાબ અને મકલીનો આફતાબ હંમેશા માટે અસ્ત થઈ ગયો. **ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

## તરબિયતનો તરીકો

જયારે આપ સરહિંદ શરીફથી ઠટા તશરીફ લાવ્યા અને નકશબંદી સિલસિલાના તરીકાને ફેલાવવાની શરૂઆત ફરમાવી તો ઘણાં ઓછા લોકોએ એ તરફ તવજજુહ આપી, કારણ કે આપથી અગાઉ અહીં વધુ પ્રમાણમાં બે જ સિલસિલાનું ઝોર હતું :

સિલસિલએ સુહરવર્દિયહ અને સિલસિલએ કાદિરિયહ.

સિલસિલએ ચિશ્તિય્યહ પણ અહીં પરિચિત ન હતો.

આપે સિલસિલએ નકશબંદિય્યહના તરીકાને ફેલાવવા માટે આ રીત અપનાવી કે :

- આપ મજૂરો, શાકભાજી વેચનારાઓ, દુકાનદારો અને કડિયાઓને બોલાવતા.
- આખો દિવસ પોતાની સુહબતમાં બેસાડીને તેમને તસવ્વુફના તરીકાની તલકીન કરતા. (તેમને તરીકતનો સબક પઢાવતા.)
- જયારે દિવસ પૂરો થઈ જતો તો જે મજૂરી તેમની થતી હતી, આખા દિવસમાં તેઓ જે કમાતા હતા તે એમને આપીને વિદાય કરતા.
- આ વાત ઘણી મશહૂર થઈ ગઈ.
- ઘણાં લોકો એ જ ઈરાદાથી આવવા લાગ્યા કે બેકાર ઘરે બેસવા કરતાં ત્યાં જઈ પૈસા કમાવવાનું કામ સારું છે.
- જયારે તેઓ અહીં આવીને બેસતા અને હઝરતની સોહબતનો લુત્ફ ઉઠાવતા તો તેમની દુનિયા જ બદલાય જતી હતી.
- એ જ પ્રમાણે આ ફયઝ ફેલાતો ગયો અને સંખ્યાબંધ લોકો આ સિલસિલામાં દાખલ થવા લાગ્યા.

## ખલીફાઓ અને મુરીદો

આ આપનો તરબિયતનો અનોખો તરીકો, આપના રૂહાની કમાલાત અને બાતિની તસર્રુફાતનો ઝુહૂર અને અસર હતી કે અસંખ્ય લોકો આપના સિલસિલાના વર્તુળમાં દાખલ થયા અને સેંકડો લોકો ઈજાઝત અને ખિલાફતથી સરફરાઝ થઈને મંઝિલે મકસૂદ પહોંચ્યા.

**આપની ખિલાફત મેળવનારાઓમાં :**

- મહાન આલિમો પણ હતા અને ફાઝિલો અને મુફતીઓ પણ હતા.
- ધનવાનો અને માલદાર લોકો પણ હતા.
- હકીમો પણ હતા અને શાઈરો પણ હતા.
- દેશવાસીઓ પણ હતા અને વિદેશીઓ પણ હતા.

## દિલ્હીના બે મોટા માણસો હઝરતના આશિક થઈ ગયા

- દિલ્હીના સય્યિદ ગુલ શાહ હિન્દી રહમતુલ્લાહિ અલયહિ અને
- દિલ્હીના બાદશાહના ખાસ વઝીર અમીર મુહમ્મદ સાદિક સાહબ

પણ હઝરતના અકીદતમંદો હતા.
- દિલ્હીથી અહીં આવીને હઝરતની સોહબતમાં રહીને તેમણે ઘણાં મકામો તય કર્યા.
- તેઓ હઝરત પર એવા આશિક થયા કે પાછા પોતાના વતન દિલ્હી નહિ ગયા.

## સૂરતના ખલીફાઓ

એ જ પ્રમાણે 'સૂરત બંદર'માં પણ આપના બે–ત્રણ ખલીફા હતા, જેમણે ત્યાં આ નકશબંદી સિલસિલાને વધુ તરક્કી આપી. તે

બુઝુર્ગોના નામો 'મિઅયારુસ્સાલિકીન'માં લખેલા છે.

તદઉપરાંત તે સમયની જે જાણીતી અને મશહૂર હસ્તીઓએ આપના બાતિની નૂરથી ફયઝ હાસિલ કર્યો, તેમના નામોની એક યાદી 'મકાલાતુશ્શુઅરાઅ'ની પૂર્તિની ફૂટનોટમાં સય્યિદ હિસામુદ્દીન રાશિદીએ 'તૂમાર સલાસિલ'ના હવાલાથી લખેલી છે.

## શાઈરી

- હઝરતને શે'ર અને શાઈરીથી પણ લગાવ હતો.
- ક્યારેક આપ પોતે શે'ર કહ્યા કરતા હતા.

## અવલાદ

**આપના બે સાહબઝાદહ હતા :**

- એક સાહબઝાદહનું નામ મિયાં ઈબ્રાહીમ બિન મખ્દૂમ અબૂલ કાસિમ રહમતુલ્લાહિ અલયહિમ અજમઈન અને
- બીજા સાહબઝાદહનું નામ ફયઝ અહમદ બિન મખ્દૂમ અબૂલ કાસિમ રહમતુલ્લાહિ અલયહિમ અજમઈન છે.
- બન્ને સાહબઝાદહ પોતાના વાલિદના મઝારની જમણી–ડાબી બન્ને બાજુ દફન છે.
- હઝરત મખ્દૂમ રહમતુલ્લાહિ અલયહિની જમણી બાજુ મખ્દૂમ મિયાં ફયઝ અહમદનો મઝાર છે.
- હઝરત મખ્દૂમ રહમતુલ્લાહિ અલયહિની ડાબી પૂર્વ બાજુ હઝરત મખ્દૂમ મિયાં ઈબ્રાહીમનો પુરઅનવાર મઝાર છે.

## સાહબઝાદહ મખ્દૂમ મિયાં ફયઝ અહમદ રહમતુલ્લાહિ અલયહિનો પરિચય

આપ હઝરત મખ્દૂમ અબૂલ કાસિમ નકશબંદીના સાહબઝાદહ હતા. આપે ઉલૂમે ઝાહિરી અને ઉલૂમે બાતિનીની તકમીલ પોતાના વાલિદે મુહતરમ પાસે કરી. બાળપણથી જ વિલાયતના ચિહ્નો આપના ચહેરા પર જાહેર હતા.

જયારે આપ યુવાન થયા તો આપના ઉલૂમ અને મઆરિફ પણ યુવાની પર હતા. યુવાનીમાં આપે મોટા રુશદો હિદાયતના કામ અંજામ આપ્યા અને એક દુનિયાને પોતાના ફયઝ વડે તૃપ્ત ફરમાવી, પરંતુ અફસોસ કે યુવાનીમાં જ આપનો ઈન્તિકાલ થઈ ગયો.

પરંતુ આ ટૂંકી ઝિંદગીમાં પણ આપથી અસંખ્ય કરામતો જાહેર થઈ.

## સાહબઝાદહ મખ્દૂમ મિયાં ઈબ્રાહીમ રહમતુલ્લાહિ અલયહિનો પરિચય

- મખ્દૂમ અબૂલ કાસિમના બીજા સાહબઝાદહ મખ્દૂમ મિયાં મુહમ્મદ ઈબ્રાહીમથી ચાર અવલાદ થઈ. ત્રણ સાહબઝાદીઓ અને એક સાહબઝાદહ.
- સાહબઝાદહનું નામ ગુલામ અહમદ હતું. તેમનો બાળપણમાં જ ઈન્તિકાલ થયો હતો.
- મખ્દૂમ ઈબ્રાહીમની જે ત્રણ સાહબઝાદીઓ હતી તેમનાથી ઘણી અવલાદ થઈ.

# ત્રીજો વિભાગ

## અબૂલ મસાકીન શયખ મુહમ્મદ રહમતુલ્લાહિ અલયહિ

આપ હઝરત મખ્દૂમ આદમ ઠટવીનો પૌત્ર અને શયખ મુહમ્મદ અશરફના સાહબઝાદહ હતા. ઉલૂમે ઝાહિરી અને ઉલૂમે બાતિનીના ભંડાર અને પોતાના સમયના એવા કામિલ વલી હતા, જેમણે પોતાના પૂર્વજોના નામ અને કામને રોશન કરી દીધા. સિંધના ઈતિહાસકારો પણ એનો સ્વીકાર કરે છે.

### નામ અને કુનિયત

આપનું મુબારક નામ 'મુહમ્મદ' હતું. અને આપની કુનિયત 'અબૂલ મસાકીન' હતી.

આ કુનિયત રાખવાનું કારણ આ હતું કે આપ બેહદ સુશીલ અને કૃપાળુ હતા. અરબસ્તાનના લોકો એવા માણસને 'અબૂલ મસાકીન'ની કુનિયતથી યાદ કરે છે, જેથી આ ગુણના કારણે આપની કુનિયત પણ આ જ પડી ગઈ.

### જન્મથી પહેલાં બશારત

એક દિવસ હઝરત મખ્દૂમ આદમ રહમતુલ્લાહિ અલયહિએ પોતાના ખાસ ખલીફા હઝરત મખ્દૂમ અબૂલ કાસિમ નકશબંદી રહમતુલ્લાહિ અલયહિથી ફરમાવ્યું કે :

- "જુઓ ! અમારી અવલાદમાં અલ્લાહનો એક વલી પયદા થશે.
- તેનું નામ હુઝૂર સરવરે કાઈનાત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના નામ જેવું હશે.
- તેના અવસાફ અને અખ્લાક મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના નમૂના હશે.
- આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની જેમ તે પણ જલ્દી જ યતીમ થઈ જશે,

પરંતુ યાદ રાખજો કે તે પોતાના સમયનો કુતુબ હશે અને તેની તરબિયત અને પરવરિશની ઝિમ્મેદારી તમારા ઝિમ્મે છે. કયાંક એવું ન થાય કે તે બધાંના ઘરની ઠોકરો ખાતો ફરે. તમે એની ઝાહિરી અને બાતિની તરબિયત પોતે કરજો અને એમાં કોઈ કમી છોડશો નહિ."

આપના ઈરશાદ અનુસાર હઝરત મખ્દૂમ મુહમ્મદની પયદાઈશ થઈ અને થોડાં જ દિવસો પછી આપના વાલિદ આ ફાની દુનિયાથી કૂચ ફરમાવી ગયા. પછી હઝરત મખ્દૂમ અબૂલ કાસિમ રહિમહુલ્લાહુએ આપની ઝાહિરી અને બાતિની તરબિયતમાં ઉચ્ચ કોશિશ ફરમાવી.

## બીજી બશારત

આપના વાલિદ શયખ મુહમ્મદ અશરફ ફરમાવે છે કે :

"આપ હજુ માના પેટમાં હતા કે એ દરમિયાન મારું સરહિંદ શરીફ જવાનું થયું. એક દિવસ હું પોતાના પીરો મુરશિદ (હઝરત ખ્વાજા સયફુદ્દીન ઈબ્ને હઝરત ખ્વાજા મુહમ્મદ

મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિ)ની બરકતવંત ખિદમતમાં બેસેલો હતો કે અચાનક મારા દિલમાં ખ્યાલ આવ્યો કે :

ખબર નહિ કે મારી બીવીને સુવાવડમાં શું પૈદા થયું હશે ?

આ વિચાર આવતાં જ હઝરત ખ્વાજા રહમતુલ્લાહિ અલયહિએ મારા તરફ જોઈને હસ્યા અને ફરમાવ્યું કે :

ખૂશ થઈ જાઓ ! તમારે ત્યાં ઘણો મુબારક પુત્ર પયદા થયો છે. તે એવો પુત્ર છે કે તે પોતાના સમયના કામિલ અવલિયા અલ્લાહમાંથી થશે."

## બાળપણના દિવસો

બાળપણમાં જ આપની પેશાની પર વિલાયતની નિશાનીઓ અને હિદાયતના અનવાર ચમકતા રહેતા હતા. અને બાળપણમાં જ આપથી કરામતો જાહેર થવા માંડી હતી.

આ બાળપણની ઉંમરમાં પણ જો આપ કોઈ મગલૂબ અને કમઝોર શખ્સ પર પોતાની રૂહાની તવજ્જુહ ફરમાવતા હતા તો તે પક્ષ ગાલિબ થતો ચાલ્યો જતો હતો. અને પોતાના દુશમન અથવા મુકાબિલ પર ગાલિબ આવીને કામિયાબ અને સફળ થઈ જતો હતો.

આપના બાળપણના જ દિવસોમાં એક સય્યિદ સાહબ આપના પૂર્વજોના અકીદતમંદ અને જુના ખાદિમ હતા (તેઓ) આપની ખિદમતમાં હાજર થયા અને અરજ કરી કે :

"હું એક મુસીબતમાં ફંસી ગયો છું. આપ તે અત્યારના હાકિમથી સિફારિશ કરી દો કે તે મને આ મુસીબતથી છૂટકારો અપાવે."

આપ આ વિચારીને કે આ સય્યિદ છે, મઝલૂમ છે અને

અમારા જૂના મુખ્લિસ છે તેમની સાથે હાકિમની પાસે જઈને તેમની સિફારિશ ફરમાવી. પણ હાકિમ એવો સખત મિઝાજ અને પોતાના પ્રભાવ અને દબદબાના નશામાં એવો મદહોશ હતો કે તેણે આ વાત તરફ કોઈ ધ્યાન ન આપ્યું, બલ્કે સય્યિદ સાહબ સાથે ગુસ્સાના લહેજામાં વાત કરી, જે હઝરતને ઘણી ખરાબ લાગી.

હઝરત રસ્તામાં એક મકામ પર થોભી ગયા અને માથું ઝુકાવીને થોડો સમય મુરાકબહ ફરમાવ્યો. તે પછી હસતા મુખે ઊભા થઈ ગયા અને સય્યિદ સાહબનો હાથ પોતાના હાથોમાં લઈને ફરમાવ્યું કે :

'ખૂશ થઈ જાઓ. અમે તમારું કામ બીજાને હવાલે કરી દીધું છે.'

અને જયારે હઝરત સાહબ ઘરે પહોંચ્યા તો સય્યિદ સાહબે પોતાના ઘરે પાછા જવાની ઈજાઝત માંગી, પણ આપે તેમને જવાની ઈજાઝત નહિ આપી અને ફરમાવ્યું કે :

"આપ આટલા દૂરથી સફર કરીને આવ્યા છો, થાકેલા હશો, જેથી થોડા દિવસ અમારી પાસે જ કિયામ ફરમાવી લો."

હઝરતના ઈરશાદ પર તેમણે કિયામ કરવાનું મંઝૂર કરી લીધું. હજુ થોડા જ દિવસો વિત્યા હતા કે હઝરતનો મુબારક ઈરશાદ જાહેર થવાનો સમય આવી ગયો. અને કોઈએ આવીને આ ખૂશખબરી સંભળાવી કે ઊપરથી હુકમ આવ્યો છે કે હાકિમને કાઢી મૂકવામાં આવ્યા છે. અને તેમની જગ્યાએ બીજા હાકિમની નિમણુંક કરી દીધી છે. બીજા હાકિમે હોદ્દો સંભાળતા જ હઝરતના તે ખાદિમનું કામ હઝરતની મરઝી અનુસાર કરી દીધું.

## શયખ અબૂલ કાસિમની તરબિયત અને મુહબ્બત

હઝરત શયખ અબૂલ કાસિમ રહમતુલ્લાહિ અલયહિએ

પોતાના શયખ અને મખ્દૂમ હઝરત આદમ રહમતુલ્લાહિ અલયહિના હુકમ અનુસાર અને પીરના પુત્રની હેસિયતથી આપની રૂહાની અને ઝાહિરી તરબિયત ઘણી મહેનત, શફકત અને મુહબ્બતથી કરી. અહીં સુધી કે હઝરત અબૂલ કાસિમ રહમતુલ્લાહિ અલયહિ આપને પોતાના બાળકોથી પણ વધારે મહબૂબ અને અઝીઝ રાખતા હતા.

આ જ મુહબ્બત હતી કે જેના કારણે હઝરત અબૂલ કાસિમ રહમતુલ્લાહિ અલયહિએ આપને પોતાના જમાઈ બનાવ્યા અને આપે પોતાની કામિલ આરિફહ બેટી જેની તરબિયત આપે આ જ તસવ્વુફના રંગથી કરી હતી અને જેને ઔરતોની રુશદો હિદાયતનું કામ સોંપેલું હતું, એવી આબિદહ અને ઝાહિદહ બેટીને આપના નિકાહમાં આપી.

તદઉપરાંત શયખ અબૂલ કાસિમ રહમતુલ્લાહિ અલયહિના દિલમાં આપની કેટલી મુહબ્બત અને તેમની નઝરમાં આપની કેટલી ઈઝઝત અને પ્રતિષ્ઠા હતી તેનું અનુમાન આ બનાવથી થાય છે કે :

જયારે આપની વફાતનો સમય નજીક આવ્યો તો તે સમયે શયખ મુહમ્મદ શહેરમાં હાજર ન હતા. હઝરત અબૂલ કાસિમ રહમતુલ્લાહિ અલયહિએ આપને ઘણી વખત યાદ ફરમાવ્યા. દરેક વખતે મહેફિલમાં હાજરજનોએ આપના સાહબઝાદહ શયખ ઈબ્રાહીમને આગળ કરી દીધા અને કહ્યું કે :

"તેઓ તો હાજર નથી. હાં, આપના સાહબઝાદહ હાજર છે."

પણ દરેક વખતે આપ આ વાત સાંભળીને ચુપ થઈ ગયા.

પરંતુ જયારે ત્રીજી વખત આપે શયખ મુહમ્મદને યાદ ફરમાવ્યા અને તેના જવાબમાં લોકોએ આપના સાહબઝાદહ શયખ ઈબ્રાહીમનું નામ લીધું તો આપને ગુસ્સો આવી ગયો અને આપે ફરમાવ્યું કે :

"અલ્લાહ તઆલાની મખ્લૂકને બરબાદ કરવું નથી. હું શયખ

ઈબ્રાહીમને ઈજાઝત આપી શકતો નથી, કારણ કે તેમને અલ્લાહ તઆલાની મખ્લૂકને સંભાળવાની લાયકાત અને હિમ્મત નથી.''

તે પછી ફરમાવ્યું કે :

''સારું ! જયારે પણ શયખ મુહમ્મદ આવે તો તેમને કહી દેજો કે અમારા મઝાર પર જરૂર આવે.''

જયારે શયખ મુહમ્મદ હઝરત અબૂલ કાસિમ રહમતુલ્લાહિ અલયહિની વફાત પછી પાછા ઘરે તશરીફ લાવ્યા તો તેમના મુબારક મઝાર પર મકલી કબ્રસ્તાનમાં હાજર થયા અને હઝરતની રૂહાનિયતથી ફયઝ હાસિલ કર્યો અને વિલાયતના ઉચ્ચ દરજજાઓ પર નિયુકત થયા.

## હઝરત ખ્વાજા મુહમ્મદ ઝકી રહમતુલ્લાહિ અલયહિનો પરિચય

હઝરત ખ્વાજા મુહમ્મદ ઝકિય્યુલ્લાહ હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદે અલફેસાની રદિયલ્લાહુ અન્હુની સર્વોત્તમ અવલાદમાંથી છે.

આપના વાલિદનું નામ ખ્વાજા મુહમ્મદ હનીફ (વફાત ૧૧૩૩ હિજરીસન) હતું.

ખ્વાજા ઝકિય્યુલ્લાહનો નસબનો સિલસિલો અને તરીકતનો સિલસિલો હઝરત ઈમામે રબ્બાની સુધી આ રીતે પહોંચે છે.

(૧) હઝરત ખ્વાજા મુહમ્મદ ઝકિય્યુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ
(૨) એમના પિતા અને પીર હઝરત ખ્વાજા મુહમ્મદ હનીફ (રહ.)
(૩) એમના પિતા અને પીર હઝરત ખ્વાજા અબ્દુલ અહદ રહિમહુલ્લાહ
(૪) એમના પિતા અને પીર હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)
(૫) એમના પિતા અને પીર હઝરત ખ્વાજા શયખ અહમદ મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિ.

- આપે ઘણી વખત હજની સઆદત હાસિલ કરી.
- પ્રથમ વખત આપને હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહિમહુલ્લાહુના પુત્ર હઝરત ખ્વાજા હુજજતુલ્લાહ ખ્વાજા મુહમ્મદ નકશબંદ સાની રહિમહુલ્લાહુના સાથે આ સઆદત નસીબ થઈ. અને
- બીજી વખત આપ પોતાના પરિવાર સહિત લાહોર, મુલતાન, ઠટા વગેરે માર્ગથી હરમયન શરીફયન તશરીફ લઈ ગયા.
- જયારે આપ સિંધના એક 'હાલહ કંદી' ગામે પહોંચ્યા તો ત્યાં આપ આરામ લેવા માટે થોડા દિવસો રોકાયા.
- ત્યાં એક આલિમ અને વેપારી પ્રકારનો માણસ હતો. તેનું નામ પીર મુહમ્મદ હતું.
- તેનો તરીકો આ હતો કે દરરોજ પોતાની જરૂરતની વસ્તુઓ બજારથી ખરીદીને લઈ આવતો હતો અને જયારે તે શહેરથી કૂચ કરતો હતો તો એકીસાથે પૈસા દુકાનદારોને અદા કરી દેતો હતો.
- હઝરત ખ્વાજાએ પણ તેની ઓળખાણથી દુકાનદારો સાથે એવો જ વ્યવહાર કર્યો. જયાં સુધી રહ્યા ત્યાં સુધી પોતાના માટે અને પોતાના પરિવારજનો માટે અને સવારીના જાનવરો માટે જે ચાહ્યું તે બજારમાંથી ખરીદી લીધું.
- જયારે આપે અહીંથી જવાનો ઈરાદો ફરમાવ્યો તો પીર મુહમ્મદ જેના ઝરીઆથી આપ બજારમાંથી તમામ સામાન મંગાવતા રહેતા હતા તેને ગભરાટ થવા લાગ્યો કે ખબર નહિ ! હઝરત આટલી મોટી રકમ અદા ફરમાવશે અથવા નહિ ?
- રસ્તામાં જયારે તે દુકાનો આવી, જેમના પાસેથી હઝરતના માટે સામાન આવતો હતો તો હઝરત ત્યાં થોભી ગયા અને દુકાનદારોને ફરમાવ્યું કે :

"પોત પોતાનો હિસાબ લઈ આવો ! "

હઝરતે હવામાં હાથ લાંબો કરીને ગયબથી અશરફીઓ અને સિક્કાઓ લીધા અને દુકાનદારોની સામે નાંખી દીધા અને ફરમાવ્યું કે :

"જેટલા જેટલા જેના નાણાં બાકી હોય તે ઉઠાવી લો ! "

એક માણસે હઝરતની આ શાન જોઈને આપથી અરજ કરી કે :

"મારા માટે આ દુઆ ફરમાવી દો કે હું મહેનત, ઝિલ્લત અને અહેસાન વિના ખૂશહાલ થઈ જાઉં."

આપે ફરમાવ્યું કે :

"આ તુચ્છ આરઝૂ છે. બીજી કંઈ ઉચ્ચ વસ્તુ માંગ."

તેણે કહ્યું કે :

"નહિ. મારી તો માત્ર આ જ એક તલબ છે."

આ વાત પર આપે ફરમાવ્યું કે :

"જા ! જેવું તું ઈચ્છે છે તેવો જ થઈ જશે."

જેથી આપના ઈરશાદ અનુસાર તે એના પછી ઘણો જ ધનવાન અને ખૂશહાલ થઈ ગયો.

હઝરત ખ્વાજાની વફાત ૧૧૪૩ હિજરીસનમાં થઈ.

## હઝરત અબૂલ મસાકીન (રહ.) સાથે મુલાકાત

ઈમામે રબ્બાની મુજદિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના નસલના આ આફતાબ અને મહતાબ હઝરત શાહ મુહમ્મદ ઝકિય્યુલ્લાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ જયારે હરમયન શરીફયનની ઝિયારત માટે તશરીફ લઈ જઈ રહ્યા હતા તો આપ જયારે રસ્તામાં ઠટા શહેરમાં પહોંચ્યા ત્યારે એક મખ્લૂક આપની ઝિયારત માટે ખિદમતમાં હાજર થઈ. એ જ અસંખ્ય લોકોમાં હઝરત ખ્વાજા

શયખ મુહમ્મદ રહમતુલ્લાહિ અલયહિ પણ હતા.

શાહ મુહમ્મદ ઝકિય્યુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ આપનું નામ લઈને પૂછયું કે :

"આપ લોકોમાં 'અબૂલ મસાકીન' કોણ છે ? "

લોકોએ આપને આગળ વધાર્યા અને આપનો એવી રીતે પરિચય કરાવવા લાગ્યા કે :

"શયખ અબૂલ કાસિમ રહમતુલ્લાહિ અલયહિના પુત્ર શયખ ઈબ્રાહીમના આપ બનેવી છે."

આ વાત પર હઝરત શાહ ઝકિય્યુલ્લાહ (રહ.)એ ફરમાવ્યું કે :

"આપ કોઈના ભાઈ કે બનેવી નથી. (અર્થાત્ આપનો મોટો ઉચ્ચ મરતબો છે) તેમના પરિચય અને ઓળખાણની કોઈ જરૂરત નથી. અમે તેમને સારી રીતે ઓળખીએ છીએ."

જો કે એનાથી અગાઉ ન આપને જોયા હતા અને ન કયારે આપ સાથે મુલાકાત થઈ હતી.

- આપે આપને પોતાના પાસે બોલાવીને પોતાની પાસે બેસાડયા અને ઘણાં સમય સુધી આપ સાથે ઘણી મુહબ્બત અને શફકતની વાતો ફરમાવતા રહ્યા.
- તે પછી જેટલા દિવસ આપનો અહીં કિયામ રહ્યો, એટલા દિવસ સુધી આપને પોતાના ખુસૂસી ફુયૂઝ અને બરકાતથી લાભવંત કરતા રહ્યા.
- જયારે હજ માટે બયતુલ્લાહ શરીફ રવાના થવા લાગ્યા તો તેમને ફરમાવ્યું કે :

"અમારે તમારાથી ઘણાં કામો લેવા છે. જયારે બયતુલ્લાહ શરીફના હજથી ફારિગ થઈને વાપસીમાં અમે અહીંથી પસાર થઈશું તો

પોતાની સાથે તમોને સરહિંદ લઈ જઈશું. તમે તૈયાર રહેશો.''

પરંતુ સંજોગવશાત હજથી ફારિગ થવા પછી પાછા આવવા માટે સિંધના રસ્તાના બદલે આપે 'સૂરત'નો રસ્તો પસંદ ફરમાવ્યો અને સૂરત બંદર પર પહોંચીને ત્યાંથી એક મકતૂબ (પત્ર) તેમને લખી મોકલ્યો કે :

> ''હું સૂરતના રસ્તાથી સરહિંદ જઈ રહ્યો છું. મારું સિંધ આવવાનું થશે નહિ. જેથી તમે મારી રાહ જોવા વગર પોતે સરહિંદ પહોંચી જાઓ.''

## સરહિંદ શરીફ હાજર થઈ ખિલાફતથી મુશર્રફ થયા

શયખ મુહમ્મદ રહમતુલ્લાહિ અલયહિને હઝરત શાહ ઝકિય્યુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિની નિસબતો અને ઉમદહ વાતોની મઝા ચાખી હતી. આ મકતૂબ (પત્ર)ના પહોંચતા જ તત્કાળ સરહિંદ શરીફ તરફ રવાના થઈ ગયા અને હઝરત શાહ ઝકિય્યુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના પહોંચવા અગાઉ જ આપ ત્યાં પહોંચીને તેમના સાહબઝાદહ શેખ પીર મુહમ્મદી ઉર્ફે શાહ ભીખા રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં તલ્લીન થઈ ગયા.

## હઝરત ઝકિય્યુલ્લાહ રહિમહુલ્લાહુ સૂરતમાં એક વરસ રોકાઈને પછી સરહિંદ શરીફ ગયા

હઝરત શાહ ઝકિય્યુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ હજથી ફારિગ થઈને સૂરત બંદરે આવ્યા ત્યારે સૂરત અને વડોદરાના લોકો તેમજ ત્યાંના ઉલમા અને ફાઝિલો આપની સુહબતથી મુશર્રફ થયા અને મુરીદો અને મુખ્લિસોમાં શામિલ થયા અને તેમની દરખાસ્ત

તેમજ આગ્રહના કારણે હઝરત ઝકિય્યુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ એક વરસ સુધી ગુજરાતમાં રોકાયા.

અસંખ્ય લોકોએ આપથી ફયઝ મેળવ્યો. અને બે શખ્સો આપની ખિલાફતથી પણ મુશર્રફ થયા. તેમના નામો અને વિગતો મળી શકી નથી.

એક વરસ પછી આપ સરહિંદ શરીફ તશરીફ લઈ ગયા.

['ફિરદવસુલ આરિફીન']

## હઝરત અબૂલ મસાકીન રહમતુલ્લાહિ અલયહિની ખિદમતથી આપ બેહદ ખૂશ થયા

જયારે શાહ ઝકિય્યુલ્લાહ રહિમહુલ્લાહુ સરહિંદ શરીફ પહોંચ્યા અને તેમને આ પ્રમાણે ખિદમતમાં તલ્લીન જોયા તો આપ ઘણાં ખૂશ થઈ ગયા. હઝરત અબૂલ મસાકીન રહિમહુલ્લાહુનો આ ઈખ્લાસ અને મહેનત હઝરતની વધુ ખુસૂસી તવજજુહનું નિમિત્ત બની ગયા.

હઝરતે પોતાની ખુસૂસી તવજજુહોના ઝરીએ તેમની તરબિયત ફરમાવીને તેમની તકમીલ (પૂર્ણતા) ફરમાવી અને કુર્બના મકામ સુધી પહોંચાડી દીધા. અને ઈજાઝત તથા ખિલાફતથી સરફરાઝ ફરમાવીને પોતાના વતન (સિંધ) પાછા જવા અને ત્યાં રુશદો હિદાયતની નહેરો જારી કરવાનો હુકમ આપીને રુખસત ફરમાવી દીધા.

## હઝરત અબૂલ મસાકીન રહમતુલ્લાહિ અલયહિનો દિલ્હીનો સફર

સરહિંદ શરીફથી પાછા સિંધ આવતા જયારે 'દિલ્હી' ઉતરીને પોતાના ભાઈ શયખ અહમદ સાથે મુલાકાતનો ઈરાદો ઝાહિર ફરમાવ્યો તો હઝરત શાહ ઝકિય્યુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું કે :

''જો દિલ્હી જાઓ તો ત્યાં 'ખ્વાજા મુહમ્મદ ઝુબયર

રહમતુલ્લાહિ અલયહિ'ની સોહબતથી જરૂર ફયઝ હાસિલ કરશો, કારણ કે તેઓ પણ પોતાના સમયના કામિલ વલી" છે.

## હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબયર રહિમહુલ્લાહ

- આપ હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુના સાહબઝાદહ ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહિમહુલ્લાહુના પ્રપૌત્ર અર્થાત્ ખ્વાજા મુહમ્મદ નકશબંદી સાનીના પૌત્ર અને હઝરત અબૂલ અલા (વફાત ૧૧૦૭ હિજરીસન)ના સાહબઝાદહ છે.
- આપની પૈદાઈશ ૫, ઝીકઅદહ, ૧૦૯૩ હિજરીસન, સોમવારના દિવસે થઈ હતી.
- આપની કુનિયત અબૂલ બરકાત અને લકબ શમ્સુદ્દીન છે.
- આપના દાદા હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ સાની (વફાત ૧૧૧૪ હિજરીસન)એ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિના પૂરા ૧૦૦ (એક સો) વરસ પછી અર્થાત્ ૧૧૧૧ હિજરીસનમાં આપને પોતાના નાયબ બનાવીને મસનદ પર બેસાડયા અને કય્યૂમિય્યતનો પોશાક અતા ફરમાવ્યો.
- તે સમયના અમીરો અને બાદશાહો આપના આસ્તાનહ પર પેશાની રગળવા પર ગર્વ મહેસૂસ કરતા હતા.
- આસિફે જાહ, નિઝામુલ મલિક, એ'તિમાદુદ્ દવલહ વગેરે દરબારીઓ આપના વધારે વિશ્વાસુ હતા.
- આપના અંતિમ સમયમાં તમામ સલતનતના સભ્યો અને વઝીરો તથા રઈસો દરરોજ આપની ખિદમતમાં હાજર થતા હતા.
- તે સમયનો બાદશાહ સવાર અને સાંજ આપની મિઝાજ પુરસી કરાવતો હતો.
- આપની વફાત શાહજહાંઆબાદ (દિલ્હી)માં ૪, ઝીકઅદહ, ૧૧૫૨ હિજરીસન, બુધવારે ૬૯ (ઓગણસિત્તેર) વરસની ઉંમરે થઈ.

• ૫, ઝીકઅદહના રોજ આપનું મુબારક શરીર હજારો માણસો અને શાહી સવારો તથા પગપાળા લોકોના જુલૂસમાં સરહિંદ શરીફની તરફ રવાના થયું, જયાં ૧૨, ઝીકઅદહના રોજ શયખ સઈદુદ્દીનની હવેલીમાં દફન કરવામાં આવ્યા.
• આપના ચાર સાહબઝાદાઓ અને બે સાહબઝાદીઓ હતી.

('રવઝતુલ કય્યૂમિય્યહ' રુકન : ૪)

['નકશબંદી અવલિયા' ગ્રંથ : પાંચમાં પણ પાના : ૩૮૩ થી પાના : ૪૨૩ સુધી હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિના ૪૦ (ચાલીસ) પાનામાં વિસ્તૃત હાલાત આવી ગયા છે.]

## હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબયર રહમતુલ્લાહિ અલયહિની ખાસ તવજ્જુહ

જયારે હઝરત અબૂલ મસાકીન રહમતુલ્લાહિ અલયહિ દિલ્હીમાં હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબયર રહમતુલ્લાહિ અલયહિની ખિદમતે અકદસમાં હાજર થયા તો તેમણે આપની રૂહાની લાયકાત અનુસાર આપને ફયઝાને ઈલાહીથી સરફરાઝ ફરમાવ્યા અને પોતાની ખુસૂસી નિસબતોથી આપને નવાઝયા.

એક દિવસનો બનાવ છે કે :

હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબયર રહમતુલ્લાહિ અલયહિ પોતાના મુરીદો અને સાલિકોના સાથે બેઠેલા હતા કે ત્યાંથી તે સમયના બાદશાહનો પોતાના લશ્કરની સાથે ગુજર થયો, જેને જોવા માટે દુનિયાવાળા દોડી આવ્યા. હાજરજનો પણ ઉઠીને બહાર બાદશાહની શાહી સવારીનો મંઝર જોવા માટે નીકળી પડયા, પણ હઝરત અબૂલ મસાકીન શયખ મુહમ્મદ પોતાની બેઠક પર બેસી રહ્યા. ઉઠવાનું તો દૂર રહ્યું આપે તિરછી નિગાહે પણ આમ—તેમ નઝર ઉઠાવીને જોયું નહિ !

હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબયરને તેમના આ અદબનો તરીકો ઘણો પસંદ આવ્યો અને આપે હસતા મુખે ફરમાવ્યું કે :

"તમે સિંધના લોકોએ બાદશાહનો દબદબો જોયો ન હશે ! જો દિલ ચાહે તો જોઈ લો ! "

આ વાત પર આપે અરજ કરી કે :

"હું આટલા દૂરથી જે 'બાદશાહ'ની પાસે આવ્યો છું, તેની સામે બેઠો છું. હવે તે બાદશાહની સામે મને કોઈ બાદશાહની જરૂરત નથી."

આપના આ અદબના કારણે હઝરત ખ્વાજા રહમતુલ્લાહિ અલયહિની તબીઅત ઘણી ખૂશ થઈ અને હઝરત ખ્વાજાએ તે દિવસે ખૂશ થઈને આપને ખુસૂસી તવજજુહથી સરફરાઝ ફરમાવ્યા.

આ તવજજુહની અહમિયત અને ખુસૂસિયતને હઝરત અબૂલ મસાકીન આ શબ્દોમાં બયાન કરે છે કે :

"મને તે પળે આપની ખુસૂસી તવજજુહની બરકતથી તે બધું જ હાસિલ થઈ ગયું કે જો બાર વરસ પણ ખિદમત કરતે તો પણ તે વસ્તુ હાસિલ થઈ શકતી ન હતી."

મતલબ કે હઝરત ખ્વાજા રહમતુલ્લાહિ અલયહિએ તે જ સમયે તે જ પળે આપને એક નઝરમાં ફર્શ (જમીન)થી અર્શ પર પહોંચાડીને ઈજાઝત અને ખિલાફતથી સરફરાઝ ફરમાવ્યા અને રુશદો હિદાયતની ઈજાઝત આપીને રુખસત ફરમાવ્યા.

## મુલતાનનો સફર

જયારે આપ દિલ્હીથી પાછા ઠટા આવવા લાગ્યા તો રસ્તામાં આપે મુલતાનમાં રોકાયા. અહીં સૂફીઓ અને અવલિયાને આપના

આગમનના સમાચાર મળ્યા તો તમામ આપની ખિદમતમાં અદબપૂર્વક હાજર થયા. આપને પોતાની ખાનકાહોમાં રાખ્યા. આપની ઘણી ઈઝઝત કરી અને આપના રૂહાની ફયઝો અને બરકતોથી પોતાના સીનાને રોશન કર્યા બલ્કે અહીંના અવામ અને ખવાસ દરેકને આપથી એટલી મુહબ્બત થઈ ગઈ કે જયારે પણ આપ અહીંથી જવાનો ઈરાદો ફરમાવતા તો બધાં નિરાશ થઈ જતા હતા. અને હઝરતને થોડા દિવસ વધુ રોકાવા મજબૂર કરી દેતા હતા.

આ રીતે આખા બે મહિના હઝરત અહીં રોકાયા અને દિલોના ખેતરોને સીંચીને પોતાના શહેર ઠટા તરફ રવાના થઈ ગયા. અને ત્યાં પહોંચીને પોતાના વાલિદ બુઝુર્ગવાર અને પૂર્વજ બુઝુર્ગવારની મસનદ પર બિરાજમાન થઈને લોકોની રહબરી અને હિદાયતના કામમાં મશગૂલ થઈ ગયા.

### શહેનશાહની અકીદત

આપની અઝમત અને શોહરત આખી દુનિયામાં ફેલાઈ ગઈ અને દૂર દૂરના લોકો આપથી ગાઈબાનહ અકીદત રાખવા લાગ્યા. દિલ્હીનો બાદશાહ અને ફરમાંબરદાર પણ આપના ગાઈબાનહ અકીદતમંદોના વર્તુળમાં દાખલ થઈ ગયો. અને તેની અકીદત અહીં સુધી પહોંચી કે તેણે પોતાના એક ખાસ વિશ્વાસુ માણસને આપની ખિદમતે અકદસમાં એક ચિટ્ઠી આપીને મોકલ્યો જેમાં ગુજારિશ કરવામાં આવી કે લંગરના મહાન ખર્ચાઓ માટે દૈનિક દસ રૂપિયા કબૂલ ફરમાવો, પરંતુ 'દીન અને દુનિયા'ના શહેનશાહની નિસ્વાર્થતા અને બેપરવાહીનો આ આલમ હતો કે આપે તે ચિટ્ઠીને એક ખૂણામાં નાખી દીધી અને બીજી વખત તેને યાદ પણ ફરમાવ્યો નહિ.

## આપનું લંગર (સાર્વજનિક ભોજનાલય)

આપની ખાનકાહના લંગરની આ શાન હતી કે તેમાં પઢનારા ફકીરો, તાલિબો અને અવલિયા માટે દરરોજ નવા નવા પ્રકારના ઉમદહ ઉમદહ પકવાન પાકતા હતા.

## આપનો લિબાસ અને મહેફિલ

આપ પોતે ઉમદહથી ઉમદહ લિબાસ પહેરતા હતા. દર અઠવાડિયે નવો ઉમદહ લિબાસ પહેરતા હતા. બીજા અઠવાડિયામાં તે જ લિબાસ ઉતારીને ફકીરોને આપી દેતા હતા. નવા નવા પ્રકારની ચાદરો વાપરતા હતા. આપની મહેફિલ અને મસનદ ખૂબ સાફ સુથરી અને સુશોભિત હતી.

## આપની સખાવત

આપની સખાવતનો આ આલમ હતો કે સો–બસોમાં નહીં બલકે હઝારોમાં બખ્શિશો થતી હતી.

## ઝિયાફત

કયારેક પોતાના દોસ્તો અને ખાસ લોકો માટે ઉમદહ ઝિયાફતોનો પ્રબંધ ફરમાવ્યા કરતા હતા, અનેક પ્રકારની ઉમદહ અને સુગંધિત ખાવા–પીવાની સામગ્રીઓ અને પીણાંઓ પીરસતા હતા.

## લોકોને મદદ

- કોઈ મુસાફિર અથવા માંગવાવાળો આવતો તો દિલ ખોલીને તેની મદદ ફરમાવ્યા કરતા હતા.
- જો બે જૂથોમાં લેન–દેનમાં ઝઘડો થઈ જતો હતો તો આપ પોતે પોતાની પાસેથી આપીને ઝઘડાને ખતમ કરતા હતા.

## દસ્તે ગયબ

આ તમામ શાનો શોકત હતી પરંતુ આવકનો કોઈ ઝાહિરી ઝરીઓ ન હતો. લોકો આપની આ ગરીબી અને દવલત બન્ને વિરોધી ગુણોને જોઈને હયરાન રહી જતા હતા. છેવટે લોકો રહી ન શકયા અને તેમણે હઝરતને પૂછી જ લીધું કે :

"આપ આટલો બાદશાહો જેવો ખર્ચો કરો છો તો એ ખર્ચો કયાંથી આવે છે ?

આપને કોણ આટલું આપે છે ? "

આ સાંભળીને આપે ફરમાવ્યું કે :

"એમાં નવાઈની શી વાત છે !

ગયબી ખઝાનાઓની ચાવીઓ મારા હાથમાં આપી દીધી છે. જો હું ચાહું તો હમણાં તમારા સામે હઝારોનો ઢગ લગાવી શકું છું."

અને તે પછી ફરમાવ્યું કે :

"એક દિવસ આ ખઝાનો અમે પોતાના દોસ્તોમાંથી એકને બતાવીશું અને તેની ચાવી તેને અતા કરીશું."

'ફિરદવસુલ આરિફીન'ના લેખક ફરમાવે છે કે :

"ગયબી ખઝાનાની ચાવી સોંપવાનો આ ઈશારો આપના મહાન ખલીફા હઝરત મખ્દૂમ મુહમ્મદ ઝમાન સાહબ લુવારી શરીફવાળા તરફ હતો."

## આપના મા'મૂલાત અને વઝાઈફ

બાતિની અને રૂહાની પ્રવૃત્તિઓ અર્થાત્ મુરાકબહ, મુકાશફહ

વગેરે ઉપરાંત ઝાહિરી ઈબાદતો પણ આપ પુષ્કળ કરતા હતા.

## મધુર અવાજમાં કુર્આને પાકની તિલાવત

આપને કુર્આને કરીમ પૂરું હિફઝ યાદ હતું. જયારે આપ તેને પોતાના દિલકશ અને મધુર અવાઝમાં કિરા'તની સાથે તિલાવત ફરમાવ્યા કરતા હતા તો વાતાવરણ ગૂંજતું હતું.

કહે છે કે :

જયારે આપે મક્કા મુઅઝઝમહમાં બયતુલ્લાહની સામે કલામુલ્લાહ શરીફ પોતાના દાવૂદી મધુર સ્વરમાં પઢયું તો અરબ લોકો પણ પ્રભાવિત થઈ ગયા. અને આપની તિલાવતને ઝવક અને ઉત્સાહની સાથે સાંભળવા માટે આપની ફરતે ભેગા થઈ ગયા અને આપની મખારિજ (હુરૂફ નીકળવાની જગ્યા)ની અદા પર અને સુંદર કિરા'ત પર વાહ વાહ કરી ઉઠયા.

## કલિમએ તય્યિબહનો ઝબાની વિર્દ

કુર્આને પાકની તિલાવત ઉપરાંત આપનો આ પણ મા'મૂલ હતો કે દરરોજ ૭૦૦૦૦ (સિત્તેર હઝાર) વખત કલિમએ તય્યિબહનો આપ ઝબાનથી વિર્દ ફરમાવ્યા કરતા હતા.

અને સાથે જ ખત્મે ખ્વાજગાન પણ પાબંદીથી પઢયા કરતા હતા.

## કયફ અને મસ્તીની હાલત

કયારેક આપ કયફ અને મસ્તીમાં ડૂબીને અંધારી રાતોમાં મકલીની મઝારોના ફરતે ફરતા રહેતા હતા. ભયજનક અને ભયંકર જગ્યાઓ પર આપ એકલા તશરીફ લઈ જતા હતા અને ત્યાં અલ્લાહ તઆલાની ઈબાદતમાં પ્રવૃત્ત થઈ જતા હતા.

## મુરીદોની તરબિયત

આપ હંમેશા પોતાના મુરીદોને આ બાબતની નસીહત ફરમાવતા રહેતા હતા કે તેઓ અલ્લાહ તઆલાનો ખવફ અને ડર પોતાના અંદર પૈદા કરે અને શરીઅત તથા તરીકતના આદાબની પાબંદી કરે, જેથી તરીકતના ફયઝાનથી કયાંક મહરૂમ ન રહી જાય.

આપ પોતાની સોહબતમાં તસવ્વુફના આ મહત્ત્વના દર્સની મશ્ક (રિયાઝત, પ્રેકટીશ) કરાવ્યા કરતા હતા કે અલ્લાહ તઆલાના સિવાય કોઈનો ખ્યાલ દિલમાં ન આવે. અલ્લાહ તઆલાની યાદ અને તસવ્વુરના સિવાય કોઈ ખ્યાલ અને કોઈ યાદ દિલમાં બાકી ન રહે.

## દિલની વાતોનો કશ્ફ

જો કોઈ આપની સોહબતમાં બેઠો હોય અને તેના દિલમાં કોઈ બાતિલ ખ્યાલ આવે તો આપ તત્કાળ તેના પર સાવધ થઈ જતા હતા અને તે જ સમયે સખત શબ્દોમાં તેને ચેતવતા હતા કે :

> “પોતાના દિલ પર નઝર રાખો, તમોને ભાન નથી કે તમે કયાં બેઠા છો ? યાદ રાખો ! તમોને આ સમયે ‘હુઝૂરે હક’ની સઆદત હાસિલ થઈ રહી છે. આ મુબારક ક્ષણમાં બાતિલ અને હક વિરુદ્ધના વિચારોની કયાં ગુંજાઈશ છે ! ”

## અધૂરો પીર

આપના મહાન ખલીફા હઝરત મખ્દૂમ મુહમ્મદ ઝમાન સાહબ રહમતુલ્લાહિ અલયહિ લુવારી શરીફવાળા ફરમાવતા હતા કે :

એક દિવસ આપે (હઝરત અબૂલ મસાકીન રહમતુલ્લાહિ અલયહિએ) ફરમાવ્યું કે :

"સિંધના વધુ પડતા મશાઈખ અને પીરો એવા છે કે જેઓ પોતાને કામિલ અને મુકમ્મલ સમજીને રુશદો હિદાયતનું કામ શરૂ કરી દે છે, હાલાં કે તેઓ તરીકતના 'અબજદ'થી પણ પરિચિત નથી હોતા. એવા પીર અને મશાઈખ સજાના લાયક છે, તેમને સજા આપવી જોઈએ."

હઝરત મખ્દૂમ મુહમ્મદ ઝમાન આગળ ફરમાવે છે કે :

"તે સમયે મારા દિલમાં આ ખ્યાલ આવ્યો કે કયાંક હું પણ તે જ જુથમાં તો નથી ? આ ખ્યાલ આવતા જ હઝરતે મારી તરફ નઝર ઉઠાવીને જોયું અને ફરમાવ્યું કે :

"તમે એ લોકોમાંથી નથી, તે બીજા લોકો છે."

## આપના ઈલ્મ અને ઈરફાન

હઝરત મખ્દૂમ મુહમ્મદ ઝમાન સાહબ (રહ.) ફરમાવે છે કે :

"અલ્લાહ તઆલાએ આપને (હઝરત અબૂલ મસાકીન રહમતુલ્લાહિ અલયહિને) ઈલ્મ અને ઈરફાન અમર્યાદિત અર્પણ કર્યા હતા. આપના અપાર ઈલ્મની વિશાળતા અને અનંતતાની જાણ અલ્લાહ તઆલાના સિવાય કોઈને નથી."

ફરમાવે છે :

"આપના ઈલ્મ અને ઈરફાનની અપારતાને જોઈને હું અચંબામાં પડી જતો હતો અને વિચારતો હતો કે અલ્લાહ તઆલાએ એવું મહાન દિલ કઈ વસ્તુથી બનાવ્યું છે."

## અલ્લાહ તઆલાએ આપને દરેક ઉમદહ ખૂબીથી નવાઝયા હતા

હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાન રહિમહુલ્લાહુ ફરમાવે છે કે :

"કોઈ પણ ખૂબી અને સુંદરતા હોય,

ઈલ્મ અને ઈરફાન હોય,
ફસાહત અને બલાગત હોય,
નેક આદત હોય કે સારા અખ્લાક હોય,
સખાવત હોય કે જવાંમર્દી હોય,
શુજાઅત હોય કે બહાદુરી હોય,

અલ્લાહ તઆલાએ દરેક ખૂબીથી આપને (હઝરત અબૂલ મસાકીન રહમતુલ્લાહિ અલયહિને) સુશોભિત ફરમાવ્યા હતા અને તે ખૂબી એવી રીતે આપને અતા ફરમાવી હતી કે બીજી જગ્યાએ એનું મળવું ઘણું દુર્લભ છે બલકે પુરોગામી મશાઈખ અને અગાઉના બુઝુર્ગો વિષે જે વાતો સાંભળ્યા કરતા હતા તે હૂબહૂ આપમાં મવજૂદ હતી."

આપ આગળ ફરમાવે છે કે :

"આ જ કારણ છે કે તે અકાબિર જેઓ આપના પૂર્વજોના અકીદતમંદ હતા તેઓ પણ આપની ખિદમતમાં ઈરાદત અને અદબ સાથે હાજર થતા હતા અને તે સમયના :

ઉલમા અને સૂફીઓ,
મશાઈખ અને અવલિયા,
બાદશાહો અને અમીરો,
રાજાઓ અને સરદારો,

આપના ફરમાંબરદાર અને અકીદતમંદ તથા દરેક સમયે આપના હુકમના આશાવાદી રહેતા હતા.

## આયા હૈ બુલાવા મુઝે દરબારે નબીસે (સલ.)

જયારે આપે હરમયન શરીફયનની ઝિયારતનો ઈરાદો ફરમાવ્યો તો આપના આશિકો અને આપના અસંખ્ય અકીદતમંદ આપની જુદાઈના વિચારથી બેચેન થઈ ગયા. અને આપના આ પ્રવાસને રદ અથવા મુલતવી કરાવવાની કોશિશો કરવા લાગ્યા. પરંતુ તેમની દરેક કોશિશો અસફળ થઈ અને હઝરતના ઈરાદામાં કોઈ ફરક પડયો નહિ. અને આપે એક ખાસ મુખ્લિસ માણસથી આ નિખાલસ ઈરાદાનું કારણ બયાન કરતા ફરમાવ્યું :

> "મને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની બારગાહથી ત્યાં આવવાની દા'વત મળી છે, જેથી હવે મારું અહીં રોકાવું કોઈ રીતે શકય નથી."

જયારે આપ રવાના થવા પહેલાં વિદાય સલામ કરવા અને ઈજાઝત તથા રુખસતના હેતુથી પોતાના વાલિદ શયખ મુહમ્મદ અશરફના મઝાર પર (મકલી) હાજર થયા, તો આપના વાલિદની રૂહાનિયતે આપને રસ્તાના ભયોથી સાવધ કરીને આપને આ વરસે હજ માટે જવાથી રોકયા, પરંતુ મહબૂબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની દા'વતની સામે તમામ ભયો કંઈ જ વિસાતમાં ન હતા, જેથી આપે પોતાના વાલિદની રૂહાનિયતથી ઘણી જ નમ્રતા સાથે અરજ કરી :

> "મારા આકા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મને બોલાવ્યો છે એટલે હવે મારે એક ઘડી પણ અહીં વીતાવવી મુશ્કેલ થઈ રહી છે."

છેવટે વાલિદ માજિદની રૂહાનિયત મારફતે આપને ઈજાઝત અને રુખસત મળી ગઈ અને આપ ખૂશી ખૂશી ઝુમતા ઝુમતા હરમયન શરીફયનની ઝિયારત માટે રવાના થઈ ગયા.

## હજની સફર માટે ઉતાવળનું બીજું કારણ

આપ દીન અને દુનિયાના એવા બાદશાહ હતા કે આપના આસ્તાનહ પર દુનિયાના રઈસો અને બાદશાહોની મુશકેલીઓ હલ થતી હતી.

જયારે આપ હજના સફર માટે જવાની જલદી કરવા લાગ્યા તો એનું એક કારણ 'મરગૂબુલ અહબાબ'ના લેખકના લખાણ અનુસાર આ હતું જે કોઈ મુખ્લિસના પૂછવા પર આપે ફરમાવ્યું હતું કે :

> "'નૂર મુહમ્મદ અબ્બાસી' અમારી સાથે ઈરાદત અને અકીદત ધરાવે છે, તેના પર એક મુસીબત નાઝિલ થઈ છે. તે એક મુશકેલીમાં ફસી ગયો છે. અને અમોને તે મુશકેલીને હલ કરવાની દરખ્વાસ્ત કરી છે. જો અમે તેની મદદ ન કરી અને તેની મુરાદ પૂરી ન થઈ તો તેના ઈખ્લાસ અને અકીદતમાં ફરક આવી જશે.
>
> અને જો અલ્લાહ ન ચાહે એવું થયું તો આ વસ્તુ તેના બુરા ખાતિમહનું નિમિત્ત બનશે."

'મરગૂબુલ અહબાબ'ના લેખક લખે છે કે :

તે મુશકેલી અને મુસીબત જેમાં 'નૂર મુહમ્મદ અબ્બાસી' ફસાયો હતો તે નાદિરી ફિતનો (નાદિરશાહનું આક્રમણ) હતો, જેમાં લોહીની ધારા વહી હતી અને કતલે આમ થયો હતો. હઝરતનો ઈશારો એ જ તરફ હતો.

## હજના સફર માટે સૂરતથી રવાના થયેલું વહાણ ફરી પાછું સૂરત આવી ગયું !

જયારે આપ હજના સફર માટે રવાના થયા તો રસ્તામાં વાલિદ માજિદના ઈરશાદ અનુસાર મોટા મોટા ભયો અને તકલીફોનો આપે મુકાબલો કરવો પડયો. જયારે આપ વહાણમાં પોતાના સફરને તય કરીને ઘણા દૂર નીકળી ગયા તો અચાનક વિરુદ્ધ દિશામાંથી હવા ચાલવાની શરૂ થઈ ગઈ જેથી પાછા વહાણને સૂરત બંદરગાહના તરફ ધકલે દીધું. આપ સૂરત શહેરમાં થોડા દિવસ રોકાવવા માટે ઉતરી પડયા.

## સૂરત અને બરોડાના હઝારો લોકોએ આપથી ફયઝ મેળવ્યો

જયારે સૂરત શહેરવાસીઓને ખબર થઈ તો તેઓ આપના સ્વાગત માટે ટોળે ટોળા આવવા લાગ્યા અને પોત પોતાના ઘરોમાં બરકત માટે આપને રોકવા લાગ્યા અને આપની સોહબતને ગનીમત સમજીને આપના ફુયૂઝ અને બરકતોથી લાભવંત થવા લાગ્યા. અહીં સુધી કે ‘સૂરત’ અને ’બરોડા’ના મોટા મોટા અસરવંત સાહિબે ઈલ્મ અને સાહિબે હૈસિયત શખ્સો આપના સિલસિલાના વર્તુળમાં દાખલ થઈ ગયા. સૂરતનો નવાબ અને હાકિમ પોતે હઝરતના આસ્તાનહનો ગુલામ બની ગયો અને આપને ફયઝ પહોંચાડવા માટે એક મુદ્દત સુધી સૂરતમાં રોકી લીધા.

## હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાન રહમતુલ્લાહિ અલયહિ વિષે બશારત

અહીં સૂરતમાં આપના સિલસિલાના લોકોએ આપને પૂછયું કે :

“આપ સિંધમાં પોતાની ખાનકાહ કોને સોંપીને આવ્યા છો અને ત્યાં કોને પોતાના જાનશીન નક્કી ફરમાવ્યા છે ? ”

આપે ફરમાવ્યું કે :

'હું એવા કમાલવાળા નવજવાનને પોતાનો ખલીફા બનાવીને આવ્યો છું જેના કમાલોની શોહરતથી આખી દુનિયા ગુંજી ઉઠશે.'

આ ઈશારો હઝરત મખ્દૂમ મુહમ્મદ ઝમાન સાહબ રહમતુલ્લાહિ અલયહિ (લુવારી શરીફ)ના તરફ હતો જેમને આપે પોતાના ખલીફા બનાવીને પોતાની મસનદ પર બિરાજમાન કર્યા હતા.

સૂરતમાં હઝરતનું આખું વરસ વીતી ગયું અને વાલિદ બુઝુર્ગવાર શયખ અશરફના ફરમાન અનુસાર તે વરસે આપને હજ્જે બયતુલ્લાહની સઆદત હાસિલ ન થઈ શકી. બીજા વરસે અહીંથી આપે મક્કા મુકર્રમા અને મદીનહ મુનવ્વરહનો ઈરાદો કર્યો અને સાગરી સફર પર રવાના થઈ ગયા.

## આપની રૂહાની કુવ્વતથી સાગરનું તોફાન શમી ગયું !

આપનું વહાણ મંઝિલ તરફ ચાલતું હતું અને દિવસ અને રાત સફરની મંઝિલો તય થઈ રહી હતી કે અચાનક એક દિવસ તોફાન શરૂ થયું. વહાણ વમળમાં ફસાઈ ગયું અને સમુદ્રની મોજોમાં હિચકોલા લેવા લાગ્યું. મોતને સામે જોઈને વહાણમાં સવાર થયેલા બધાં શખ્સો ચીંસો મારવા લાગ્યા. લોકો પોતાની ઝિંદગીઓથી હતાશ થઈને રડવા અને વિલાપ કરવા લાગ્યા, પણ એવા સમયે વહાણમાં એક એવો શખ્સ પણ સવાર હતો જે શાંતિ અને આરામથી બેઠો હતો અને તેના ચહેરા પર કોઈ પ્રકારનો ગભરાટ અને પરેશાનીના કોઈ ચિહ્નો દેખાતા ન હતા. તે આપ જ અર્થાત્ હઝરત શયખ અબૂલ મસાકીન રહમતુલ્લાહિ અલયહિની જ ઝાતે ગિરામી હતી. લોકો આ જોઈને આપના કદમોમાં પડી ગયા અને રડીને આપને અરજ કરી કે :

"અલ્લાહ તઆલાના વાસ્તે અમારી મદદ ફરમાવો."

હઝરતે થોડા સમય માટે પોતાની ગરદન ઝુકાવી લીધી અને પોતાની રૂહાની શકિત એના તરફ કેન્દ્રિત કરી દીધી.

થોડા જ સમય પછી લોકોએ જોયું કે :

- વહાણ ભંવરમાંથી નીકળી ગયું.
- પ્રતિકૂળ હવાની જગ્યાએ અનુકૂળ હવા ચાલવા લાગી.
- વહાણ હવાની દિશા તરફ પોતાની મંઝિલના તરફ ચાલવા લાગ્યું.
- તે સલામત અને આફિયતની સાથે જિદ્દહની બંદરગાહ પર વહાણનું લંગર નાખ્યું.

આપના આ મહાન બાતિની તસર્રુફ અને રૂહાની કુવ્વતને જોઈને વહાણ પર સવાર થયેલા બધા મુસાફિરો આપના સિલસિલા અને અકીદતના વર્તુળમાં દાખલ થઈ ગયા.

## મક્કા મુઅઝ્ઝમહની હાજરી

મતલબ કે હઝરત ખ્વાજા અબૂલ મસાકીન મુશકેલીઓના વમળમાં ફસેલી નૌકાઓને કિનારા પર લગાવીને, લોકોની દિલની મુરાદોને પૂરી કરીને મક્કા મુઅઝઝમા પહોંચી ગયા. હજ અને ઉમરહની સઆદત હાસિલ કરી અને હરમ શરીફમાં જ થોડી મુદત માટે કિયામ ફરમાવ્યો અને દિવસે અને રાતે બયતુલ્લાહ શરીફના તવાફમાં મશગૂલ રહીને અલ્લાહ તઆલાના અનવારથી પોતાના સીનાને લાભવંત કરવા લાગ્યા.

## મદીનહ મુનવ્વરહની હાજરી

અહીંથી આપે 'મદીનહ મુનવ્વરહ'નો ઈરાદો ફરમાવ્યો. આપની સાથે ફકીરો અને અકીદતમંદોનું એક મોટું લશકર હતું, જેથી

એ બધાં માટે આપે ઘણાં ઊંટો ભાડે લીધા. આ મોટો કાફલો મદીનહ મુનવ્વરહ તરફ રવાના થઈ ગયો અને સફરનું અંતર કાપતો હઝરતની આગેવાનીમાં મદીનતુર્રસૂલ પહોંચી ગયો, અહીં પહોંચીને હઝરતે સાથીઓને હિદાયત આપી કે સામાન વગેરે ફલાણી જગ્યાએ જઈને ઉતારો અને પોતે રવઝએ અનવરની ઝિયારત માટે ચાલ્યા ગયા અને ત્યાં હાજર થઈને મુરાકબહમાં મશગૂલ થઈ ગયા.

## હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની નવાઝિશો

એ દરમિયાન એક મુરીદ દોડતો દોડતો આપની ખિદમતમાં આવ્યો અને અરજ કરી કે :

"ઊંટવાળાઓ પોતાનું ભાડું માંગે છે."

આપ ખામોશ થયા કે બીજી જ પળે એક તરફથી અવાજ આવ્યો, અવાજ આપનારો કહી રહ્યો હતો કે :

"મિયાં મુહમ્મદ સિંધી ક્યાં છે ? "

આ નામના ઘણાં લોકો તે સમયે ત્યાં હાજર હતા, બધાં ઊભા થઈ ગયા, પરંતુ કહેનારાએ કહ્યું કે :

"આ લોકોમાં તે માણસ નથી."

પછી કોઈએ હઝરતની તરફ ઈશારો કરીને તેનું ધ્યાન આપના તરફ કર્યું તો તેણે આપને જોતા જ કહ્યું કે :

"હાં, આ તે જ માણસ છે જે મને બતાવવામાં આવ્યા હતા."

તે પછી હઝરતની ખિદમતમાં હાજર થઈને અરજ કરી કે :

"આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો મને હુકમ

થયો છે કે ‘બસો રિયાલ’ આપની ખિદમતમાં પેશ કરૂં, આ હાજર છે. એમાંથી ભાડું પણ આપી દો અને જે બાકી બચે તે પોતાની જરૂરત માટે રાખી લો.”

મતલબ કે જયાં સુધી આપ મદીનહ મુનવ્વરહમાં રહ્યા, બન્ને જહાંના વાલી કાઈનાતના સરદાર હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની ઝાહિરી અને બાતિની અનંત નવાઝિશોથી સરફરાઝ થતા રહ્યા.

## મક્કા મુઅઝઝમહમાં મોટા હાકિમો આપના મુરીદો થયા

થોડો સમય મદીનહ મુનવ્વરહમાં કિયામ ફરમાવવા પછી આપ પાછા મક્કા મુઅઝઝમહ આવ્યા અને અહીં સ્થાયી થઈ ગયા. અહીં આપના મકામ અને મર્તબહને જોઈને ‘શરીફે મક્કા’ અને બીજા હાકિમો અને ઉચ્ચ કક્ષાના અફસરો આપના સિલસિલાના વર્તુળમાં દાખલ થઈ ગયા.

## રૂમના બાદશાહની અકીદત

અહીં સુધી કે જયારે આપની શોહરત ફેલાતા ફેલાતા રૂમના બાદશાહ સુધી પહોંચી તો તે પણ ગાઈબાન રીતે આપનો અકીદતમંદ બની ગયો અને અકીદત રૂપે મોટી રકમ આપની ખિદમતમાં મોકલી અને તેને કબૂલ કરવાની દરખ્વાસ્ત કરી.

આપે તેને પરત કરીને ફરમાવ્યું કે :

“જે રકમ હું પોતાની સાથે લઈને આવ્યો છું તે હજુ સુધી મોજૂદ છે. જયારે તે ખતમ થઈ જશે તો પછી બાદશાહથી ગુઝારિશ કરીશ.”

## 'અબૂલ મસાકીન' લકબનું કારણ

આપ દિલના ધનવાન અને હાથના બેહદ વિશાળ હતા. અને આપની સખાવત અને બખ્શિશ દરેક સમયે ચાલુ રહેતી હતી. આપની સખાવત અને આપનો કરમ દુનિયામાં મશહૂર થઈ ગયો હતો, એ જ કારણે અરબના લોકોએ આપની કુનિયત 'અબૂલ મસાકીન' રાખી.

આપ પોતાના ખલીફા મખ્દૂમ મુહમ્મદ ઝમાનને સિંધમાં અને પોતાના પીર શાહ ઝકિય્યુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિની અવલાદને દિલ્હીમાં મક્કા મુઅઝ્ઝમાથી મોટા પ્રમાણમાં તોહફાઓ મોકલાવતા હતા. એ સિવાય મખ્દૂમ મુહમ્મદ ઝમાનને પત્રો પણ લખતા હતા.

## ખાસ કારણથી થોડા દિવસો માટે વતન સિંધ વાપસ આવ્યા

આપે બે વરસ હરમયન શરીફયનમાં કિયામ ફરમાવ્યો અને તે પછી પોતાના વતન સિંધના ઠટા પાછા આવ્યા અને અહીં તશરીફ લાવીને પોતાના પાછા આવવાની ગરજ અને હેતુ આ બયાન ફરમાવ્યો કે:

"હું અહીં ઠટા માત્ર મખ્દૂમ મુહમ્મદ ઝમાનની તરબિયત અને તેની તા'લીમના માટે અને તેને તે અહવાલ અને મકામાત સમજાવવા માટે આવ્યો છું જે તેણે મને લખ્યા હતા. આપ પોતાના પરિવારજનોને મક્કા મુઅઝ્ઝમા જ છોડીને અહીં એકલા તશરીફ લાવ્યા હતા.

## વતનમાં માત્ર પંદર–વીસ દિવસ રહીને ફરી પાછા મક્કા મુઅઝ્ઝમહ જવા રવાના થયા

હઝરતે પોતાના વતન અને શહેર પહોંચીને માત્ર પંદર–વીસ દિવસ કિયામ ફરમાવ્યો. આ સમયગાળા દરમિયાન પોતાના દોસ્તો

અને મિત્રો, મુખ્લિસો અને મુરીદો, પરિચિત લોકો અને રિશ્તેદારો સાથે મુલાકાતો ફરમાવી. પોતાના પૂર્વજોના મઝારો પર હાજરી આપી અને પછી પાછા પોતાની વાલિદહ શરીફહ અને બીજા જે કુટુંબીજનો અહીં હતા તેમને લઈને બલદે અમીન (શાંતિ અને સલામતીના શહેર) મક્કા મુઅઝઝમહની તરફ રવાના થઈ ગયા.

## મક્કા મુઅઝઝમહથી વતન સિંધ પાછા જવાનો ઈરાદો રદ કર્યો

થોડા વરસ મક્કા મુઅઝઝમહમાં કિયામ ફરમાવવા પછી એક દિવસે આપે પાછા (ઠટા) વતન આવવાનો ઈરાદો ફરમાવ્યો અને હઝરત મખ્દૂમ મુહમ્મદ ઝમાન રહમતુલ્લાહિ અલયહિને એક પત્ર મોકલાવ્યો કે ફલાણા મહિનામાં અમારી ખાનકાહમાં હાજર થશો, અમે ત્યાં પહોંચી રહ્યા છે, પરંતુ જયારે આપ રવાનગીનો ઈરાદો કરી રહ્યા હતા ત્યારે અચાનક આપને ખ્યાલ આવ્યો કે આપની ઉંમર વીતી ચુકી છે, હવે અંતિમ સમય નજીક છે. જો કયાંક રસ્તામાં મોત આવી ગયું તો ન અહીંની મુબારક ઝમીન નસીબ થશે અને ન પોતાના પૂર્વજોની ઝમીનમાં જગ્યા મળશે. જેથી આ ખ્યાલ આવતા જ આપે વતન પાછા જવાનો ઈરાદો રદ કરી નાંખ્યો.

## મક્કા મુઅઝઝમહથી આપે લખેલા મુબારક પત્રો

મક્કા મુઅઝઝમહથી આપે પોતાના ખાસ ખલીફા અને જાનશીન હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાન (રહ.)ને અનેક મુબારક પત્રો લખ્યા હતા. એની વિગતો ઈન્શાઅલ્લાહ પાંચમાં વિભાગમાં આવશે.

## ઈન્તિકાલ

• અરફાના મુબારક દિવસે અરફાતના મેદાનમાં આપ મરડા અને

કોલેરાની બીમારીમાં પોતાના હકીકી માલિકને મળી ગયા.

- આપની વફાતનું વરસ ૧૧૪૯ હિજરી છે.
- આપને મક્કા શરીફના મહાન અને બરકતવંત કબ્રસ્તાન જન્નતુલ મુઅલ્લામાં ઉમ્મુલ મુઅમિનીન હઝરત ખદીજતુલ કુબરા રદિયલ્લાહુ તઆલા અન્હાના હુજરહ અને આસ્તાનહના દરવાઝાની નજીક જમણી તરફ દફન કરવામાં આવ્યા.
- કહે છે કે ઉમ્મુલ મુઅમિનીનના મુબારક આસ્તાનહ અને આપની કબરે અનવરના દરમિયાન એક વેંતનું પણ અંતર નથી.

## આપના ખલીફાઓ અને મુરીદો

[૧]

આપના ખલીફા અને જાનશીન સિંધના મશહૂર બુઝુર્ગ કુદવતુસ્સાલિકીન ઝુબદતુલ આરિફીન હઝરત મુહમ્મદ ઝમાન રહમતુલ્લાહિ અલયહિ સાહબ (લુવારી શરીફ) છે.

[૨]

- એ સિવાય તે સમયના મોટા મોટા ઉલમા અને ફાઝિલોએ આપથી ફયઝ હાસિલ કર્યો.
- દાખલા તરીકે : શાહ અબ્દુલ લતીફ ઠટવી (તહમતાઈ) કુદ્દિસ સિર્રુહૂ આપથી સંપૂર્ણ અકીદત ધરાવતા હતા અને ઠટામાં આપની ખાનકાહમાં હાજર થઈને આપથી ફયઝ હાસિલ કરતા હતા.

[૩]

એ ઉપરાંત મખ્દૂમ ઝિયાઉદ્દીન કુદ્દિસ સિર્રુહૂ જેમની ગણના ઠટાના મહાન ઉલમામાં થાય છે. તે સમયના મોટા મોટા ફાઝિલો જેમના શાગિર્દ હતા. આપ પણ ઈલ્મના સાગર હોવા છતાં હઝરત

તરફ સંપૂર્ણ અકીદત ધરાવતા હતા.

## [૪] હાફિઝ રહીમદનહ રહમતુલ્લાહિ અલયહિ

લુવારી શરીફના સુલતાનુલ અવલિયા ખ્વાજા મુહમ્મદ ઝમાન રહમતુલ્લાહિ અલયહિના પીરો મુરશિદ હઝરત અબૂલ મસાકીન ખ્વાજા મુહમ્મદ રહમતુલ્લાહિ અલયહિ (ઠટા)ના એક કામિલ અને સાહિબે હાલ મુરીદ 'હાફિઝ રહીમદનહ તિલયાઈ રહમતુલ્લાહિ અલયહિ' હતા, જેમના વિષે 'મરગૂબુલ અહબાબ'ના લેખક લખે છે કે :

> "આપ પોતાની રિયાઝતો અને મુજાહદાઓ તથા ઈબાદતોની વિપુલતાના કારણે હઝરત ખ્વાજા અબૂલ મસાકીનના તમામ મુરીદોની નિગાહોમાં મરકઝ હતા."

જે માણસ આરિફો અને આબિદોની જમાઅતમાં ઈબાદતો અને રિયાઝતોના કારણે નિગાહનું મરકઝ હોય, તેના મકામ અને મરતબાનો કોણ અનુમાન કરી શકે છે. તેમ છતાં નીચેના બનાવથી આપના ઉચ્ચ મરતબાનું કંઈક અનુમાન થઈ શકે છે.

તે ઝમાનામાં એવો દુકાળ પડયો કે માનવીઓએ આપસમાં એક બીજાને ખાવાનું શરૂ કરી દીધું હતું.

હાફિઝ રહીમદનહ ફરમાવે છે કે :

આ દુકાળના સમયમાં મુરશિદની ખાનકાહમાં ખાવા–પીવા વગર મેં પૂરા છ મહિના વીતાવ્યા. આ લાંબી મુદતમાં ન કયારે મને ભૂખ લાગી અને ન કયારે મને હાજતને પૂરી કરવાની જરૂરત પેશ આવી. બલકે રાત્રે ઈશા પછી એવી ઢેકાર આવતી હતી કે જાણે મેં ઘણું પેટ ભરીને દૂધ પીધું છે.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની શાન આ જ

હતી કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવતા હતા કે :

> "હું મારા રબની પાસે રાત વીતાવું છું, તે જ મને ખવડાવે છે અને તે જ મને પિવડાવે છે."

તો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તા'બેદારીમાં આપના તુફયલ અલ્લાહ તઆલા આપના ખાસ ગુલામોને પણ એ જ મકામથી સરફરાઝ ફરમાવી શકે છે.

# ચોથો વિભાગ

## હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાન રહમતુલ્લાહિ અલયહિના વાલિદ સાહબ

## હઝરત શયખ હાજી અબ્દુલ લતીફ રહમતુલ્લાહિ અલયહિ

- સિંધની સરઝમીનમાં નકશબંદી સિલસિલાના ફુયૂઝના ઝરણાંઓ જયાંથી ફૂટયા તે લુવારી શરીફ બદયન જિલ્લાનું આસ્તાનહ છે.
- આ નકશબંદી સિલસિલાના શરાબઘરનો શરાબ પીવડાવનાર (સાકી) સુલતાનુલ અવલિયા હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાન સાહબ રહમતુલ્લાહિ અલયહિની ઝાતે ગિરામી છે.
- આ મહાન હસ્તીના વાલિદ હઝરત શયખ હાજી અબ્દુલ લતીફ

સાહબ છે.

- આ ઈલ્મી અને રૂહાની કુળના તે પ્રથમ બુઝુર્ગ છે જેમણે નકશબંદી તજલ્લીઓથી અલ્લાહ તઆલાના બંદાઓના દિલોને મુનવ્વર કર્યા.
- આપથી અગાઉ આપના તમામ પૂર્વજો સુહરવર્દી સિલસિલામાં બયઅત અને ઈરશાદનો સિલસિલો ધરાવતા હતા.

## નસબ (વંશ)

- શયખ હાજી અબ્દુલ લતીફ સાહબ રહમતુલ્લાહિ અલયહિનો નસબનો સિલસિલો હઝરત અબૂબકર સિદીક રદિયલ્લાહુ તઆલા અન્હુ સુધી પહોંચે છે.
- નસબનામહની જે શાખાથી આપનો સંબંધ છે તે 'બકરી શાખ' કહેવાય છે.
- ઈતિહાસકારોની નિગાહમાં આ સૌથી સહીહ અને હઝરત અબૂબકર સિદીક રદિયલ્લાહુ તઆલાથી સૌથી વધારે નજીક શાખા છે.

## નસબનો શજરહ

આપનો નસબનો શજરહ હઝરત અબૂબકર સિદીક રદિયલ્લાહુ તઆલા અન્હુ સુધી આ પ્રમાણે છે :

(૦૧)હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાન રહમતુલ્લાહિ અલયહિ
(૦૨)એમના પિતા હઝરત શયખ હાજી અબ્દુલ લતીફ રહિમહુલ્લાહ
(૦૩)એમના પિતા હઝરત શયખ તય્યિબ રહમતુલ્લાહિ અલયહિ
(૦૪)એમના પિતા હઝરત શયખ ઈબ્રાહીમ રહમતુલ્લાહિ અલયહિ
(૦૫)એમના પિતા હઝરત શયખ અબ્દુલ વાહિદ રહિમહુલ્લાહ
(૦૬)એમના પિતા હઝરત શયખ અબ્દુલ લતીફ રહિમહુલ્લાહ
(૦૭)એમના પિતા હઝરત શયખ અહમદ રહમતુલ્લાહિ અલયહિ

(૦૮)એમના પિતા હઝરત શયખ બકા રહમતુલ્લાહિ અલયહિ
(૦૯)એમના પિતા હઝરત શયખ મુહમ્મદ રહમતુલ્લાહિ અલયહિ
(૧૦)એમના પિતા હઝરત શયખ ફકરુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ
(૧૧)એમના પિતા હઝરત શયખ આબિદ રહમતુલ્લાહિ અલયહિ
(૧૨)એમના પિતા હઝરત શયખ અબ્દુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ
(૧૩)એમના પિતા હઝરત શયખ તાઊસ રહમતુલ્લાહિ અલયહિ
(૧૪)એમના પિતા હઝરત શયખ અલી રહમતુલ્લાહિ અલયહિ
(૧૫)એમના પિતા હઝરત શયખ મુસ્તફા રહમતુલ્લાહિ અલયહિ
(૧૬)એમના પિતા હઝરત શયખ માલિક રહમતુલ્લાહિ અલયહિ
(૧૭)એમના પિતા હઝરત શયખ મુહમ્મદ રહમતુલ્લાહિ અલયહિ
(૧૮)એમના પિતા હઝરત અબૂલ હસન રહમતુલ્લાહિ અલયહિ
(૧૯)એમના પિતા હઝરત મુહમ્મદ રહમતુલ્લાહિ અલયહિ
(૨૦)એમના પિતા હઝરત તય્યાર રહમતુલ્લાહિ અલયહિ
(૨૧)એમના પિતા હઝરત અબ્દુલ બારી રહમતુલ્લાહિ અલયહિ
(૨૨)એમના પિતા હઝરત અઝીઝ રહમતુલ્લાહિ અલયહિ
(૨૩)એમના પિતા હઝરત ફઝલ રહમતુલ્લાહિ અલયહિ
(૨૪)એમના પિતા હઝરત અલી રહમતુલ્લાહિ અલયહિ
(૨૫)એમના પિતા હઝરત ઈસ્હાક રહમતુલ્લાહિ અલયહિ
(૨૬)એમના પિતા હઝરત ઈબ્રાહીમ અબૂબકર રહિમહુલ્લાહ
(૨૭)એમના પિતા હઝરત કાઈમ રહમતુલ્લાહિ અલયહિ
(૨૮)એમના પિતા હઝરત અકીક રહમતુલ્લાહિ અલયહિ
(૨૯)એમના પિતા હઝરત મુહમ્મદ રહમતુલ્લાહિ અલયહિ
(૩૦)એમના પિતા હઝરત અબ્દુર્રહમાન રહમતુલ્લાહિ અલયહિ
(૩૧)એમના પિતા હઝરત સય્યિદિના અબૂબકર સિદ્દીક રદિયલ્લાહુ તઆલા અન્હુ.

## સિંધમાં આગમન

લુવારી શરીફના બુઝુર્ગોના પૂર્વજો અબ્બાસી ખલીફાઓના સમયમાં અર્થાત્ મહદી ખલીફાના ઈન્તિકાલના એક વરસ પછી હારૂન રશીદ ખલીફાના હુકૂમતના સમયમાં લગભગ ૭૮૬ ઈસ્વીસનમાં વતન છોડીને સિંધ તશરીફ લાવ્યા.

આ કારણ મા'લૂમ થઈ શકયું નહિ કે આ હઝરાતને વતન છોડવા પર કઈ વસ્તુએ મજબૂર કર્યા. તે સમયે સિંધ પર અરબ લોકોની હુકૂમત હતી અને આ ખાનદાનને અરબોના હમ વતન અને ઉચ્ચ ખાનદાનના હોવાના કારણે ઘણી ઈઝઝત અને મકામ હાસિલ હતો.

જો આ સિદ્દીકી બુઝુર્ગો ચાહતે તો પોતાની પસંદના મોટા મોટા હોદ્દાઓ અહીં સિંધમાં હાસિલ કરી શકતા હતા, પરંતુ કરબલાના બનાવ પછી આ બુઝુર્ગો એટલા સાવધ થઈ ગયા કે તેઓ હુકૂમત કરવાથી અથવા કોઈ પણ હુકૂમતમાં હિસ્સો લેવાથી અથવા હુકૂમતની નોકરીથી અને સર્વિસ કરવાથી પણ દૂર રહ્યા.

મતલબ કે આ હઝરાત 'નગર' ઠટા પાસે આવીને રહેવા લાગ્યા અને ઈબાદતો તથા રિયાઝતોમાં પ્રવૃત્ત થઈ ગયા.

ધીમે ધીમે પોતાની પરહેઝગારી અને ઈબાદત તથા ખુલૂસ અને ઈમાનદારીના કારણે લોકોમાં મશહૂર થતા ચાલ્યા ગયા અને લોકોએ તેમના હાથ પર બયઅત થવાનું શરૂ કરી દીધું.

આ હઝરાતની વિનમ્રતાની આ સ્થિતિ હતી કે આટલી શોહરત અને મકબૂલિયત છતાં પોતાને શયખ અથવા પીર કહેવડાવવું કયારેય પસંદ ફરમાવતા ન હતા. બલકે હંમેશા પોતાની ઝાતને ફકીર કહેવડાવતા હતા.

## સિંધથી કચ્છ અને ફરી પાછા સિંધ

લગભગ 'સમ્મહ' ખાનદાનના હુકૂમતના દૌરની શરૂઆતમાં જયારે સિંધમાં આંતરિક ઝઘડો શરૂ થયો તો આ ખાનદાન સિંધને છોડીને 'કચ્છ' જઈને આબાદ થઈ ગયું, પરંતુ ત્યાં રહેવાનું અપનાવવા છતાં સિંધથી સંપૂર્ણ રીતે સંબંધ તોડયો નહિ. જેથી એનું પરિણામ એ આવ્યું કે ૯૧૦ હિજરીસન મુતાબિક ૧૫૦૪ ઈસ્વીસનની નજીક હાજી અબ્દુલ લતીફના પૂર્વજોમાં શયખ અબ્દુલ લતીફ (કુલાં)ના નામથી એક બુઝુર્ગ થયા છે, તેમણે પોતાના મુરીદોના આગ્રહ પર બીજી વખત સિંધમાં આવીને રહેવાનું પસંદ કર્યું.

## સુહરવરદી તરીકાની શરૂઆત

મખ્દૂમ અબ્દુલ લતીફની પંદરમી પેઢીમાં શયખ માલિક બિન મુહમ્મદ નામના એક બુઝુર્ગ થયા છે.

એક વખત આપ બયતુલ્લાહ શરીફની ઝિયારત દરમિયાન સુહરવરદી સિલસિલાના મશહૂર બુઝુર્ગ શયખ મુહમ્મદ યમાનીના વખાણ સાંભળીને મક્કા મુઅઝઝમહમાં તેમની ખિદમતમાં હાજર થઈને તેમનાથી આ સિલસિલામાં બયઅત થઈ ગયા. અને દોઢ વરસની મુદ્દતમાં સુલૂકની મંઝિલો તય કરીને ખિલાફત અને ઈજાઝતથી સરફરાઝ થયા. આ પ્રમાણે આ લુવારી શરીફ ખાનદાનના આપ તે પ્રથમ બુઝુર્ગ હતા જેમનાથી સુહરવરદી સિલસિલાની શરૂઆત થઈ, જે શયખ તય્યિબ રહમતુલ્લાહિ અલયહિ સુધી ચાલુ રહી.

## નકશબંદી તરીકાની શરૂઆત

શયખ તય્યિબના પછી ખ્વાજા હાજી અબ્દુલ લતીફ (રહ.) તે પ્રથમ બુઝુર્ગ થયા છે જેમણે નકશબંદી સિલસિલામાં ફયઝ હાસિલ કર્યો.

## આ ખાનદાનના એક મહાન પૂર્વજ શયખ અબ્દુલ લતીફ (ફુલાં) રહમતુલ્લાહિ અલયહિ

હાજી અબ્દુલ લતીફ સાહબ રહમતુલ્લાહિ અલયહિના પૂર્વજોમાં આપના સરખા નામવાળા શયખ અબ્દુલ લતીફ રહમતુલ્લાહિ અલયહિ થયા છે. જેઓ :

- આ ખાનદાનના ૧૪ સુહરવરદી બુઝુર્ગોમાંથી સૌથી વધારે સાહિબે ઈલ્મ અને ઈરફાન હતા.
- ઘણી ઈઝઝત અને મરતબાવાળા હતા.
- ઘણી કિતાબોના લેખક પણ હતા.
- દરેક સમયે એકાંતમાં બેસીને ઈબાદતમાં પ્રવૃત્ત રહ્યા કરતા હતા.
- ૧૦૦ (એકસો) વરસથી વધુ ઉંમર થઈ હતી.
- આટલી ઉંમરમાં એટલી અશકિત હોવા છતાં કયારે ઈબાદતમાં આપે કોઈ ફરક આવવા નહિ દીધો.
- આપથી ઘણી કરામતો ઝાહિર થઈ હતી જેમાંથી અમુક કરામતો 'લતીફતુત્તહકીક'માં એના લેખક સય્યિદ રફીકઅલી હુસયની બશન્ગીએ લખી છે.

## મોગલ બાદશાહોએ આપને દિલ્હી બોલાવ્યા

અજ્ઞાત એકાંતમાં રહેવા છતાં આપની શોહરત સિંધની સરહદ પાર કરીને હિન્દુસ્તાનની રાજધાની દિલ્હી સુધી પહોંચી ગઈ.

તે સમયના ત્યાંના મુગલ બાદશાહોએ આપને બોલાવીને ઘણી ઈઝઝત અને માનથી નવાઝયા.

મોટા મોટા સંશોધકોથી આપની વંશાવળી તૈયાર કરાવી અને તેના પર શાહી સિક્કો લગાવીને આપને આપી.

તે વંશાવળી આપના પૌત્ર શયખ ઈબ્રાહીમથી હજના સફર દરમિયાન જહાઝના ડૂબવાના સમયે પાણીમાં ડૂબી ગઈ.

તે પછી કલહોરા ખાનદાનના હુકૂમતના દૌરમાં તે સમયના સેંકડો અધિકારીઓએ શયખ હાજી અબ્દુલ લતીફ રહમતુલ્લાહિ અલયહિના ઝમાનામાં આપની વંશાવળીની તપાસ કરાવીને બીજી વખત તૈયાર કરાવી, જે આ ખાનદાનમાં આજ સુધી સુરક્ષિત છે.

આ મશહૂર બુઝુર્ગનો મઝાર 'રાઠોડ ગામ'માં છે.

## આપની અવલાદ

શયખ અબ્દુલ લતીફ (કુલાં)ના ત્રણ ફરઝંદ હતા.

બે ફરઝંદ એક પછી એક ઈન્તિકાલ કરી ગયા.

ત્રણમાંથી માત્ર એક ફરઝંદ બાકી રહ્યા. જેમનું નામ અબ્દુલ વાહિદ હતું.

શયખ અબ્દુલ વાહિદના પણ માત્ર એક ફરઝંદ હતા, જેમનું નામ ઈબ્રાહીમ હતું, જેઓ અબ્દુલ વાહિદના ઈન્તિકાલના સમયે માત્ર એક વરસના હતા.

## ઈન્તિકાલ અને વસિયત

ઈન્તિકાલના સમયે શયખ અબ્દુલ વાહિદે વસિયત ફરમાવી હતી કે જયારે આ બાળક ૧૪ વરસનું થઈ જાય તો આ મારી દસ્તાર (પાઘડી) (જેમાં મેં પોતાની તરીકત અને શરીઅતની અમાનત મૂકી દીધી છે) તેના માથા પર મૂકી દેજો. ઈન્શા અલ્લાહ તરીકતનું બધું જ નૂર તેના સીનામાં આવી જશે.

નક્કી થયેલા સમયે વસિયત પૂરી કરવામાં આવી અને આપ

પોતાના સમયના મોટા સાહિબે કશ્ફ અને કરામત બુઝુર્ગ બન્યા.

## આપનો મઝાર કચ્છમાં છે

આપનો મઝાર 'કચ્છ'માં 'નરિયહ' ગામમાં આવેલો છે. પાણી પર ચાલવાની અને હવા પર ઉડવાની ઘણી કરામતોનો 'લતીફહુત્તહકીક'ના લેખકે ઉલ્લેખ કર્યો છે.

## આપની અવલાદ

શયખ ઈબ્રાહીમ પછી આપના ચાર ફરઝંદોમાંથી 'શયખ તય્યિબ' આ મસનદ પર બિરાજમાન થયા. આપ ઘણાં પરહેઝગાર અને ઈબાદતગુઝાર હતા. દરરોજ રાતે પચાસ નફિલ નમાઝ અદા કરવાનો અને અકસર દિવસોમાં રોઝહ રાખવાનો આપનો મા'મૂલ હતો.

આપનો મઝાર (લોનવારી) લુવારી શરીફમાં છે.

આપના ફરઝંદ હાજી અબ્દુલ લતીફ રહમતુલ્લાહિ અલયહિ છે અને આપના પૌત્ર હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાન રહમતુલ્લાહિ અલયહિ છે. જેઓ એક પછી એક આ ઈરશાદની મસનદ પર બેઠા.

## ઈલ્મે શરીઅત

તે ઝમાનામાં ઠટા ઈલ્મ અને ફનનું મરકઝ બનેલું હતું. હાજી અબ્દુલ લતીફ સાહબ રહમતુલ્લાહિ અલયહિ પણ શરઈ ઉલૂમને હાસિલ કરવા માટે ઠટા તશરીફ લઈ ગયા જયાં ઈલ્મે શરીઅતની તકમીલ કરી.

તે પછી હઝરત મખ્દૂમ આદમ ઠટવી રહમતુલ્લાહિ અલયહિના ફરઝંદે અરજુમંદ હઝરત મખ્દૂમ ફયઝુલ્લાહની ખિદમતે અકદસમાં હાજર થઈને તેમના હાથ પર સિલસિલએ આલિયહ નકશબંદિયહમાં બયઅત થઈ ગયા. આપની સોહબતમાં સુલૂકની મંઝિલો તય કરીને

ઘણાં જલ્દી આપ હઝરત ફયઝુલ્લાહના ખાસ અને ઘણા ઉચ્ચ મુરીદોમાં શામિલ થઈને ઈજાઝત અને ખિલાફતથી સરફરાઝ થઈ ગયા.

## હઝરત મખ્દૂમ અબૂલ કાસિમથી ફયઝ

હઝરત શયખ ફયઝુલ્લાહના ઈન્તિકાલ પછી આપ હઝરત મખ્દૂમના ખલીફા હઝરત મખ્દૂમ અબૂલ કાસિમ નકશબંદીની ખિદમતે અકદસમાં હાજર થઈને તેમનાથી ફયઝ પ્રાપ્ત કરતા રહ્યા અને મખ્દૂમ અબૂલ કાસિમના પછી આપ હઝરત અબૂલ મસાકીન ખ્વાજા મુહમ્મદની સોહબતથી પણ ફયઝયાબ થયા. આ નકશબંદી બુઝુર્ગોના ફુયૂઝથી પોતાના દિલને મુનવ્વર કરીને આપે અલ્લાહ તઆલાની સેંકડો મખ્લૂકના દિલોને આ ફયઝથી લાભવંત અને રોશન કર્યા.

## અખ્લાક અને આદાત

આપ સુંદર સ્વભાવ, નેક સીરત, બેહદ સખી, બેહદ રહમદિલ અને મોટા ઈબાદતગુઝાર અને પરહેઝગાર તથા કુર્આન શરીફના હાફિઝ હતા.

ઝાહિરી અને બાતિની ઉલૂમના ભંડાર અને મઅરિફતના સાગર હતા.

મુસાફિરોના દોસ્ત અને મોટા મહેમાનનવાઝ હતા.

તહજ્જુદ ગુઝાર અને રાત્રે જાગતા હતા.

આ મકામ અને મરતબા છતાં વિનમ્રતાની આ હાલત હતી કે એક દિવસે હાલહના ખાદિમોમાંથી એક સાહબ આપની પાસે આવ્યા. આપ તેમના અદબના માટે ઊભા થઈ ગયા અને આખો દિવસ અદબ અને એહતિરામથી તેમની પોતે ખિદમત કરતા રહ્યા.

મુરીદોએ આપને પૂછયું કે :

"વંશ અને સિલસિલાના લિહાઝથી આપ તે ખાદિમોના બરાબર છો તો પછી આટલો અદબ કરવાની શી જરૂરત છે ? "

આપે ફરમાવ્યું કે :

"અમારા બુઝુર્ગોના મુરશિદે એમના બુઝુર્ગોથી બયઅત કરી હતી તો એક રીતે તેઓ અમારા પણ મુરશિદ થયા, એટલા માટે એમનો અદબ કરું છું."

## શાદીઓ

આપે ત્રણ શાદીઓ કરી.

પ્રથમ બીવીથી ત્રણ છોકરાઓ થયા.

બીજી બીવીથી બે છોકરીઓ થઈ.

ત્રીજી બીવીથી હઝરત સુલતાનુલ અવલિયા ખ્વાજા મુહમ્મદ ઝમાન પૈદા થયા.

ત્રીજી શાદીનો બનાવ આ રીતે છે કે :

એક દિવસ મખ્દૂમ અબૂલ કાસિમ પોતાના મુરીદો સાથે એક ઘણાં મોટા લીમડાંના ઝાડ નીચે આરામ ફરમાવી રહ્યા હતા. ઝાડ ઘણું મોટું અને વિશાળ છાંયડો આપનારું હતું. તેમાં ઘણાં ફૂલો લાગેલા હતા બલકે તેના નીચે ઝમીન પણ તેના ફૂલોથી ભરપૂર હતી. વિવિધ પ્રકારના પક્ષીઓ તે ઝાડ પર બોલી રહ્યા હતા.

આ સ્થિતિ જોઈને મખ્દૂમ અબૂલ કાસિમે ખ્વાજા અબૂલ મસાકીન શયખ મુહમ્મદ (ખ્વાજા મુહમ્મદ ઝમાનના મુરશિદ) જેઓ તે સમયે ત્યાં હાજર હતા તેમને સંબોધીને ફરમાવ્યું કે :

"આપના મુરીદો અને અસહાબમાં એક ઝાત એવી પણ થશે કે તેના આસપાસ લોકો એ જ રીતે ભેગાં થશે જેવી રીતે આ ઝાડની ફરતે આ પક્ષીઓ અને પંખીઓ ભેગાં થઈ રહ્યા છે."

તે પછી શયખ હાજી અબ્દુલ લતીફે (જેઓ તે જ મજલિસમાં હાજર હતા) તેમને સંબોધીને ફરમાવ્યું કે :

"તે મર્દે હક આપની અવલાદમાંથી ઝાહિર થશે."

તે સમયે એ જ મેહફિલમાં એક કામિલ દુરવેશ મવલાના અબ્દુસ્સલામ સાહબ પણ મવજૂદ હતા, તેમણે તે જ સમયે પોતાની સાહબઝાદીના નિકાહ શયખ હાજી અબ્દુલ લતીફ સાથે કરી દીધા. આ ખ્યાલથી કે કદાચ તે કામિલ વલીની પૈદાઈશનો શરફ મારી સાહબઝાદીને હાસિલ થઈ જાય.

## પહેલી બીવીના બાળકો

શયખ હાજી અબ્દુલ લતીફની પહેલી બીવીથી જે ત્રણ બાળકો થયા તેમના નામો આ હતા :

(૧) મુહમ્મદ ઈકરામ (તેમની કોઈ અવલાદ ન હતી).
(૨) અબૂલ કાસિમ (તેમનો છોકરો મુહમ્મદ મસઊદ થયો અને તે પછી તેમની પણ કોઈ અવલાદ થઈ નહિ.)
(૩) ફયઝ મુહમ્મદને એક છોકરો મુહમ્મદ હુસયન થયો અને તેમનો છોકરો ઈબ્રાહીમ થયો. તે પછી તેમની નસલ ચાલી નહિ.

## હસદના કારણે પહેલી બીવીના ત્રણે પુત્રો પિતાના વિરોધી બની ગયા

• હઝરત હાજી અબ્દુલ લતીફ રહમતુલ્લાહિ અલયહિની પ્રથમ પત્નીના ત્રણે પુત્રોમાંથી દરેકની ઈચ્છા એ હતી કે તેના વાલિદ તેને

પોતાનો ખલીફા અને જાનશીન બનાવે. પરંતુ એ ત્રણમાંથી કોઈનામાં એ બુલંદ મકામ માટે લાયકાત ન હતી એટલે હઝરતે એ ત્રણમાંથી કોઈને પણ પોતાની ખિલાફત ન આપી અને જાનશીન નહિ બનાવ્યો.

- બીજી પત્નીની માત્ર છોકરીઓ હતી. છોકરો ન હતો.
- મખ્દૂમ અબૂલ કાસિમ અને સૂફીઓ અને મજઝૂબોની આગાહીઓના કારણે હાજી અબ્દુલ લતીફને ત્રીજી પત્નીથી એક કામિલ વલીની પૈદાઈશનો ઈન્તિઝાર હતો, એટલા માટે આ ત્રણે છોકરાઓ હસદના કારણે આપના વિરોધી થઈ ગયા. અહીં સુધી કે તે દુશમનીની મુખાલફત હસદ સુધી પહોંચી ગઈ. લવારીનો અમીર અને રઈસ મુહમ્મદ ઝમાન ઠહરિયહ જો આપને સાથ આપવા તૈયાર ન થતે તો કદાચ આ ત્રણે છોકરાઓ કોઈ મોટું પગલું ઉઠાવવાથી પાછળ ન હટતે. તેમ છતાં પણ તેમણે પોતાના વાલિદને તકલીફો પહોંચાડવામાં કોઈ કસર બાકી ન રાખી. આપના માટે ઝિંદગી કડવી અને તંગ કરી દીધી.

## આપની એક નિગાહથી જીવલેણ બીમારી દૂર થઈ ગઈ !

શયખ હાજી અબ્દુલ લતીફ મોટા સાહિબે કરામત અને મોટી રૂહાની તાકતના માલિક હતા.

આપનો એક મશહૂર બનાવ છે કે :

તે ઝમાનામાં એક માણસ જાદૂ અને નાપાક ઈલ્મનો જાણકાર હતો. એક દિવસ તેણે પોતાના જાદૂના ઝોરથી એક શરીફ ખાનદાનની છોકરીને પોતાની ઈશ્કની જાળમાં ફસાવવાની કોશિશ કરી, એ વાત પર તે છોકરીના વાલિદના દિલથી તેના માટે બદદુઆ નીકળી ગઈ. જેની અસર એ થઈ કે તે જાદૂગર એક દુઃખદાયક બીમારીમાં સપડાઈ ગયો.

જયારે જાદૂગરને આ વાત ખબર પડી કે આ બીમારી તે છોકરીના બાપની બદદુઆની અસર છે જેઓ બુઝુર્ગ અને દુરવેશ પણ છે, તો તેની પાસે જઈને તેનાથી માફી માંગવા લાગ્યો.

પણ તે બુઝુર્ગે ફરમાવ્યું કે :

"હુકમની કલમ ચાલી ચુકી છે, હવે વાત મારા બસથી બહાર છે. આપ અહીંથી જઈને કોઈ કામિલ વલીનો દામન પકડો, તેમને ફરિયાદ કરો."

છેવટે આ જાદૂગર કામિલ વલીને શોધતો શોધતો હઝરત હાજી શયખ અબ્દુલ લતીફની ખિદમતમાં પહોંચી ગયો અને રુદન અને વિલાપ કરીને પોતાના દર્દની દવા તલબ કરી.

આપને તેના પર દયા આવી ગઈ. એક કરમની નિગાહ તેના પર નાંખી અને તેની બીમારીને દૂર કરી દીધી. અને આ દુઃખદાયક બીમારીથી તેને છૂટકારો અપાવી દીધો.

## વફાત અને મઝાર

આપની વફાતની તારીખ સહીહ રીતે મા'લૂમ નથી, પરંતુ અનુમાન આ છે કે લગભગ ૧૧૪૯ હિજરીસન મુતાબિક ૧૭૩૬ ઈસ્વીસનમાં આપની વફાત થઈ.

આપનો મઝાર કદીમ લુવારી શરીફમાં છે.

# પાંચમો વિભાગ

## હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાન (અવ્વલ) રહમતુલ્લાહિ અલયહિ

### નામ અને નસબ (વંશ)

- આપનું મુબારક નામ 'મુહમ્મદ ઝમાં' છે.
- આપનો લકબ 'સુલતાનુલ અવલિયા' છે.
- આપના માનવંત વાલિદનું નામ 'શયખ અબ્દુલ લતીફ' છે.
- આપનો સિલસિલએ નસબ હઝરત અબૂબકર સિદ્દીક રદિયલ્લાહુ તઆલા અન્હુ સુધી પહોંચે છે.

### નેક પૂર્વજો

- પેઢી દર પેઢી આપના નેક પૂર્વજો સુહરવરદી સિલસિલાના કામિલ અવલિયા થયા છે.
- નકશબંદી સિલસિલો આપના વાલિદ માજિદ શયખ હાજી અબ્દુલ લતીફ રહમતુલ્લાહિ અલયહિથી શરૂ થયો છે.
- આપના નેક પૂર્વજોના હાલાત તેમના સિંધમાં આગમનની તારીખ, આપનો શજરએ નસબ, આ સર્વ વિગતો ચોથા વિભાગમાં આપના વાલિદ માજિદ હાજી અબ્દુલ લતીફ રહમતુલ્લાહિ અલયહિના

હાલાતમાં આવી ગયા છે.

## જન્મથી પહેલાં આગાહીઓ

આપના જન્મથી પહેલાં મોટા મોટા મશાઈખ અને સૂફીઓએ આપના તશરીફ લાવવાની ખૂશખબરીઓ આપી હતી.

### [૧] હઝરત આદમ ઠટવી રહમતુલ્લાહિ અલયહિની ખૂશખબર

મખ્દૂમ આદમ ઠટવી રહિમહુલ્લાહુએ ફરમાવ્યું હતું કે :

"મારા આ ઠટાની ખાનકાહમાં એક દિવસ એવો આવશે કે અહીં એક ગામડાનો માણસ આવીને તા'લીમ અને તરબિયત હાસિલ કરશે. તેનામાં નકશબંદી સિલસિલાની તમામ લાયકાતો પરિપૂર્ણ હશે."

### [૨] હઝરત શયખ ફયઝુલ્લાહ રહિમહુલ્લાહુની ખૂશખબર

એ જ પ્રમાણે શયખ ફયઝુલ્લાહ (મખ્દૂમ આદમના સાહબઝાદહ) જયારે સરહિંદ શરીફથી પાછા આવ્યા તો મખ્દૂમ મુહમ્મદ ઝમાનના વાલિદને સંબોધીને ફરમાવ્યું કે :

"અમે જયારે ખ્વાજએ સરહિંદ હઝરત ઈમામે રબ્બાનીને આપની સિફારિશ કરી તો ત્યાંથી અવાજ આવ્યો કે :

અમે તેમને ખૂશખબરી આપીએ છીએ કે તેમની પેઢીથી એક એવો ફરઝંદ પૈદા થશે જેમાં અમારા સિલસિલાની તમામ લાયકાતો અને નૂર મવજૂદ હશે."

એ ઉપરાંત ખ્વાજા અબૂલ કાસિમ નકશબંદીની ખૂશખબરીનો ઉલ્લેખ પાછળના પૃષ્ઠોમાં આવી ગયો છે.

### [૩] હઝરત શયખ બહાઉદ્દીન મુલતાની રહિમહુલ્લાહુનો ઈરશાદ

'લતીફતુત્તહકીક'ના લેખક લખે છે કે :

આ બનાવ વિશ્વાસપાત્ર રિવાયતકર્તાઓએ કહ્યો છે કે :

જયારે કુતુબે ઝમાં હઝરત ખ્વાજા બહાઉદ્દીન ઝકરિયા મુલતાની રહમતુલ્લાહિ અલયહિનું કદીમ લુવારી શરીફના તરફ જવાનું થયું તો ઉત્તર દિશા તરફ એક ઢાળ અને નીચાણવાળો ઈલાકો જયારે આવ્યો તો આપ પોતાની સવારીથી નીચે ઉતરી ગયા. અને અદબના કારણે પગપાળા ચાલવા લાગ્યા.

આપના મુરીદોએ એનું કારણ પૂછયું તો આપે ફરમાવ્યું કે :

"આ જગ્યા પર આસમાનથી અલ્લાહ તઆલાના અનવાર વરસી રહ્યા છે. એ કારણે હું અદબરૂપે નીચે ઉતરી ગયો."

તે પછી જમીનનો આ જ ઢાળવાળો ઈલાકો જે અબ્દુસ્સલામ દર્સની માલિકીનો હતો, તેમની વફાત પછી વારસાઈમાં તેમની સાહબઝાદીને મળ્યો, જે હાજી અબ્દુલ લતીફના નિકાહમાં હતી અને મખ્દૂમ મુહમ્મદ ઝમાંની વાલિદહ મુહતરમહ હતી.

## જન્મ

આપના વાલિદને મશાઈખ અને અવલિયાની ઉપરોકત આગાહીઓ પર સંપૂર્ણ યકીન હતો. જેથી તેમને ત્યાં જયારે પણ કોઈ પુત્ર પૈદા થતો તો પ્રથમ તેઓ તેના ચહેરા પર વિલાયતની નિશાની શોધતા. તે પછી ફરમાવતા હતા કે :

"આ પુત્ર તે નથી."

• આપને ત્યાં પહેલી બીવીથી ત્રણ પુત્રો પૈદા થયા, તેઓ હઝરત હાજી અબ્દુલ લતીફના આ વર્તનને જોઈને હસદ કરવા લાગ્યા અને મઝાક કરીને પોતાના વાલિદને કહ્યા કરતા હતા કે :

"ક્યાં છે તે કામિલ ઈન્સાન, જેના ઈન્તિઝારમાં છો ?"

- બીજી બીવીને માત્ર છોકરીઓ પૈદા થઈ.
- પણ અવલિયાની ઝબાનથી નીકળેલી વાત પૂરી થાય છે. છેવટે ત્રીજી બીવીથી ૨૧, રમઝાનુલ મુબારક, ૧૧૨૫ હિજરીસન મુતાબિક ૧૭૧૩ ઈસ્વીસનના રોજ હઝરત મખ્દૂમ મુહમ્મદ ઝમાંનો જન્મ થયો.

[આપના વાલિદ સાહબની ત્રણે શાદીઓની વિગતો ચોથા વિભાગમાં આવી ગઈ છે.]

## તા'લીમ અને તરબિયત

બાળપણમાં પોતાના માનવંત વાલિદની પાસે જ કુર્આને પાક ખતમ કર્યો.

હવે વિચાર હતો કે વધુ તા'લીમ પણ પોતાના વાલિદ પાસે જ હાસિલ કરે, પણ વાલિદની આપના પર ખુસૂસી તવજ્જુહને જોઈને સાવકા ભાઈઓને આપથી એટલી હસદ અને જલન થઈ ગઈ કે તેઓ એક દિવસ જયારે કે આપના વાલિદ કયાંક સફરે ગયા હતા ત્યારે આપને મારી નાંખવા તૈયાર થઈ ગયા, પરંતુ આપને તેમના ભૂંડા વિચારોની જાણ થઈ ગઈ. આપ ઘર છોડીને લુવારીથી નગર ઠટા આવી ગયા અને અહીં મવલવી મુહમ્મદ સાદિક (હઝરત અબૂલ મસાકીન રહમતુલ્લાહિ અલયહિના બનેવી)ના મદ્રસહમાં દાખલ થઈને દીની તા'લીમ હાસિલ કરવી શરૂ કરી. પોતાની હોશિયારી અને સમજશકિતના કારણે પોતાના સાથીઓથી આગળ નીકળીને આપે ઘણી જલ્દી અરબી ભાષા અને બીજા દીની ઉલૂમ પર લાયકાત હાસિલ કરી લીધી.

## બાતિની (રૂહાની) ઈલ્મ

દરરોજ મદ્રસહ જતા આપનો ગુઝર હઝરત અબૂલ મસાકીન ખ્વાજા મુહમ્મદની ખાનકાહ પાસેથી થતો હતો.

એક વખત જયારે આપ ત્યાંથી પસાર થયા તો તે કામિલ વલી (અબૂલ મસાકીન ખ્વાજા મુહમ્મદ)ની નિગાહ આપ પર પડી ગઈ.

આપે એક જ નઝરમાં ઓળખી લીધા કે આ તે જ શખ્સ છે જેના માટે મારા મુરશિદ શયખ અબૂલ કાસિમ નકશબંદીએ આગાહી ફરમાવી હતી. ખ્વાજા અબૂલ મસાકીન રહમતુલ્લાહિ અલયહિ તત્કાલ આપની પાસે ગયા અને આપને પોતાની સાથે લઈને પોતાની ખાનકાહમાં આવ્યા. આપ પર ઘણી મુહબ્બત અને શફકત ફરમાવી અને પછી દરરોજનો આ જ નિયમ બની ગયો કે જયારે આપને જોતા, તો આપને પોતાની સાથે લઈને ખાનકાહમાં આવી જતા હતા.

સોહબતે પોતાની અસર બતાવી અને આપ ખ્વાજા અબૂલ મસાકીનથી સિલસિલએ આલિયહ નકશબંદિયહમાં બયઅત થઈને આપના મુરીદોમાં દાખલ થઈ ગયા.

## અલ્લાહ તઆલાની મઅરિફતમાં તલ્લીનતા

હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાન (રહ.) પોતે ફરમાવે છે કે :

“બયઅત થવા અગાઉ મારો આ હાલ હતો કે ઈલ્મે ઝાહિર તરફ મને એટલો શોખ હતો કે જો કયારેક ખ્વાજા અબૂલ મસાકીન મને પોતાની સાથે લઈને ખાનકાહમાં આવતા હતા તો હું કોઈ ન કોઈ બહાનું બનાવીને ત્યાંથી નીકળી જતો હતો, પરંતુ જયારે આ કામિલ વલીની નિગાહ પડી અને દિલમાં ‘અલ્લાહ તઆલાની મઅરિફત’નું એક નૂર રોશન થયું તો પછી સ્થિતિ આ થઈ ગઈ કે :

કિતાબોથી મને નફરત થઈ ગઈ. કાયમ ખાનકાહમાં બેસી મુરાકબહમાં મશગૂલ રહીને અલ્લાહ તઆલાની મઅરિફતની મઝા લૂંટતો હતો અને અલ્લાહ તઆલાની તજલ્લીઓથી લુત્ફ ઉઠાવતો હતો.''

## ખિલાફત અને ઈજાઝત

સુલૂકની રાહમાં રાત અને દિવસ મહેનત અને તલ્લીનતાએ આપને ઘણાં જલદી મંઝિલ સુધી પહોંચાડી દીધા.

એક દિવસ ખ્વાજા અબૂલ મસાકીન પોતાના પૂર્વજ મખ્દૂમ આદમ ઠટવી રહમતુલ્લાહિ અલયહિના મઝાર શરીફના સમારકામ માટે મકલી તરફ ડોલીમાં સવાર થઈને તશરીફ લઈ જતા હતા કે રસ્તામાં ડોલીને થોભાવીને હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાનને ફરમાવ્યું કે :

''અહીં ડોલીમાં અમારી પાસે આવીને બેસો.''

આપે ઘણો ઉઝર કર્યો પણ ખ્વાજા અબૂલ મસાકીને આપનો હાથ પકડીને આપને ઝબરદસ્તી પોતાની સાથે બેસાડી દીધા. જયારે મકલી પહોંચ્યા તો બીજા તમામ મુરીદોને હુકમ ફરમાવ્યો કે :

''જાઓ અને મઝાર શરીફનું સમારકામ કરો.''

પરંતુ આપને પોતાની સાથે એક અલગ જગ્યાએ લઈ ગયા અને મઅરિફતના અસરાર (ભેદો)થી પરિચિત કરવા લાગ્યા.

કોઈ મુરીદે આપને પણ મઝાર પર આવવા માટે કહ્યું તો હઝરત ખ્વાજા અબૂલ મસાકીને ફરમાવ્યું કે :

''એમને લઈ જવાની જરૂરત નથી. હઝરત ખ્વાજા મખ્દૂમ આદમ રહમતુલ્લાહિ અલયહિએ અમોને ઈલ્હામ ફરમાવ્યો છે કે અમે તેમને અહીં જ બેસાડીએ, કારણ કે એમના ઝિમ્મે

એક બીજું કામ સોંપવામાં આવ્યું છે.''

## ખિલાફત અને આપના સર્વથી ઉચ્ચ મકામનું એ'લાન

હઝરત ખ્વાજા અબૂલ મસાકીન રહમતુલ્લાહિ અલયહિએ પોતાના મુરીદો અને સાલિકો તથા અવામ અને ખવાસની રૂબરૂ :

- હઝરત મખ્દૂમ મુહમ્મદ ઝમાનને પોતાની મસનદ પર બેસાડયા.
- પોતાની દસ્તાર (પાઘડી) તેમના માથા પર મૂકી.
- તેમની મોજડીઓ પોતાના હાથ વડે દુરુસ્ત કરી.
- તે પછી બધાંને હુકમ આપ્યો કે :

''આપથી બયઅત કરો.
આજ પછી આપ જ તમારા મુરશિદ છે.
જે કોઈ અમારો છે તે આપનો બનીને રહે.
જે આપનો અનાદર કરશે તે અમારો નથી.''

તે પછી ફરમાવ્યું કે :

''અલ્લાહ તઆલાની કસમ ! આ કુતુબે વકત કુતુબે ઈરશાદ છે. આ સમયે ધરતી પર એમના જેવા કોઈ નથી.''

તે પછી હઝરત ખ્વાજા અબૂલ મસાકીને હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાંનો હાથ પોતાના હાથમાં લઈને આપની પાસે દુઆ કરાવી.

આપનો આ મકામ અને મરતબો જોઈને બધાં આપના કદમોમાં પડી ગયા અને આપથી બયઅત થઈ ગયા.

## હઝરત અબૂલ મસાકીન રહમતુલ્લાહિ અલયહિએ પીરી-મુરીદી પણ છોડી દીધી !

તે દિવસ પછીથી હઝરત ખ્વાજા અબૂલ મસાકીને તમામ રુશદો હિદાયતની બાબતો આપને સોંપી દીધી, અહીં સુધી કે પીરી–મુરીદી પણ છોડીને એકાંતવાસ અપનાવી લીધો. માત્ર જુમ્અહના દિવસે અથવા ક્યારેક મકલીમાં મઝારોની ઝિયારત માટે બહાર નીકળતા હતા. નહિતર કાયમ એક હુજરામાં ઈબાદતો અને રિયાઝતો તથા અલ્લાહ તઆલાની યાદમાં મગ્ન રહેતા હતા.

## કીમતી 'પારસ' પથ્થર તળાવમાં ફેંકી દીધો

એક દિવસે હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાન રહિમહુલ્લાહુને પોતાની સાથે લઈને હઝરત અબૂલ મસાકીન રહિમહુલ્લાહુ મકલી કબ્રસ્તાનમાં બુઝુર્ગોના મઝારોની ઝિયારત માટે તશરીફ લઈ ગયા.

ઝિયારત કરીને પાછા આવતા હતા ત્યારે હઝરત અબૂલ મસાકીન રહમતુલ્લાહિ અલયહિની નઝર એક પથ્થર પર પડી.

આપે હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાન રહિમહુલ્લાહુને ફરમાવ્યું :

"આ પથ્થર ઉઠાવી લો ! "

તે પછી હઝરત ખ્વાજા અબૂલ મસાકીન રહમતુલ્લાહિ અલયહિએ એ પથ્થરને રિકાબ (પેંગડા, ઘોડે સવારીમાં પગ મૂકવાના ધાતુના કડા) સાથે ઘસયો તો તે કડું સોનાનું થઈ ગયું !

હઝરત અબૂલ મસાકીન રહમતુલ્લાહિ અલયહિએ હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાન રહમતુલ્લાહિ અલયહિને ફરમાવ્યું કે :

"આ પથ્થર 'પારસ' છે. એને સંભાળીને રાખજો. કદાચ કોઈ વખતે કામ આવે."

હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાન રહમતુલ્લાહિ અલયહિએ ખૂબ

જ વિનમ્રતા અને અદબથી ફરમાવ્યું કે :

"કિબ્લહ ! એ આપની પાસે જ રહે તો બેહતર છે."

હઝરતે ફરમાવ્યું કે :

"મને એની જરૂરત નથી."

હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાન (રહ.)એ જવાબમાં ફરમાવ્યું :

"જે ચીઝની આપને જરૂરત નથી તેની મને પણ જરૂરત નથી."

પછી એ પથ્થરને રસ્તામાં એક તળાવમાં ફેંકી દીધો !

## મક્કા મુઅઝ્ઝમહથી મુરશિદે આપને લખેલા મુબારક પત્રો

- થોડી મુદ્દત પછી હઝરત ખ્વાજા અબૂલ મસાકીન રહમતુલ્લાહિ અલયહિ હજ માટે મક્કા મુઅઝ્ઝમહ તશરીફ લઈ ગયા.
- ત્યાંથી આપને અનેક પત્રો લખ્યા હતા પરંતુ હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાન રહમતુલ્લાહિ અલયહિના મકાનમાં આગ લાગવાથી મોટા ભાગના પત્રો સળગી ગયા હતા. થોડા બચેલા પત્રોમાંથી નમૂના તરીકે માત્ર ત્રણ પત્રો અહીં લખ્યા છે.

### પહેલો પત્ર

**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ.**

ફઝીલત પનાહ, કમાલાતે દસ્તગાહ અખૂવી (ભાઈ) મુહમ્મદ ઝમાન સલ્લમહૂ રબ્બહૂ.

વહદતની શેરીનો આ ફિદાઈ સલામ કહે છે.

સુલૂકના વિષે કોઈને કંઈ બતાવવાની ફકીરમાં (મારામાં)

ખરેખર કાબિલિયત નથી. મેં તો ફકત ઈલાહી ઈનામોની ઉમ્મીદથી તમને મારા નાઈબ (ખલીફા) બનાવ્યા હતા.

ઘણાં વખત દિલમાં તમારી તરક્કીઓનો તલબગાર રહ્યો પરંતુ જયારે કોઈ નિસબતથી હિફાઝત અને ઈસ્તિકામત છોડી દે તો ફકીર (હું) શું કરે !

હજુ કંઈ નથી બગડયું,
હુજરાની તા'ઝીમ ન છોડશો,
દરવાઝાની રૂબરૂ બેસે,
જો (બાતિની) કબ્ઝમાં તીવ્રતા હોય તો કદી કદી ખલ્વત (એકાંત) વખતે હુજરાની અંદર બેસીને મુરાકબહ કરે અને કૈફ અને હાલાત લખતા રહે. વસ્સલામ.

બીજું આ કે : વખતની તરતીબમાં ખૂબ કોશિશ કરે, રમઝાનુલ મુબારક સુધી ગામ જવાનું મુલતવી કરી દે.

## બીજો પત્ર

અખૂય (ભાઈ), સાહિબે કમાલ, મિયાં મુહમ્મદ ઝમાં !

અલ્લાહ તઆલાની યાદમાં ડૂબેલા રહો.

ફકીરોને પોતાના અહેવાલ તરફ મુતવજ્જિહ (ધ્યાન કેન્દ્રિત) સમજો. વસ્સલામ.

## ત્રીજો પત્ર

બરખૂરદાર, કારગાહે ફઝીલત વ કમાલાતે દસ્તગાહ મિયાં ગુલામ હુસયન અને ફઝીલત મઆબ મિયાં મુહમ્મદ ઝમાન !

સુકૂન અને આફિયત રહે,

ફિદાએ કૂચએ વહદતના તરફથી સલામે આફિયત અંજામ કબૂલ થાય.

સલામ બા'દ નસીહતની કેટલીક વાતો લખવામાં આવે છે તે ધ્યાનથી સાંભળો.

(૧) ખાનકાહની તા'ઝીમને મહત્ત્વની ફરજોમાંથી ગણે. એવું ન થાય કે કોઈ કામ તરીકાના ખિલાફ થઈ જાય. ફકીરે (મેં) એક દિવસે ખાનકાહમાં મવલૂદ સાંભળી તો તેની અસર આજ સુધી નષ્ટ થઈ નથી.
(૨) જૂતીઓ (પગરખાં) દરવાઝાના બહાર ઉતારવામાં આવે.
(૩) ઘાસ જો હોય તો દરેક શખ્સ ખાનકાહની ઘાસની પણ તા'ઝીમ કરે. (જૂતીઓ, પગરખાં) તેનાથી (બહાર) દૂર ઉતારે.
(૪) ખાનકાહની તા'ઝીમ આ છે કે જો ઘાસ ન હોય તો પણ તે જગાનો લિહાઝ રાખે.
(૫) સબક ઘરમાં પઢે, ખાનકાહમાં નહિ. ઝિકર અને ફિકરના સિવાય ત્યાં બીજું કોઈ કામ ન થાય.

## મુરશિદે પોતાના પત્રોમાં આપના માટે વાપરેલા બુલંદ શબ્દો

મજકૂર પત્રોમાં આપને :

- ફઝીલત પનાહ,
- કમાલાતે દસ્તગાહ,
- સાહિબે કમાલ,
- ફઝીલતે મઆબ,
- બિરાદરે તરીક,
- રફીકે રાહ,
- બિરાદરે દીની

જેવા ઈલકાબથી આપને યાદ કરતા મખ્લૂકની રેહબરી માટે

આપને હિદાયત જારી ફરમાવી છે.

એક પત્રમાં લખ્યું છે કે :

"જો તમોને કોઈ મુશકેલી પેશ આવે તો અમારી ખાનકાહના હુજરાના દરવાઝાની સામે બેસીને દુઆ કરવું. ઈન્શાઅલ્લાહ મુશકેલ આસાન થઈ જશે અને કોઈ વખત હુજરહની અંદર બેસીને દુઆ કરવું અને મુરાકબહમાં મશગૂલ રહેવું."

## મુરશિદના પત્રોની તા'ઝીમ

હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાન રહિમહુલ્લાહુને અલ્લાહ તઆલા તરફથી જે બશારતો મળતી હતી તેની કૈફિયત અને એમના મુરીદોના અહવાલ સતત હઝરત ખ્વાજા અબૂલ મસાકીન રહિમહુલ્લાહુની ખિદમતમાં મક્કા મુઅઝઝમહ લખીને મોકલતા રહેતા હતા.

જયારે પણ આપના મુરશિદનો મુબારક પત્ર હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાન રહમતુલ્લાહિ અલયહિને પહોંચતો ત્યારે આપ :

તેને ચુમતા,
તેને માથા પર અને આંખો પર લગાવતા,
અને ઘણા ખૂશ થતા.

## મુરશિદની હજથી વાપસી

બે વરસ પછી હઝરત ખ્વાજા અબૂલ મસાકીન જયારે હજ કરીને પાછા સિંધ તશરીફ લાવ્યા તો ઝોહરની નમાઝ માટે મસ્જિદમાં તશરીફ લઈ ગયા અને નમાઝથી ફારિગ થઈને સીધા પોતાના હુજરામાં તશરીફ લઈ ગયા.

લોકો આ ઈન્તિઝારમાં બેઠા હતા કે આપ બહાર તશરીફ

રાખશે અને મખ્લૂકને ફયઝ પહોંચાડશે. પણ જયારે હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાંને આપથી અરજ કરી કે :

"હુઝૂર ! સાથીઓ આપના ઈન્તિઝારમાં બહાર બેઠા છે."

તો એના જવાબમાં આપે ફરમાવ્યું કે :

"તે કામ માટે અમે આપને નક્કી કર્યા છે. જો આપને હમારી હાજરીમાં શરમ આવે છે તો અમે અહીં રહીશું જ નહિ."

એક વખત હઝરત ખ્વાજા અબૂલ મસાકીને હઝરત મુહમ્મદ ઝમાનને સંબોધીને ફરમાવ્યું કે :

"લોકો એવું સમજે છે કે અમે હરમયન શરીફયનથી પોતાના ખાનદાનવાળાઓ માટે અહીં આવ્યા છીએ. ખરું કારણ આ છે કે અમે એક દિવસ ખાનએ કઅબહમાં બેઠેલા હતા કે અમે આપની તરફ તવજજુહ કરી. તો મા'લૂમ થયું કે તરીકતની કોઈ જટિલ સમસ્યા આપને પેશ આવી છે. જો કે અમે હંમેશા આપની તરફ મુતવજ્જિહ રહેતા હતા અને આ મુશ્કિલ પણ એક તવજજુહથી હલ કરી શકતા હતા, પરંતુ અમોને ગયબથી ઈશારો થયો કે અમે પાછા સિંધ જઈને આપને તરક્કીના વધુ મકામો તય કરાવીને પછી પાછા મક્કા મુકર્રમા આવીયે. એટલા માટે અમે અહીં આવ્યા છીએ."

## હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાન રહમતુલ્લાહિ અલયહિનો બુલંદતરીન અને આલાતરીન મકામ

મતલબ કે હઝરત ખ્વાજા અબૂલ મસાકીન આપના મરતબાની તરક્કી અને સુલૂકના બુલંદતરીન અને આલાતરીન મકામ તય કરાવવાની તરફ મુતવજ્જિહ થયા અને થોડી જ મુદતમાં આપને

તરીકત અને હકીકતના ઉચ્ચતમ કમાલ પર પહોંચાડી દીધા. જે ઉચ્ચ અને આ'લા મકામ પર આપ નિયુકત થયા તેનું અનુમાન હઝરત ખ્વાજા અબૂલ મસાકીનના આ મુબારક ઈરશાદથી થાય છે જે આપે મખ્દૂમ મુહમ્મદ ઝમાનને સંબોધીને ફરમાવ્યું.

આપ ફરમાવે છે :

"તમોને મુબારક થાય ! આ પળે તમારા પર તે હાલ ઉતરી રહ્યો છે જે એનાથી અગાઉ માત્ર જુનયદ બગદાદી અને બાયઝીદ બુસ્તામીને હાસિલ થયો હતો, પણ બન્ને બુઝુર્ગો પણ આ હાલને કમાલ સુધી પહોંચાડવા અગાઉ જ ઈન્તિકાલ ફરમાવી ગયા હતા. જયારે મને યકીન છે કે તમે આ હાલને કમાલના દરજા સુધી પહોંચાડશો."

## મશાઈખના સરતાજ બનાવ્યાની ખૂશખબર

હઝરત ખ્વાજા અબૂલ મસાકીન રહમતુલ્લાહિ અલયહિએ આ પણ ઈરશાદ ફરમાવ્યો કે :

"દુનિયાના મશાઈખના માથાઓ તમારા કદમોમાં આપી દીધા છે અને તમોને તરીકતના તમામ ખાનદાનોની સરદારી બખ્શીને 'મશાઈખના સરતાજ (સર્વશ્રેષ્ઠ)' બનાવી દેવામાં આવ્યા છે."

## બીજી અનેક ખૂશખબરો

આપે આ પણ ફરમાવ્યું કે :

"તમારી પાસે તે જ વ્યકિત આવશે જે ભાગ્યશાળી હશે. અને નજાત પામનારમાંથી હશે. અને જે બદબખ્ત હશે તેમને તમારી પાસે મોકલવામાં જ નહિ આવશે. જેથી :

તમારી પાસે જે આવે તેને હકની ખબર આપશો.

પોતાના દિલને હંમેશા ખૂશ અને હકના તરફ મુતવજ્જિજહ રાખજો.

પોતાના તમામ કામ અલ્લાહ તઆલાને હવાલે કરી દેજો.

રોઝી કમાવવા માટે કયારે પરેશાન ન થશો, કારણ કે અમે આપની રોઝી અલ્લાહ પાકથી માંગી લીધી છે, જે તમે ચાહશો અલ્લાહ તઆલાની બારગાહથી તે જ તમોને મળી જશે.

તમારો આસ્તાનહ હંમેશા આબાદ રહેશે.

તમારા પછી તમારા ફરઝંદ આ મસનદને રોનક બખ્શશે.

તમારું મકાન ફકરના ફયઝથી કિયામત સુધી આબાદ રહેશે."

## કેટલીક નસીહતો

અંતમાં ફરમાવ્યું :

"ઝાહિરી અને બાતિની કોઈ પણ મુશ્કેલી જો તમોને કયારેય પેશ આવે તો અમારી તરફ પોતાની હિમ્મત મુતવજ્જિજહ કરીને અમારાથી તલબ કરજો.

યાદ રાખજો ! દરેક હાલતમાં તમે અમોને પોતાના સહાયક અને મદદગાર જોશો."

આ કેટલીક વસિયતો ફરમાવવા પછી આપના મુરશિદ પાછા હરમયન શરીફયન ચાલ્યા ગયા.

## હઝરત અબૂલ મસાકીન રહમતુલ્લાહિ અલયહિની પોતાના મુરીદોને આખરી વસિયત

આપના મુરશિદ હઝરત ખ્વાજા અબૂલ મસાકીને મક્કા મુકર્રમા રવાનગીથી અગાઉ પોતાના તમામ મુરીદોને બોલાવીને નસીહત અને વસિયત ફરમાવી કે :

"ખ્વાજા મુહમ્મદ ઝમાનને ઘણાં રાઝી અને ખૂશ રાખવાની કોશિશ કરજો.

તેમની મરજી વિરુદ્ધ કોઈ કામ ન કરશો, કારણ કે આપ જયાં સુધી ખૂશ રહેશે ત્યાં સુધી આ શહેરને કોઈ ખતરો નથી.

અલ્લાહ ન ચાહે જો તેઓ નારાઝ થઈને ચાલ્યા જશે તો યાદ રાખજો ઠટા શહેર બરબાદ થઈ જશે અને તેના પર વિવિધ પ્રકારની મુસીબતો નાઝિલ થઈ જશે.

અને જયાં સુધી આપ અહીં રહેશે, આ (શહેર) ખૂશ અને આબાદ રહેશે."

## દુશમનોથી ત્રાસીને ઠટાથી લુવારી ચાલ્યા ગયા

મુરશિદના પાછા હરમયન શરીફયન જવા પછી હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાન રહમતુલ્લાહિ અલયહિ ઘણાં વરસો સુધી ઠટામાં રુશદો હિદાયતનું કામ અંજામ આપતા રહ્યા. અને અસંખ્ય લોકો આપથી મુરીદ થઈને ફયઝ મેળવતા રહ્યા, પરંતુ હાસિદો આપની આ શાનો શવકત (પ્રતિભા) આ અઝમત અને મરતબો જોઈ ન શકયા, તેઓ આપને ત્રાસ પહોંચાડવા લાગ્યા અને અનેક પ્રકારની તકલીફો પહોંચાડવામાં પ્રવૃત્ત રહેવા લાગ્યા. ખાસ કરીને ત્યાંનો એક 'મુહમ્મદ હાશિમ' નામનો મવલવી હસદ અને બુગ્ઝના કારણે આપને ઘણો પરેશાન કરવા લાગ્યો. છેવટે ત્રાસીને ખ્વાજા મુહમ્મદ ઝમાન રહમતુલ્લાહિ અલયહિ ઠટાને છોડીને પોતાના વતન 'લુવારી' પાછા તશરીફ લાવ્યા.

## હઝરત અબૂલ મસાકીન રહિમહુલ્લાહુની આગાહી પ્રમાણે ઠટા શહેર બરબાદ થઈ ગયું

આપના મુરશિદની આગાહી અનુસાર આપ અહીંથી તશરીફ

લઈ જવા પછી ઠટા શહેર પર 'નાદિરશાહ'એ હુમલો કરીને તેને પાયમાલ કરી દીધું. દરેક બાજુએ ફિતનાઓ અને લૂંટમારથી આખું શહેર તબાહ અને બરબાદ થઈ ગયું.

આપ (હઝરત)નો દુશમન 'મુહમ્મદ હાશિમ' કોઢની બીમારીમાં સપડાઈને મરી ગયો.

## લુવારીમાં આપના વાલિદ સાહબે પીરી-મુરીદી છોડી દીધી

આપ લુવારી શરીફ તશરીફ લાવ્યા ત્યારે આપના માનવંત વાલિદ હયાત હતા. તેમણે આપના આવવા પછી હઝરત અબૂલ મસાકીન રહમતુલ્લાહિ અલયહિની જેમ પીરી-મુરીદી છોડી દીધી. જો કોઈ તાલિબ આવતો તો તેને પોતાના પુત્ર હઝરત મખ્દૂમ મુહમ્મદ ઝમાન પાસે મોકલી આપતા હતા.

તે ઝમાનામાં 'પુરાની લુવારી' સીમના કારણે બરબાદ થઈ રહી હતી અને લોકો મોટી સંખ્યામાં ત્યાંથી રહેઠાણ છોડી રહ્યા હતા, પરંતુ જયાં સુધી આપના વાલિદ હયાત રહ્યા. (અર્થાત્ ૧૧૪૯ હિજરીસન) સુધી આપે ત્યાં જ કિયામ ફરમાવ્યો.

## નવા લુવારી શહેરની સ્થાપના

વાલિદ સાહબના ઈન્તિકાલના એક વરસ પછી (૧૧૫૦ હિજરીસન)માં આપે જૂની લુવારીની પાસે એક નવી વસ્તી આબાદ કરી.

નવા લુવારીમાં હઝરતે :

- પોતાના ખાનદાન માટે એક હવેલી,
- દુરવેશોના માટે વિશાળ ખાનકાહ,
- એક વિશાળ મસ્જિદ અને

• પોતાના માટે એક અલગ હુજરો

નિર્માણ કરાવ્યો અને તે પછી ત્યાં કાયમી ધોરણે રહેઠાણ પસંદ કરી લીધું અને તેનું નામ પણ 'લુવારી' જ રાખ્યું. એ જ વરસે આપે ત્યાં કાયદેસર રુશદો હિદાયતનો સિલસિલો શરૂ કર્યો.

## નવા લુવારી શહેરમાં આવવા પહેલાંના મઅમૂલાત

નવા લુવારીમાં આવવા અગાઉ :

આપે એકાંતવાસ અપનાવી રાખ્યો હતો.

રાત–દિવસ મસ્જિદમાં મુરાકબહમાં પ્રવૃત્ત રહેતા હતા.

આખી રાત ઈબાદતમાં વીતાવીને ઈશાના વુઝૂથી ફજરની નમાઝ અદા ફરમાવતા હતા.

સાંજે ઘરે આવતા, જો ખાવાનું તૈયાર હોય તો થોડું ખાવાનું ખાઈને પાછા મસ્જિદમાં તશરીફ લઈ જતા.

## નવા લુવારી શહેરમાં આવવા પછીના મઅમૂલાત

જયારે નવા લુવારીમાં આવીને કાયદેસર અલ્લાહ તઆલાની મખ્લૂકની રેહબરી અને હિદાયતના મહાન કામ તરફ આપે તવજ્જુહ આપી તો આ સ્થિતિ હતી કે :

દરરોજ ૫૦૦ (પાંચસો) હકના તલબગારોની આપની ખાનકાહમાં ભીડ રહેતી હતી.

બલકે કેટલીક વખતે તો ૪૦૦૦ (ચાર હઝાર) માણસો આપની ખિદમતમાં હાજર થઈને ફયઝ હાસિલ કરતા હતા.

અને લંગરથી પણ ફયઝયાબ થતા હતા.

## હઝરતની જબરદસ્ત રૂહાની કુવ્વતના બનાવો

## [૧] ફયઝનો દરિયો વહેતો હતો

હઝરતના મહાન અને અગ્રેસર ખલીફા હઝરત શયખ હાજી મુહમ્મદ સાલિહ ખટાઈ રહમતુલ્લાહિ અલયહિ રિવાયત કરે છે કે :

- હું હઝરત ખ્વાજા સાહબ રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં આવવા પહેલાં :

  • રૂમ • શામ • અરબ • અજમ • તુર્કસ્તાન અને તાઝિકિસ્તાન બલકે દુનિયાના મોટા ભાગના મુલ્કોનો સફર કરી ચુકયો હતો.
- પરંતુ અહીં (લુવારીમાં) ફયઝનો જે દરિયો વહેતો હતો એનો દસમો હિસ્સો પણ બીજે કયાંય નથી જોયો !
- હઝરત ખ્વાજાએ મને એક નવા શિખાવ તાલિબની જેમ કરેલી તલકીનની તવજજુહથી એવા વારિદાત નાઝિલ થયા જેનું બયાન શકય નથી.

## [૨] જેની હઝરત ખ્વાજાથી મુલાકાત પણ થઈ નથી તેવા નવ યુવાન તાલિબની કૈફિયત

'આઈનએ અવલિયા' કિતાબના લેખક લખે છે :

મેં મારા વાલિદ અલતાશ બિન હાજી શહમીરથી સાંભળ્યું છે, તેઓ કહેતા હતા કે :

> "મેં હજી સુધી હઝરત ખ્વાજા રહિમહુલ્લાહુની ઝિયારત કરી ન હતી. પરંતુ બાલિગ થવાની ઉંમરની નજીક હતો. આપના મુબારક હુલિયા (દેખાવ)નું વર્ણન મેં સાંભળ્યું હતું.
>
> જયારે હું એ હુલિયા મુબારકના સાંભળેલા વર્ણન પ્રમાણે આપના મુબારક ચહેરાની કલ્પના કરીને મુરાકબહમાં મશગૂલ થતો હતો તો પોતાને આસમાન પર મેહસૂસ કરવા લાગતો હતો !"

## શાહ લતીફ ભટાઈની અકીદત

સિંધના મશહૂર સૂફી શાઈર અને બુઝુર્ગ હઝરત સય્યિદ શાહ અબ્દુલ લતીફ ભટાઈ આપથી ઘણી અકીદત ધરાવતા હતા.

એક દિવસ તેઓ આપથી ફયઝ હાસિલ કરવા માટે પોતાના ગામ 'ભટ'થી નીકળીને લુવારી હાજર થયા. જયારે હુજરાના દરવાઝા પાસે પહોંચ્યા તો પોતાના ખાદિમને અંદર મોકલીને કહ્યું કે :

"જાઓ ! હઝરત ખ્વાજાથી મારા માટે અંદર આવવાની ઈજાઝત માંગો."

ખાદિમે જયારે અંદર જઈને હઝરતને અરજ કરી તો આપે ફરમાવ્યું કે :

'સય્યિદ સાહબને જઈને કહો કે આપ ત્યાં જ રોકાઈ જાઓ, અમે પોતે આપના ઈસ્તિકબાલ (સ્વાગત) માટે આવીએ છીએ.'

જયારે ખાદિમે શાહ સાહબને આ સંદેશો પહોંચાડયો તો તેમણે ખાદિમને પૂછયું કે :

"જયારે તમે અંદર ગયા તો હઝરત ખ્વાજા શું કરતા હતા ? "

ખાદિમે કહ્યું કે :

"તેઓ ચુપ બેઠા હતા."

શાહ સાહબે ફરમાવ્યું કે :

"તો પછી એ મસરૂફિયત અને મશગૂલિયતથી તેમને કયારે ફુરસદ મળશે ? આવો ! આપણે પોતે જ અંદર જઈએ છીએ."

જયારે શાહ સાહબ અંદર હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાન રહમતુલ્લાહિ અલયહિની સામે પહોંચ્યા તો આપની શાનમાં સિંધી

ભાષામાં શે'ર (પંક્તિઓ) પઢતા પઢતા આપની સાથે મુલાકાત કરી :

તે પંક્તિઓનો ઉર્દૂ ભાવાર્થ આ છે :

**રાહી સફરકો ચલ દિએ, મંઝિલ કહા કિસકો પતા**
**ગરદન હૈ જિનકી ખમ, જિયૂં મૈં કિસ તરહ ઉનકે સિવા**

હઝરત મખ્દૂમ મુહમ્મદ ઝમાને પણ એનો જવાબ સિંધી શે'ર (પંક્તિ)માં આપ્યો.

જેનો ઉર્દૂ ભાવાર્થ આ છે :

**કુછ નહીં હો, કુછ નહીં, કુછ નહીંકા વિર્દ કર,**
**ખંજરે લા સે તઅલ્લુકાતે જહાંકો કતઅ કર,**
**ફિર તુઝે સમજાએંગે વહ રાઝ દિલબર સર બ સર.**

• જવાબમાં શાહ સાહબે જે ફરમાવ્યું, તેનો ઉર્દૂ ભાવાર્થ છે :

**ઝહે નસીબ કલમને જો લવહ પર લિખા,**
**સિખી ! યહ મેરે મુકદ્દરમે હો ગયા અચ્છા.**
**નવિશ્તહ હૈ વોહ મેરે ઈખ્તિયારસે બાલા,**
**કરૂં મૈં યહ કિસસે ફરિયાદ કિસ પે હે દઅવા,**
**કે જો હુવા મેરે મહબૂબ હી ને મુઝસે કિયા.**

• તેના જવાબમાં હઝરતે જે ફરમાવ્યું તેનો ઉર્દૂ ભાવાર્થ છે :

**બૈઠ ઉનકી બઝમમે જો કાતિબે તકદીર હૈં,**
**ચાહેં તો પહેલા લિખા, બદલાકે દીગર લિખ સકેં.**
**હો સકે દીદારે જાનાં કિસ તરહ તુઝકો નસીબ,**
**અયન મુમ્કિન હૈ કે કોઈ ઐસી હી તઅલીમ દે.**

શાઈરીમાં આ સંવાદ પછી શાહ સાહબે પૂછ્યું કે :

"ફના પછી શું છે ?"

આપે જવાબ આપતા ફરમાવ્યું કે :

"પહેલાં આ તો મા'લૂમ કરો કે ફનાથી પહેલાં શું છે ? "

આ નુકતહ (સુક્ષ્મ વાત) સાંભળીને લતીફ ભટાઈની અકીદત આપથી ઘણી વધી થઈ અને તેમણે હઝરતને અરજ કરી કે :

"મારી ઈચ્છા છે કે હું આપથી મુરીદ થઈ જાઉં."

આપે ફરમાવ્યું :

"અમારા તરીકામાં કેટલાક શરઈ મોકાઓ સિવાય સિમાઅ અને ગાવું બિલકુલ મના છે અને બિલકુલ હરામ છે."

આ વાતની શાહ સાહબે લાચારી દર્શાવતા ફરમાવ્યું કે :

"મારી તો આખી ઝિંદગી સિમાઅમાં વીતી છે. હવે તેનું છોડવું મારા માટે ઘણું મુશકેલ છે."

તે પછી ઘણાં મોડે સુધી મઅરિફતના અસરાર અને રુમૂઝ (મર્મો)ની વાતો થતી રહી. જયારે શાહ સાહબે જવા માટે ઈજાઝત માંગી તો આપે 'ખિલાફતની ચાદર' તેમને પહેરાવી અને તેમને રુખસત કરી દીધા.

કહે છે કે શાહ લતીફ ભટાઈને તે ચાદર એટલી મહબૂબ (પ્રિય) હતી કે તેમણે વસિયત કરી હતી કે :

"જયારે હું મરી જાઉં તો આ ચાદર મારા કફન પર મૂકી દેજો."

જેથી એવું જ કરવામાં આવ્યું અને તે ચાદર આપના જનાઝહ પર નાંખવામાં આવી અને દફન પછી આપના મઝાર ઉપર નાંખી દેવામાં આવી.

જયારે શાહ સાહબ રુખસત થઈને રવાના થઈ ગયા તો હઝરતે

ફરમાવ્યું કે :

"તેમણે અમારી સોહબત તો ઈખ્તિયાર કરી, પણ આટલી હિમ્મત ન કરી શકયા કે અમારા 'તરીકતના સિલસિલા'માં દાખલ થઈ જાય. જો એવું કરી લેતે તો અમે તેમને તવહીદના સમુદ્રમાં એવી ડૂબકી ખવડાવતે કે તેમની હસ્તી મટી જતે અર્થાત 'ફના'નો ઉચ્ચ મકામ તેમને નસીબ થઈ જતે."

આ વાત પર એક મુરીદે આપથી શાહ સાહબના મકામ અને મરતબા વિષે પૂછ્યું તો આપે ફરમાવ્યું :

**"સાહિબે કલબ બુવદ મિસલે શુમા"**

[તમારી જેમ સાહિબે દિલ છે.]

'સાહિબે દિલ હોવું' તસવ્વુફનો ઉચ્ચ મકામ છે.

આ ફરમાવીને આપે હઝરત શાહ સાહબના મકામને પણ બયાન ફરમાવી દીધો અને તેના જ સારાંશમાં પોતાના લાયકાત ધરાવનારા મુરીદોના મકામને પણ જાહેર ફરમાવી દીધા.

હઝરત શાહ સાહબ હંમેશા હઝરત ખ્વાજાની શાનમાં આ શે'ર પઢયા કરતા હતા, જેનો કોઈ ઉર્દૂ શાઈરે આ પ્રમાણે ભાવાર્થ કર્યો છે :

**ઉનકો દેખા હૈ મૈંને એ માદર,**
**હૈ મુયસ્સર જિન્હેં વિસાલે હબીબ.**
**નહીં મેરે ઝબાનમેં તાબે સુખુન,**
**કર સકૂં જો બયાં ઝિકરે અજીબ.**

## હઝરતનો હુલિયહ (દેખાવ)

- મધ્યમ ઊંચાઈ,
- ઘઉંવર્ણ રંગ,

- પાતળુ શરીર,
- ગોળ માથું,
- વિશાળ પેશાની,
- ભરાવદાર ભવાં,
- દાઢી લાંબી, સફેદ,
- ચહેરો મોટો અને નૂરાની.

## અવસાફ (ગુણ) અને શમાઈલ (રીતભાત)

શરીઅત અને તરીકતના તમામ ફઝાઈલ અને કમાલાતથી આપની ઝાત શણગારેલી હતી.

આપની ઝબાનથી કયારેય કોઈ અવિવેકી શબ્દ નહીં નીકળ્યો.

દુનિયાવાળાઓથી આપે કદી કોઈ અપેક્ષા નથી રાખી. બલકે આપ અકસર ફરમાવતા હતા કે :

> "અમે તે પીરોમાંથી નથી જેઓ મુરીદોના દરવાઝાઓથી ખયરાત માંગે છે."

## બાદશાહની મદદ પણ કબૂલ ન કરી

ઈસ્તિગના (નિસ્પૃહતા) અને બેનિયાઝીની એ હાલત હતી કે કયારેય કોઈથી કંઈ માંગ્યું નહીં, અહીં સુધી કે તે સમયના હાકિમ મિયાં ગુલામ શાહ કલહોળહએ ઘણી ખુશામત અને કાલાંવાલા કરીને ખાનકાહ માટે જાગીરો પેશ કરી તો તે પણ કબૂલ ફરમાવવાથી ઈન્કાર કરી દીધો અને ફરમાવ્યું કે :

> "જો કોઈ માણસ કોઈ દુનિયાના હાકિમ સાથે દોસ્તી રાખે તો તેને રોઝીની કમી નથી થતી, તો પછી જે માણસની અલ્લાહ તઆલા સાથે દોસ્તી હોય, ભલા તે કયારે મોહતાજ અને મિસકીન તથા ફકીર રહી શકે છે ? બલકે તે તો એવો શહેનશાહ હોય છે કે ગુલામ શાહ જેવા સેંકડો હાકિમો તેના ગુલામ હોય છે."

## તવક્કુલ (અલ્લાહ તઆલા પર ભરોસો)

તવક્કુલ અને અલ્લાહ તઆલા પર આપના ભરોસાની આ સ્થિતિ હતી કે લંગરમાં દરરોજ સેંકડો માણસોનું ખાવાનું બનતું હતું બલકે અમુક વખતે તો હઝારોં માણસો એનાથી ફયઝયાબ થતા હતા પણ આપે ક્યારેય ભેગું અનાજ લંગરના માટે ખરીદીને રાખ્યું નથી, ભલે સસ્તો ઝમાનો હોય અથવા મોંઘો ઝમાનો હોય, બલકે દરરોજ જેટલા સામાનની જરૂરત પડતી હતી રોકડા પૈસા આપીને દુકાનથી મંગાવી લેતા હતા. અને ફરમાવ્યા કરતા હતા કે :

અમે બન્ને જહાનથી ફારિગ છીએ. અમોને કોઈ વસ્તુની જરૂરત નથી. અમારો પરવરદિગાર ન માત્ર અમોને બલકે અમારા મુરીદોને રોઝી પહોંચાડી રહ્યો છે. અલ્લાહ તઆલાએ આસમાનોની ચાવીઓ અમારા હાથમાં આપી દીધી છે. એટલા માટે જો અમે ચાહીએ તો દરરોજ લાખો રૂપિયા ખર્ચ કરીને બન્ને સમય લંગરમાં ઉમદહ પુલાવ પકાવીને મુરીદોને ખવડાવીએ, પણ એમાં દેખાડો છે, એટલા માટે અમે એનાથી પરહેઝ કરીને લંગરમાં એક સમયે સૂકી રોટી અને બીજા સમયે કોઈ અન્ય મા'મૂલી વસ્તુથી કામ ચલાવીએ છે.

## ધીરજ અને સહિષ્ણુતા

આપના ધીરજ, સહિષ્ણુતા અને રહમદિલીનું એથી વધારે બીજું કયું ઉદાહરણ હશે કે આપનો હજામ જે આપના વાળ કાપ્યા કરતો હતો તે ગામડિયો અને ગમાર પ્રકારનો માણસ હતો, આપના નખ કાપતી વખતે આપની આંગળીઓમાંથી લોહી પણ કાઢી નાંખતો હતો. જયારે આપના વાળ કાપતો તો આખા માથાને ઘાયલ કરી દેતો હતો. મુરીદોએ અરજ કરી કે :

"આ ઝાલિમ હજામને કાઢીને કોઈ બીજા હજામને બોલાવો."

પરંતુ આપ મના કરતા કરતા ફરમાવ્યા કરતા હતા કે :

"આ બીચારો ઘણાં વરસોથી અમારી ખિદમત કરી રહ્યો છે, હવે તેને કાઢીને કોઈ બીજા હજામને રાખવું અસભ્યતા થશે. અને આ આયત તિલાવત ફરમાવતા હતા કે :

وَالسّٰبِقُوْنَ السّٰبِقُوْنَ ج اُولٰٓئِکَ الْمُقَرَّبُوْنَ ط

(سورۂ واقعہ:۱۰،۱۱)

['જેઓએ પહેલ કરી છે તેઓ જ મુકર્રબ છે.'] "

## માફી અને દરગુઝર

માફી અને દરગુઝર કરવું આપના સ્વભાવ અને મિજાઝમાં હતું.

એક વખત મુહર્રમની દસમી તારીખે શીઆઓનું એક મોટું જુલૂસ તઅઝિયહ લઈને આપની મસ્જિદના દરવાઝાના પાસેથી માતમ કરતું પસાર થઈ રહ્યું હતું, જેના કારણે ઘણો અવાજ થઈ રહ્યો હતો. આપ એ સમયે ઈબાદત અને મુરીદોને તવજ્જુહ આપવામાં મશગૂલ હતા. તેમના અવાજના કારણે જયારે આપને ખલલ થયો તો જાન ન્યોછાવર કરનારા મુરીદોની એક મોટી જમાઅત જે હંમેશા ખિદમતે અકદસમાં હાજર રહેતી હતી, તેમણે અરજ કરી કે :

"જો હુકમ હોય તો આ માતમ કરનારાઓને મારીને અહીંથી ભગાવીએ."

આપે ફરમાવ્યું :

"તેઓ પોતાની ઝાતને પોતે જ મારી કૂટી રહ્યા છે. આપણને શું નુકસાન પહોંચાડી રહ્યા છે ? "

## કરામત વિષે આપનું મંતવ્ય

શોહરત અને દેખાડા માટે 'કરામતને ઝાહિર કરવાને' આપ ઘણું ખરાબ સમજતા હતા.

એક દિવસ એક માણસે હઝરતને આ બનાવ કહ્યો કે :

શાહ કરીમ બલલીવાલા એક વખત દુરવેશોને લઈને નદી ઉપર ચાલતા ચાલતા બીજા કિનારે પહોંચી ગયા અને કોઈનું કોઈ કપડું પણ પાણીમાં ભીનું ન થયું.

આપે ફરમાવ્યું કે :

"કરામતનો દિવસ હજુ આગળ છે. મર્દોની મર્દાનગીની કાલે કિયામતના દિવસે ખબર પડશે કે કોણ પોતાની જમાઅતને સલામતી સાથે દારુસ્સલામ (જન્નત) સુધી પહોંચાડે છે."

## એક દેગ ભોજનમાંથી આખા ગામના લોકોએ ખાવાનું ખાધું

હઝરતથી અસંખ્ય કરામતો ઝાહિર થઈ છે.

જયારે આપની વાલિદહનો ઈન્તિકાલ થયો. તેમના ફાતિહા માટે એક દિવસે ખાવાનું પકાવવામાં આવ્યું. આપે હુકમ આપ્યો કે :

"આ આખા ગામવાળાને બરાબર ભેટ ભરીને ખાવાનું ખવડાવવામાં આવે."

મુરીદોએ અરજ કરી કે :

"હુઝૂર ! અમે મર્યાદિત બે દેગ ખાવાનું તૈયાર કર્યું છે એટલે તેમાં મુશકેલીથી આખા ગામના લોકો ખાઈ શકશે."

આ સાંભળીને આપ પોતે ભઠિયારખાનામાં તશરીફ લઈ ગયા અને બે દેગમાંથી એક દેગ તરફ ઈશારો કરીને ફરમાવ્યું :

"પહેલાં આ દેગમાંથી ખાવું ખવડાવવું શરૂ કરો."

આપના હુકમ પર અમલ કરવામાં આવ્યો અને અલ્લાહ તઆલાએ તે એક દેગમાં એવી બરકત અતા ફરમાવી કે માત્ર તે એક દેગમાંથી આખા ગામવાળાઓએ પેટ ભરીને ખાઈ લીધું અને બીજી દેગનો વારો જ નહિ આવ્યો !

## છુપી વાત આપ જાણી ગયા

એ જ પ્રમાણે આપના એક મુરીદનું નામ 'થાનેરે' હતું. તે પોતાના ગામથી હઝરતની ખિદમતમાં 'લુવારી શરીફ' આવી રહ્યો હતો. રસ્તામાં તેણે પોતાના કોઈ ઓળખીતાને દીવાલમાંથી એક નારિયેલ સંતાડીને આપ્યું.

જ્યારે તે હઝરતની ખિદમતમાં પહોંચ્યો તો આપે ફરમાવ્યું :

"કેટલાક લોકો દીવાલોમાંથી નારિયેલ સંતાડીને આપે છે."

આ સાંભળીને 'થાનેરા' ગભરાઈ ગયો. તેણે અરજ કરી કે :

"કિબ્લહ ! આપને કોણે બતાવ્યું ? "

હઝરતે ફરમાવ્યું :

"અલ્લાહ તઆલા અમોને દરેક ઈન્સાનના છુપા ભેદોથી વાકેફ ફરમાવી દે છે."

## બાદશાહ ગુલામ શાહ કલહોળહની અકીદત

તે સમયે સિંધમાં કલહોળહ ખાનદાનની હુકૂમત હતી. તે સમયનો બાદશાહ ગુલામ શાહ કલહોળહ કોઈને પણ ગણતો ન હતો,

પરંતુ આપની ઘણી ઈઝઝત કરતો હતો.

એક વખત તેણે આપને લખ્યું કે :

"કિબ્લહ ! અમે હાકિમ લોકો દુનિયાના કારોબારમાં એવા સપડાયેલા રહીએ છીએ કે ફુરસદ જ નથી મળતી કે આપની પાસે આવીને દીદાર કરી શકીએ અને આપથી દુઆ કરાવીએ. એવી સ્થિતિમાં જો આપ અહીં તશરીફ લઈ આવો અને પોતાના દીદારથી મુશર્રફ ફરમાવો તો આખી ઝિંદગી આપનો અહેસાનમંદ રહીશ."

આપે જવાબમાં લખ્યું :

"અમારા જેવા ફકીરો માટે સફરની તકલીફો બરદાશ્ત કરવું ઘણું મુશકેલ છે. અમે આપની ગેરહાજરીમાં આપના માટે દુઆ કરીએ છીએ."

બીજી વખત પાછી બાદશાહે આપથી ગુઝારિશ કરી કે :

"જો આપ પોતે તશરીફ લાવી શકતા ન હોય તો પોતાના કોઈ દુરવેશને જ મોકલી આપો, જેથી તેનાથી આપનો રૂહાની ફયઝ હાસિલ કરી શકીએ."

તેના જવાબમાં આપે પોતાના એક મુરીદ હાજી મુહમ્મદને કલહોળહ રવાના કર્યા અને જતી વખતે આપે તેમને હિદાયત ફરમાવી કે :

"દરેક હાલતમાં અમારી સૂરતને ધ્યાનમાં રાખીને મિયાં ગુલામ શાહ સાથે વાતચીત કરજો, તેઓ તમોને ત્રણ સવાલો કરશે. અમે તે સવાલો જવાબો સહિત તમોને બતાવીએ છીએ. તેને આ જ જવાબો આપશો."

## હઝરતે બાદશાહના સવાલો અને તેના જવાબો પોતાના મુરીદને અગાઉથી બતાવી દીધા

[૧]

બાદશાહની ઈચ્છા છે કે 'કચ્છ'માં જાડેજા કૌમમાં શાદી કરે અને તે ઈરાદાથી તે ત્યાં જવાનો છે.

તેનો પહેલો સવાલ એ જ વિષે હશે કે :

શું તે આ ઈરાદામાં કામિયાબ થશે કે નહિ ?

તો તેને જવાબ આપશો કે :

અમે ન તો બ્રાહ્મણ છીએ અને ન જાદૂગર છીએ કે તમારા સવાલનો જવાબ આપીએ.

[૨]

બીજી વાત તમનો આ કહેશે કે :

"અમારી ઈચ્છા છે કે અમે હઝરત ખ્વાજાને કેટલીક જાગીર અતા કરીએ."

તમે તેને જવાબ આપશો કે :

અલ્લાહ તઆલાના ફઝલથી ફકીરો પાસે ખાવા–પીવાનો ઘણો સામાન પડેલો છે, જો કયારેક જરૂરત પડી તો સરકારી નોકરી કરવાથી અથવા જાગીર લેવાથી ઈન્કાર નહીં કરીશું.

[૩]

"પાછા આવતી વખતે તેઓ તમોને કપડાં અને પૈસા આપશે. તેને સ્વીકારી લેજો, નહિતર તે સમજશે કે આ દુરવેશ પણ

માલદારો અને ઘમંડીઓની જેમ ઈન્આમ અને ઈકરામ રદ કરી દે છે. અને તે ખરેખર શંકામાં પડી જશે.''

આપની હિદાયત લઈને હાજી મુહમ્મદ સાહબ જયારે તેની પાસે પહોંચ્યા તો તેણે ઘણી ઈઝઝત કરી અને ઠીક તે સવાલો કર્યા જે હઝરતે હાજી મુહમ્મદ સાહબને અગાઉથી જ બતાવી દીધા હતા.

## હઝરતની ઝિયારતની બાદશાહની તમન્ના ખ્વાબમાં પૂરી થઈ

તે પછી બાદશાહે હાજી મુહમ્મદને કહ્યું કે :

''અમારી દિલી ઈચ્છા છે કે અમે કોઈ પણ રીતે હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાન રહમતુલ્લાહિ અલયહિની ઝિયારત કરીએ. મહેરબાની કરીને તેની કોઈ યુકિત બતાવો.''

હાજી મુહમ્મદ સાહબે ફરમાવ્યું :

''ચિંતા ન કરો, ઈન્શા અલ્લાહ આજે જ રાતે આપની ઈચ્છા પૂરી થઈ જશે.''

જેથી એવું જ થયું. તે રાતે ખ્વાબમાં તેને હઝરતની ઝિયારત નસીબ થઈ ગઈ. ઝિયારતથી તે ઘણો ખૂશ અને આનંદિત થયો અને આપનો મુરીદ બની ગયો.

## બાદશાહે દીવાન મારફતે મોકલેલો જાગીરનો પરવાનો કબૂલ નહિ કર્યો

બાદશાહ મિયાં ગુલામ શાહ કલહોળહએ એક વખત પોતાના મશહૂર વઝીર ગદૂમલના ભાઈ દીવાન ખાનચંદને લુવારીની ખાનકાહ માટે જાગીરોનો પરવાનો લઈને આપની ખિદમતમાં મોકલ્યો, પરંતુ

આપે લેવાથી ઈન્કાર કરતા ફરમાવ્યું કે :

"આટલી બધી જમીનને આબાદ કરવા માટે બી અને હળ વગેરેનો ખર્ચો કેટલો થશે ? "

દીવાન ખાનચંદે અરજ કરી કે :

"હુઝૂર ! આ તમામ ખર્ચાઓ બાદશાહના ઝિમ્મે છે, આપ માત્ર તેને કબૂલ ફરમાવી લો."

પરંતુ આપે ફરમાવ્યું :

"અમારા જેવા ફકીર માણસ એ મા'મલાઓમાં ફસવા માંગતા નથી."

છેવટે તે બિલકુલ નિરાશ અને હતાશ થઈને પાછો આવી ગયો.

## હઝરતની દુઆથી સરફરાઝ શાહ બાદશાહ બન્યો

બાદશાહ મિયાં ગુલામ શાહ કલહોળહએ જયારે પોતાનો યુવરાજ અને જાનશીન (ગાદીનો વારસદાર) મુકર્રર કરવાનો ઈરાદો કર્યો તો તેના કેટલાક સલાહકારોએ તેને સલાહ આપી કે :

"આપના મોટા છોકરા મિયાં સરફરાઝ શાહની જગ્યાએ આપના નાના છોકરાને યુવરાજ મુકર્રર કરી દો."

આ ખબર જયારે મોટા છોકરા સરફરાજ શાહને પહોંચી તો તેની રાતોની ઊંઘ ઉડી ગઈ.

એક રાતે તે ગુપ્ત રીતે હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાન રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થયો અને જાનશીની વિષે બાદશાહના ઈરાદાની ફરિયાદ કરી.

હઝરતે ફરમાવ્યું :

"ચિંતા ન કરો, તમે જ સિંહાસનના શાસક અને વારસદાર થશો."

## બાદશાહની હઝરતથી અકીદત

જેથી એવું જ થયું અને સરફરાઝ સિંધનો શાસક બની ગયો.

બાદશાહ બનવા પછી અકીદતને ઝાહિર કરવા માટે પોતાની ઝાતને હઝરત ખ્વાજાનો મુરીદ કહેડાવવા લાગ્યો. નવેસરથી લુવારી માટે જાગીરો પેશ કરી, પરંતુ આપે સ્વીકારવાથી ઈન્કાર કરી દીધો.

## ફકીરનો દરવાઝો ખુલ્લો છે, ચાહે તે આવે, ચાહે તે ન આવે !

ત્રણ–ચાર વરસ પછી જયારે બાદશાહ સરફરાઝ પોતાના અઝીઝો અને નિકટજનોની સાથે આપની ઝિયારત માટે લુવારી પહોંચ્યો તો કેટલાક ખૂશામદ પસંદ સલાહકારોએ તેને સલાહ આપી કે :

"આપ સિંધના બાદશાહ છો. આપની શાનના વિરુદ્ધ છે કે આપ કોઈ ફકીરની પાસે સામેથી ચાલીને જાઓ, બલકે તેમને તમારી પાસે બોલાવો."

સરફરાઝ શાહે તેમના કહેવામાં આવીને ગદૂમલ અને મિર્ઝા નબી બેગને હઝરતની ખિદમતમાં મોકલ્યા કે તેમની ખિદમતમાં અરજ કરે કે :

અત્યારનો બાદશાહ આપથી મુલાકાતનો શોખ ધરાવે છે. તે દૂરનો સફર કરીને અહીં લુવારી આવ્યો છે. જો આપ અમારા ઉતારા પર અમારી પાસે તશરીફ લાવો તો અમારી ઈઝઝતમાં વધારો થશે.

હઝરતે કહ્યું કે :

"ફકીરોનો દરવાઝો હંમેશા ખુલ્લો છે, જે ચાહે તે આવે, જે ન ચાહે તે ન આવે. જો અહીં સરફરાઝને અમારી મુલાકાતની જરૂરત છે તો અમારી પાસે આવી જાય. અમોને તેની જરૂરત નથી કે અમે તેની પાસે આવીએ."

દીવાન અને મિર્ઝાએ ઘણી આજિઝી કરી પણ બધું બેકાર રહ્યું.

## જો બાદશાહ અમને પરેશાન કરશે તો અમારી પાસે પણ તેનો ઉપાય છે

હઝરતના ખાસ મુરીદ અને ખલીફા હાફિઝ હિદાયતુલ્લાહ તે સમયે ત્યાં હાજર હતા. તેમણે હઝરતને અરજ કરી કે :

"કિબ્લહ ! બાદશાહને નાઉમ્મીદ કરવું સારી વાત નથી. જો તે નારાઝ થઈ જશે તો આપણને પરેશાનીમાં નાંખી દેશે."

આ વાતથી જુસ્સામાં રાજગાદી અને તાજને પોતાના કદમોમાં રોંદનારા વિલાયતના બેતાજ બાદશાહે ફરમાવ્યું કે :

"જો એવું થયું તો અમે પણ :

وَمَا رَمَيْتَ اِذْ رَمَيْتَ وَلٰكِنَّ اللّٰهَ رَمٰى ط (سورۂ انفال:۱۷)

[હે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !
આપે રેતી નથી ફેંકી, બલ્કે અલ્લાહે જ તેઓના પર ફેંકી હતી.]

વાળી આયત પર અમલ કરીને બતાવીશું.

અનુવાદકીય

## આ ઈશારો જંગે બદર વખતે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની દુઆ અને અલ્લાહ તઆલાની મદદ તરફ છે

આ આયત શરીફમાં બદરની લડાઈના બનાવ તરફ ઈશારો છે. જયારે સખ્ત લડાઈ થઈ અને કાફિરોએ અચાનક હુમલો કર્યો ત્યારે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે દુઆ શરૂ કરી :

"હે અલ્લાહ ! સફળતાનો જે વાયદો તેં મારી સાથે કર્યો છે, તેને પૂરો કર."

તો હઝરત જિબ્રઈલ અલયહિસ્સલામે આવીને કહ્યું કે :

"ધૂળની મુઠ્ઠી ભરી દુશ્મનો તરફ ફેંકો."

તો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક મુઠ્ઠી રેતીની કાફિરોના લશ્કર તરફ એમ કહીને ફેંકી કે :

"કાફિરોના મોં ખરાબ થાઓ ! "

આ પ્રમાણે ત્રણ વખત કહ્યું. અલ્લાહ તઆલાની કુદરતથી તે રેતી દરેકની આંખમાં ચાલી ગઈ. સૌ આંખો ચોળતા રહી ગયા અને આ તરફથી મુસલમાનોએ એકદમ હુમલો કરી દીધો. છેવટે ઘણાં કાફિરો મરી ગયા. તેને જ અહીં અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે કે :

"હે નબી ! જો કે જાહેરમાં તમે પોતાના હાથથી રેતી ફેંકી. પરંતુ આ વાત સામાન્ય રીતે માનવ શકિતથી બહાર છે કે એક મુઠ્ઠી રેતી ફેલાઈને દુશમનોના દરેક સિપાહીની આંખોમાં જઈને પડે અને એક હથિયારબંધ સૈન્યના પરાજયનું કારણ બની જાય, બલકે આ તો અલ્લાહ તઆલાનો હાથ હતો કે એક મુઠ્ઠી રેતી તમારા હાથમાંથી નીકળવા પછી તેણે દુશમનોના સૈન્યના મોં ભરી દીધા."

**['અનુવાદકીય' સમાપ્ત]**

## બાદશાહને મળવા સાહબઝાદાઓને મોકલ્યા પરંતુ પોતે ન ગયા

પછી જયારે આપનો ગુસ્સો ઠંડો થઈ ગયો તો પોતાની ખૂશીથી પોતાના સાહબઝાદાઓને કેટલાક દુરવેશો સાથે સરફરાઝ બાદશાહ પાસે મોકલી દીધા, જેઓ થોડો સમય તેની પાસે બેસીને તેને દિલાસો આપીને પાછા તશરીફ લઈ આવ્યા.

## હઝરતની બે શાદીઓ અને અવલાદ

[૧]

પહેલી બીવીથી એક છોકરો થયો, પણ તેનો ઈન્તિકાલ થઈ ગયો અને તે પછી પહેલી બીવીનો પણ ઈન્તિકાલ થઈ ગયો.

દુશ્મન ખૂશ થઈને કહેવા લાગ્યા કે :

"હવે આ ખાનદાન હંમેશા માટે મટી જશે. આ ઝૂંપડાઓ અને માટીના વાસણ હવે તૂટીને નષ્ટ થઈ જશે."

જયારે આપે આ વાત સાંભળી તો ફરમાવ્યું :

"અલ્લાહ તરફથી અમોને ઈલહામ થયો છે કે આ મસનદ કિયામત સુધી કાયમ રહેશે. ઝૂંપડાઓના બદલે અહીં મહેલો બનશે. અને માટીના વાસણોના બદલે તાંબાની દેગો હશે."

[૨]

તે પછી પીર અય્યૂબની અવલાદના એક શરીફ માણસની સાહબઝાદી સાથે આપના નિકાહ થયા. અને તેમનાથી 'ખ્વાજા ગુલ મુહમ્મદ'ની પૈદાઈશ થઈ, જેઓ આપના પછી તે મસનદની રોનક બન્યા અને આપના ઈરશાદ અનુસાર આજ સુધી તે મસનદ પર

આનંદ અને ઉલ્લાસ છે.

'લુવારી શરીફના સજજાદાનશીનો' : વિભાગ : ૮ માં એની વિસ્તૃત માહિતી લખી છે.

## હઝરતે પોતાના મોતની આગાહી કરી

છેલ્લા દિવસોમાં આપને સાંધાઓનો દુઃખાવો, તાવ અને ખાંસી થવા લાગી. ઈન્તિકાલના એક વરસ અગાઉ અર્થાત્ ૧૧૮૭ હિજરીસનમાં પોતાના એક ખાદિમને ફરમાવ્યું :

"હવે અમારા છેલ્લા દિવસો આવી ગયા છે, એટલે જે માણસે અમારી સોહબતથી ફાયદો ઉઠાવવો હોય તે મોડું કરવા વગર આવી જાય."

## આખરી દિવસોમાં હઝરતના મઅમૂલાત

હઝરતના છેલ્લા દિવસોનો બધો સમય હુઝૂર સરવરે કાઈનાત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની રૂહાની મઈય્યત (સહવાસ) અને સોહબતમાં વીતતો હતો.

## વફાત અને દફન

૪, ઝીકઅદ, ૧૧૮૮ હિજરીસન મુતાબિક ૧૭૭૪ ઈસ્વીસનના સવારે નિયમ અનુસાર લંગરના માટે નાશતો તૈયાર કરાવવો હતો, પણ રોકડા પૈસા ન હતા.

હઝરતે ફરમાવ્યું કે :

"શયખ ઝકરિયા મુલતાની જયારે વફાત પામ્યા ત્યારે તેમની પાસે બે લાખ અશરફીઓ મવજૂદ હતી, પણ આજે અમારી પાસે 'બે કડાઓ' સિવાય બીજું કંઈ નથી."

તે પછી ફરમાવ્યું :

"ભઠિયારખાનાના ચપ્પુઓ વેચીને નાશતા માટે સામાન લઈ આવો."

આપના હુકમ પર અમલ કરવામાં આવ્યો. જયારે નાશતો તૈયાર થઈ ગયો તો બધાંને નાશતો કરાવવાનો હુકમ આપ્યો. લોકો નાશતો કરવામાં મશગૂલ હતા, એ દરમિયાન આપ વારંવાર પૂછતા રહ્યા કે :

"બધાંએ નાશતો કરી લીધો કે નહિ ? "

જયારે બધાં નાશતો કરીને ફારિગ થઈ ગયા તો આપે આંખો બંધ ફરમાવી લીધી. અને જીવ અલ્લાહ તઆલાને સોંપી દીધો.

આપને એ જ હુજરામાં દફન કરવામાં આવ્યા.

## પોતાના હુજરા વિષે બશારત

જે મુબારક હુજરામાં આપને દફન કરવામાં આવ્યા તેના વિષે બશારત આપતા આપે ફરમાવ્યું હતું કે :

"આ હુજરાની આજુબાજુ જે પણ દફન થયેલા છે તે બધાં મરહૂમ છે. અને આ હુજરાનો તે મકામ છે કે તેની માટી જો કોઈની કબરમાં મૂકી દે તો તેની પણ નજાતની ઉમ્મીદ છે."

તે પછી ફરમાવ્યું કે :

"અહીં તેને જ મોકલવામાં આવશે જેમના નસીબમાં નજાત અને સઆદત લખાયેલી હશે. જે એક વખત અમારી પાસે અહીં આવશે, અમે તેનો હાથ છોડીશું નહિ."

## મકબરાનું નિર્માણ

એ જ હુજરા પર આપના ફરઝંદ, ખલીફા અને જાનશીન હઝરત

મહબૂબુસ્ સમદ ખ્વાજા ગુલ મુહમ્મદ (રહ.)એ મકબરો બંધાવ્યો. એ મકબરામાં જ આપના આજ સુધીના સજજાદા નશીનો દફન થયા.

# છઠ્ઠો વિભાગ

## હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાન (રહ.)ની કવિતાઓ અને મલફૂઝાત

### [૧] કવિતાઓ

- આપે મઅરિફતે ઈલાહીના સાગરસમ અનેક કવિતાઓ સિંધી ભાષામાં રચી હતી.
- મજકૂર સિંધી કવિતાઓમાંથી નમૂના તરીકે માત્ર ત્રણ કવિતાઓનો ઉર્દૂ ભાષામાં અનુવાદ અહીં આપવામાં આવે છે.

[૧]

મૈં હકીકતે અહમદીમેં હૂં, તઅજ્જુબકા શિકાર,
ક્યા ઈન્હેં મખ્લૂક સમઝૂં, યા કહૂં પરવરદિગાર.
મેરે દિલસે યહ સદા આતી હૈ યારો ! બારબાર,
વોહ હૈં માનિન્દ શફક ઔર જામિઈ લચલો નહાર.

[૨]

એક બીજો મઅરિફત અને હકીકતથી ભરપૂર મુહબ્બત અને

ઈશ્કનો આપનો શે'ર આ પ્રમાણે છે :

**યહ જહાં ભી તર્ક કર દૂં, વોહ જહાં ભી છોળ દૂં,**
**જલ્વએ જાનાં અગર મૈં એક નઝરમેં દેખ લૂં.**

**[૩]**

દોસ્તના વિસાલ અને 'કીમતે દીદાર'ને બયાન કરતા ફરમાવે છે :

**તાલિબે દીદાર દિલબર, આરિફ વ ઉશ્શાક હૈં,**
**દૂર હૈં મંઝિલસે વોહ, જન્નતકે જો મુશ્તાક હૈં.**

## [૨] મલફૂઝાત

- હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાન રહિમહુલ્લાહુના મલફૂઝાતને વરસો સુધી આપની ખિદમતમાં રહેનાર આપના ખાસ ખાદિમ અને મહાન બુઝુર્ગ હઝરત ખ્વાજા મુહમ્મદ ઈબ્રાહીમ આહનબેગ સાહબ રહિમહુલ્લાહુએ 'મકૂલાતે તસવ્વુફ' નામથી સંપાદિત કર્યા હતા.
- મજકૂર કિતાબમાંથી હઝરતના મલફૂઝાત અહીં વાચકોની ખિદમતમાં પેશ કર્યા છે.

### ૧ દિલની પાકીઝગીનો આધાર માત્ર અલ્લાહ તઆલાના ઝિક્ર પર છે

જયારે હું આપની ખિદમતે અકદસમાં નવો નવો હાજર થયો હતો તો આપે ફજરના સમયે મને ઈરશાદોથી નવાઝયો. તે પછી હું મુરાકબહમાં રહ્યો.

સુબ્હ સાદિકના સમયે મને બશારત આપી કે તમારું કામ થઈ ગયું છે.

(મૈં) અરજ કરી કે :

"હવે પછી કેવી રીતે રહૂં ? "

આપે જવાબમાં ઈરશાદ ફરમાવ્યો કે :

"તમે જયાં પણ રહો, અલ્લાહ તઆલાને પોતાની સાથે મહેસૂસ કરતા રહો."

વધુ સ્પષ્ટતા માટે એક વણકરની મિસાલ આપી કે :

"જેવી રીતે વણકર સુતરના દોરાને આમ–તેમ કરીને કાપડ વણતો રહે છે, તમે પણ પોતાનો શ્વાસ માત્ર અલ્લાહ તઆલાના ઝિક્રમાં ચલાવતા રહો, ઝિક્ર કરતા રહો, કારણ કે ઝિક્ર જ તમારી ઝિંદગી છે, દિલની પાકીઝગીનો આધાર માત્ર અલ્લાહ તઆલાના ઝિક્ર પર છે."

## ૨ વીતેલા દરેક દિવસના ગુનાહોથી તવબહ કરો

એક વખત આ બંદાના (મારા) દિલમાં ગીબત જેવા ગુનાહનો ખ્યાલ પૈદા થયો. એ જ ખ્યાલથી આપની ખિદમતમાં હાજર થયો, તો મને જોતાં જ આ ફરમાવ્યું :

"દરેકના માટે આ જરૂરી છે કે દરરોજ સવારે પોતાના વીતેલા દિવસના ગુનાહોથી તવબહ કરે."

## 3 દુનિયાની તલબ ઈન્સાનને અલ્લાહ તઆલાથી દૂર કરી દે છે

એક વખત આપની ખિદમતમાં કીમિયાગર વિષે સવાલ પૂછયો કે એની વિશિષ્ટતા શી છે ?

[ધાતુ પર રાસાયણિક ક્રિયા કરીને તેને સોનું બનાવનારને

કીમિયાગર કહે છે.]

આપે એક મિસાલ આપતા ફરમાવ્યું કે :

"એક કીમિયાગર કોઈ પીર સાહબ પાસે મુરીદ બનવા માટે ગયો. મુરશિદે તેના પર તવજ્જુહ આપી અને ઝિક્રમાં મશગૂલ કરી દીધો.

ખ્વાબમાં જયારે તેને મુરશિદની ઝિયારત થઈ તો તેણે કીમિયો બનાવવાનું કામ શરૂ કરી દીધું. તેણે તાંબાને એક નાનકડી તપેલીમાં નાંખીને મુરશિદની સામે આ ખ્યાલથી મૂકયું કે જેથી તે એમાં અકસીર (રસાયણ) નાંખી દે.

તેણે ખ્વાબમાં જોયું કે મુરશિદે તેને જોરથી ધક્કો મારીને હટાવી દીધો અને ફરમાવ્યું કે :

"તમે મારી પાસે અલ્લાહ તઆલાના માટે આવ્યા છો કે આ જૂઠી દુનિયાની તલબમાં આવ્યા છો ? "

એ વાતથી હું સમજી ગયો કે કીમિયો (દુનિયા)ની તલબ અલ્લાહ તઆલાથી દૂર કરી દે છે.

## ૪ તમે મને યાદ કરો, હું તમને યાદ કરીશ

મેં અરજ કરી કે જેમ જેમ (ઈબાદતમાં) વધારે તવજ્જુહ કરું છું, તેમ તેમ લોકોની ભીડ મારા વધુ નજીક થતી જાય છે. મને પોતાને એવી શોહરતથી બીક લાગે છે. લોકોની આટલી ભીડ કયાંક મને મારી તવજ્જુહ (ઈબાદતથી) હટાવી ન દે.

આપે ફરમાવ્યું કે :

"એવું નથી, બલકે :

فَاذْكُرُوْنِیْٓ اَذْكُرْكُمْ وَاشْكُرُوْلِیْ ۝ (سورۂ بقرہ:۱۵۲)

[તમે મને યાદ કરો તો હું તમોને યાદ કરીશ અને મારો શુક્ર અદા કરો.]"

## ૫ મુરાકબહના મન્ઝરની હકીકત

એક દિવસ મુરાકબહમાં હતો કે મને આ મહેસૂસ થયું કે :

મારું માથું આસમાન સાથે લાગી ગયું છે.

ખભાઓ પણ આસમાન સાથે લાગી ગયા છે.

મારા શરીરની વિશાળતા જમીન અને આસમાનની અપાર મર્યાદાઓમાં ફેલાઈ ગઈ છે.

(હું) આપની ખિદમતમાં હાજર થયો અને અરજ કરી કે :

"હુઝૂર ! આખિર આ કઈ કૈફિયત છે ? "

આપે જવાબમાં (કલામે પાકની આ આયત) ફરમાવી :

اَفَمَنْ شَرَحَ اللّٰهُ صَدْرَهٗ لِلْاِسْلَامِ

فَهُوَ عَلٰی نُوْرٍ مِّنْ رَّبِّهٖ ۝ (سورۂ زمر:۲۲)

[પછી જે શખ્સનો સીનો અમે ઈસ્લામ માટે ખોલી દીધો છે, તે પોતાના પરવરદિગારની હિદાયત પર જ છે.]

## ૬ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તરીકા પર અમલ કરો

મેં અરજ કરી કે :

"ફકીરોએ પરહેઝગારીનો રસ્તો કેવી રીતે અપનાવવો જોઈએ ?"

આપે ફરમાવ્યું કે :

"અમારા હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આ મુબારક આદત હતી કે જયારે આપ પોતાના ઘરે તશરીફ રાખતા હતા તો પૂછતા હતા કે :

"ઘરમાં ખાવાની કોઈ વસ્તુ મવજૂદ છે ? "

જો કોઈ વસ્તુ હાજર હોય તો ખાઈ લેતા, નહિતર રોઝહ રાખી લેતા હતા.

એ જ પ્રમાણે અલ્લાહની મરજી મા'લૂમ કરતા હતા અને તેના પર અમલ કરતા હતા કે રોઝહ રાખવો છે કે કંઈક ખાવું છે."

## ૭ વરસો પહેલાં પોતે આપેલી તવજ્જુહની નિશાની મુલાકાતે આવનાર શખ્સના દિલમાં આપે જોઈ લીધી

મેં મુરશિદ વિષે અરજ કરી કે :

"તેઓ (આ દુનિયામાં) શા માટે આવ્યા છે ? "

આપે ફરમાવ્યું કે :

"(મુરીદોને) પોતાની નિશાનીઓ (મુહર) આપવા માટે આવ્યા છે, જેને પોતાના નિશાનીથી નવાઝયા તે શહેનશાહી મિલકત (અધિકૃત) બની જાય છે. તેના માટે કોઈ પણ તપાસ થઈ શકતી નથી."

મેં એક દિવસે પોતે જોયું કે :

બદયન (સિંધના એક જિલ્લા)ના એક મેમણ ખાનદાનનું નેક અને પરહેઝગાર કુટુંબ હઝરતની ખિદમતમાં હાજર થયું. તેમની સાથે એક બિદઅતી માણસ પણ હતો. હઝરત તે માણસને વારંવાર જોઈ રહ્યા હતા, જો કે તે માણસે આપની સાથે મુલાકાત દરમિયાન કોઈ વાતચીત પણ કરી ન હતી.

જયારે તે બધાં લોકો ચાલ્યા ગયા તો આ રીતે વારંવાર તે માણસને જોવાની હકીકત જણાવવાની મેં હઝરતને ગુઝારિશ કરી.

આપે જવાબમાં ફરમાવ્યું કે :

"તે માણસના દિલ પર અમારી તવજ્જુહ (ની નિશાની) છે, પણ યાદ નથી કે આ દર્સ અમે તેને કયારે આપ્યો હતો ? "

જયારે હઝરત હવેલીમાં (ઘરે) તશરીફ લઈ ગયા તો હું એ લોકોના પાછળ ઝડપથી ગયો અને શયખ અય્યૂબના કબ્રસ્તાન નજીક તેમની પાસે પહોંચી ગયો.

પેલા (બિદઅતી) માણસથી મેં પૂછયું કે :

"આપે કયારેક કોઈ શયખથી 'ઈસ્મે રબ્બાની' (અલ્લાહ તઆલાનું નામ) હાસિલ કર્યું હતું ?"

તે કહેવા લાગ્યો કે :

"મને યાદ આવી રહ્યું છે કે બાળપણમાં હું પોતાના વાલિદની સાથે હઝરત મુહમ્મદ (હઝરત અબૂલ મસાકીન) કુદ્દિસ સિર્રુહૂની ખાનકાહમાં ગયો હતો ત્યારે શયખ સાહબ હજના માટે તશરીફ લઈ ગયા હતા અને આપની મસનદ પર બીજા એક સાહબ (હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાન) તશરીફ ફરમા હતા."

તેમની ખિદમતમાં મારા વાલિદે ગુઝારિશ કરી કે :

"આ ગુલામ આપનો મુરીદ છે. તેના પર તવજજુહ ફરમાવો. આપના સિવાય મેં કોઈ મુરીદ અથવા પીરે તરીકતના હાથ પર બયઅત કરી નથી."

આ મા'લૂમ કરીને હું પાછો આવ્યો તો હઝરતે મને મારી ગેરહાજરીનું કારણ પૂછયું.

મેં એ બનાવ આપની ખિદમતમાં કહ્યો.

આપે ફરમાવ્યું કે :

"એટલે જ એના દિલ પર અમારી તવજજુહની નિશાની છે."

એનાથી મા'લૂમ થયું કે આપે (એક મુરીદને) પોતે આપેલી તવજજુહ ઓળખી લીધી.



## હિકમત (ઈલાજ, અક્કલ, વિજ્ઞાન, આયુર્વેદ) વિષે ઈરશાદ

હિકમત વિષે મેં અરજ કરી કે :

"તેના વિષે શું હુકમ છે ?

એ કરવું જાઈઝ છે કે નથી ? "

આપે ફરમાવ્યું :

مَا خَلَقْنَا السَّمَآءَ وَالْاَرْضَ وَمَا بَيْنَهُمَا بَاطِلاً ط
(سورة'ص':۲۷)

[અમે જમીન અને આસમાન તથા જે કંઈ તેના દરમિયાન છે તેને બેકાર પૈદા કર્યું નથી.]

## ૯ વલીની સિફતો

એક વખત મેં ગુઝારિશ કરી કે :

"આ દૌરના વલી કયા પ્રકારના છે ? "

આપે ફરમાવ્યું :

"ઓછું ખાનારા અને ઓછું બોલનારા હોય છે."

## ૧૦ અમારી પાસે બિદઅતી લોકો અને કૂતરા પાળનારાઓ માટે કોઈ જગા નથી

એક વખત હું હઝરતની ખિદમતે અકદસમાં હાજર હતો કે ચિશ્તી પીર ઝાદહ વંશનો એક શખ્સ જે પોતાને પીર અથવા શયખ કહેતો હતો, તે એક પત્ર લઈને માત્ર એટલા માટે હાજર થયો કે હઝરતની કદમ બોસી થઈ શકે અને આવવા–જવાનો સિલસિલો ચાલુ રહે.

આપે :

ન આ પત્ર વાંચ્યો,
ન કોઈ જવાબ આપ્યો અને
ન જ કોઈ સલામ અને પયગામ મોકલ્યો.

આ બાબત પર આ નાચીઝે ગુઝારિશ કરી કે :

"હઝરત કિબ્લહ ! મને હૈરત થઈ કે આપે પત્રનો જવાબ તો શું કોઈ ઝબાની પયગામ પણ મોકલાવ્યો નહિ. એમાં કંઈ હિકમત છે ? "

આપે ફરમાવ્યું :

"જો જવાબ લખતે અથવા સલામ મોકલાવતે તો એનાથી

પરિચય થતે. પરિચય પછી તેમનું અહીં આવવા–જવાનું શરૂ થતે. તેઓમાં બિદઅતના રિવાજો પણ છે, કૂતરાઓ પણ પાળે છે અને અમારી પાસે બિદઅતી લોકો અને કૂતરા પાળનારાઓ માટે કોઈ જગા નથી. આપણે આ પ્રકારના પીરોની ખિદમત કરવી જોઈએ નહિ.

આનાથી તેઓ ખરેખર હતાશ પણ થશે, ફરિયાદો પણ કરશે, પરંતુ અમારા માટે આ બધું તેમની કોઈ ખિદમત કરવા કરતાં બેહતર અને શ્રેષ્ઠ છે."

## ૧૧ અલ્લાહ તઆલા સિવાય બીજું કોઈ પણ પોતાની મરજી પ્રમાણે કરવા શક્તિમાન નથી

એક દિવસ આપે આ હિકાયત સંભળાવી કે :

હઝરત સુલતાનુલ આરિફીન (બાયઝીદ બુસ્તામી રહમતુલ્લાહિ અલયહિ)ના ઝમાનામાં એક શયખ હતા.

તે શયખથી તેમના મુરીદે હજમાં જવાનો ઈરાદો પોતાના મુરશિદની સામે જાહેર કર્યો.

તે શયખે પોતાના મુરીદને હિદાયત આપી કે હજમાં જવા પહેલાં હઝરત સુલતાનુલ આરિફીન (બાયઝીદ બુસ્તામી)ની ઝિયારત જરૂર કરતા જશો.

જયારે આ મુરીદ હઝરત સુલતાનુલ આરિફીન બાયઝીદ કુદ્દિસ સિર્રુહૂની ખિદમતમાં હાજર થયો તો તેનાથી પૂછયું કે :

"પોતાના શયખના અવસાફ (ગુણો)માંથી કંઈક બયાન કરો."

આ વાત પર તે મુરીદે કહ્યું કે :

"એક દિવસ મારા મુરશિદે ફરમાવ્યું :

જો અલ્લાહ તઆલા આખી દુનિયાના લોકોનો ખોરાક મને સોંપી દે, તે પછી જમીનને ખુશ્ક કરી દે, વરસાદ પણ ન વરસે, સખત દુકાળ પડી જાય, તે છતાં પણ મને આ ખૌફ નહિ રહેશે કે તેઓ ક્યાંથી ખાશે."

હઝરત સુલતાનુલ આરિફીને ફરમાવ્યું :

"સુબ્હાનલ્લાહ ! આ બુઝુર્ગ મુશરિક છે."

મુરીદ પાછો પોતાના મુરશિદની ખિદમતમાં હાજર થયો અને આખી વાતચીત જણાવી.

તેના મુરશિદે પત્ર લખીને હઝરત બાયઝીદથી એ વિષે પૂછપરછ કરી.

હઝરત ખ્વાજા બાયઝીદે જવાબમાં લખ્યું કે :

"બાયઝીદ (રહમતુલ્લાહિ અલયહિ) કંઈ પણ નથી, જેઓ એનો જવાબ લખી શકે."

એમાં આ જવાબ આવી જ ગયો કે અલ્લાહ તઆલાની હસ્તી સિવાય બીજી કોઈ પણ હસ્તી નથી જે (આ દુનિયામાં પોતાની મરજીથી) કંઈ કરી શકે.

## ૧૨ હકની હંમેશા મુખાલિફત થતી રહે છે

મેં પોતાના કામિલ મુરશિદથી પૂછ્યું કે :

"હું જ્યાં પણ રહૂં છું, ત્યાંના લોકો મારા દુશમન બની જાય છે અને મને તકલીફો આપે છે."

જવાબમાં ઈરશાદ થયું કે :

“દરેક નબી (અલયહિસ્સલામ)ના પણ વિરોધી હતા અને તેમને દરેક પ્રકારની તકલીફો આપતા હતા.”

وَكَذٰلِكَ جَعَلْنَا لِكُلِّ نَبِيٍّ عَدُوًّا مِّنَ الْمُجْرِمِيْنَ

(سورۃ فرقان:٣١)

[અને એવી જ રીતે નબીના માટે તેમના વિરોધીઓ પૈદા કરવામાં આવ્યા.]

જાણે હકનો હંમેશા વિરોધ થતો રહ્યો છે.

## ૧૩ કુતુબના બે પ્રકારો

મેં આપથી પૂછયું કે :

કુતુબ કેટલા છે ?

ઈરશાદ ફરમાવ્યો કે :

“એક તો કુતુબુલ મદાર છે, જેનાથી અલ્લાહ તઆલાના તમામ કામ રુજૂઅ થાય છે. દાખલા તરીકે : મખ્લૂકની રોઝી, વરસાદનું વરસવું, બાદશાહો અને ફરિશ્તાઓના કામ વગેરે.

બીજો કુતુબુલ ઈરશાદ છે. કયારે આવું પણ થાય છે કે મદારિયત અને ઈરશાદિયત એક જ હસ્તીમાં શામિલ થઈ જાય છે.”

## ૧૪ ગવસ એક જ હોય છે

મેં આપથી પૂછયું કે :

‘કોઈ દૌરમાં ગવસ એક હોય છે અથવા એકથી વધુ હોય છે ? ’

આપે ફરમાવ્યું કે :

"એક જ હોય છે."

## (૧૫) એક આયત શરીફનો મકસદ

મેં અરજ કરી કે :

قُلْ سِيْرُوْا فِى الْاَرْضِ ثُمَّ انْظُرُوْا
كَيْفَ كَانَ عَاقِبَةُ الْمُكَذِّبِيْنَ ط (سورۂ انعام:۱۱)

[આપ ફરમાવી દો કે દેશમાં હરો ફરો. પછી જુઓ કે જુઠાડનારાઓનું કેવું પરિણામ આવ્યું ? ]

એ આયતનો સુલૂકવાળાઓ માટે શું મતલબ છે ?

આપે ફરમાવ્યું કે :

"એક જગ્યા બેસીને દિલની આંખ વડે આખી કાઈનાતને જુએ."

## (૧૬) અલ્લાહ તઆલા જેને ચાહે છે તેને પોતાના સિવાય બીજાનો મોહતાજ નથી કરતો

તે પછી મેં પૂછયું :

"હું જયારે પણ કોઈની પાસે કોઈ વસ્તુ ઉધાર માંગૂં છું તો તે ઈન્કાર કરી દે છે અને તે વસ્તુ મને મળતી નથી."

જવાબમાં આ ફારસી કાવ્યપંક્તિ ઈરશાદ ફરમાવી :

**હર કેરા ખ્વાહદ ખુદા,**
**ગરદી ન કરદન દીગરાં.**

[જેને અલ્લાહ તઆલા ચાહે છે, તેને કોઈ બીજાના આગળ પોતાના સિવાય મોહતાજ નથી કરતો.]

## ૧૭ મુઅમિન ગયરતમંદ છે

મેં અરજ કરી કે :

"મારામાં ગયરત (ખુદ્દારી, આત્મસમ્માન) ઘણી વધારે છે. તેનું શું કારણ છે ? "

તેના જવાબમાં આ હદીસ શરીફ ઈરશાદ ફરમાવી કે :

اَلْمُؤْمِنُ غَيُّوْرًا وَاَنَا غَيُّوْرٌ وَاللّٰهُ اَغْيَرُ مِنِّى

[મુઅમિન ગયરતમંદ છે. હું પણ (નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ગયરતમંદ છું અને અલ્લાહ તઆલા મારાથી વધુ ગયરતમંદ છે.]

## ૧૮ આરિફોની પાસે અલ્લાહ તઆલાના સિવાય બીજી કોઈ ચીઝની કોઈ હકીકત નથી

મેં અરજ કરી કે :

આરિફોને કયું કામ સોંપેલું છે ?

જવાબમાં આપે ફરમાવ્યું :

[આ રાહમાં અક્કલને ઘણી મુશકેલીઓ પેશ આવે છે. આરિફોની પાસે અલ્લાહ તઆલાના સિવાય બીજી કોઈ પણ ચીઝની કોઈ હકીકત નથી.]

જાણે તેમનો મકસૂદ (ધ્યેય) માત્ર અલ્લાહ તઆલા છે.

# ૧૯ જાહિલને કુતુબનો દરજજો મળે કે નહિ

એક દિવસ મેં અરજ કરી કે :

"અલ્લાહ તઆલા કોઈ જાહિલ અથવા અભણ શખ્સને કુતુબનો દરજજો આપે છે કે નહિ ?"

આપે ફરમાવ્યું કે :

"ઝાહિરી ઈલ્મ ન હોવા છતાં જો કોઈને આ દરજજો મળે તો દુરુસ્ત છે.

જેવી રીતે અગાઉના સમયોમાં અલ્લાહ તઆલાએ એક અભણ શખ્સને 'કુતુબુલ મદાર' બનાવ્યો હતો.

ફરિશ્તાઓને ઈર્ષા થઈ કે આ તો ઝાહિરમાં ભણેલો નથી. તેમ છતાં આ હોદ્દા પર કેવી રીતે નિયુકત થયો ?

આપસમાં મશ્વરહ કર્યો કે અલ્લાહ તઆલાથી ઈજાઝત લઈને અભણ કુતુબની સાથે બહસ (ચર્ચા) કરીએ.

અલ્લાહ તઆલાથી ઈજાઝત લઈને આપસમાં નક્કી કરીને ફરિશતાઓએ તે અભણ કુતુબને પૂછયું કે :

"સીના પહાડ પર હઝરત મૂસા અલયહિસ્સલામ શા માટે બેહોશ થઈ ગયા હતા ?"

તે બુઝુર્ગે જવાબ આપ્યો કે :

"મેં ઈલ્મ હાસિલ કર્યો નથી કે જેથી એનો જવાબ આપી શકું અથવા કોઈ બયાન કરી શકું."

તે પછી તે બુઝુર્ગ ઈસ્તિગરાકમાં ગુમ થઈ ગયા અને ફરમાવ્યું :

"આ સવાલ જ નથી."

આ વાત પર ફરિશ્તાઓને તસલ્લી થઈ.

હઝરત સુલતાનુલ અવલિયા કુદ્દિસ સિર્રુહૂએ ફરમાવ્યું કે :

"અલ્લાહ તઆલા કોઈને આ પ્રકારનો ઈલ્મ આપે તો તેમાં કંઈ નવાઈ નથી."

## ૨૦ ઈન્સાન ઈન્સાનને ઓળખતો નથી !

એક વખત મેં ગુઝારિશ કરી કે :

"શું આ પણ કિયામતની નિશાનીઓ છે, જે અનુસાર ત્રણ વસ્તુઓ ઈન્સાનોની જેમ થઈ જશે :

પહેલું : ખાવું–પીવું, સૂવું–ઉઠવું અને બેસવું વગેરે.

બીજું : ઈન્સાનોની જેમ મોહતાજ થઈ જવું અને

ત્રીજું : હસબ અને નસબ (વંશ અને કુળ), અવલાદની વિપુલતા, જેના કારણે કોઈ કોઈને ઓળખી શકશે નહિ, પરંતુ આ કૈફિયતમાં પણ વલી, વલીને ઓળખી જશે."

આ વાત પર આપે એક હિકાયત બયાન ફરમાવી કે :

હઝરત બાયઝીદ (રહ.) એક દિવસ બુસ્તામ શહેરમાં આવ્યા.

લોકોએ બાદશાહને ખબર આપી કે :

તે પાગલ શખ્સ જે લોકોને ઠગે છે તે શહેરમાં આવ્યો છે.

બાદશાહે હુકમ આપ્યો કે :

શહેરના છોકરાઓથી કહો કે તેને પથ્થર મારી મારીને શહેરથી બહાર કાઢી મૂકે.

આ વાત પર લોકો અને છોકરાઓએ આપને એટલા પથ્થર માર્યા કે તેમની પેશાની મુબારક ઝખમી થઈ ગઈ અને બાયઝીદ લોહી વહાવતા વહાવતા પાછા જંગલના તરફ ચાલ્યા ગયા. તે જંગલમાં અવલિયાની એક જમાઅત રહેતી હતી. જયારે તેમને આ બનાવની ખબર થઈ તો તેઓ બાયઝીદની શોધમાં નીકળી પડયા. અચાનક તે જમાઅતની સામે એક મોટો કાળો સાંપ નીકળી આવ્યો. એમ લાગી રહ્યું હતું કે તે સાંપ ઘણો જ પરેશાન છે અને કોઈ વસ્તુની શોધમાં છે.

જમાઅતે તેને પૂછયું કે :

“તમે આટલા પરેશાન શા માટે છો અને કોની શોધમાં છો ? ”

સાંપે જવાબ આપ્યો કે :

“હું સુલતાનુલ આરિફીનની તલાશમાં છું.”

જમાઅતે તેમને પૂછયું :

“શું તમે એમને ઓળખો છો ? ”

સાંપે જવાબ આપ્યો કે :

“તમે લોકો એવા અંધ થઈ ગયા છો કે પોતાના સજાતિયને પણ ઓળખી શકતા નથી અને તેને ઝખમી કરી દીધા છે.”

## ૨૧ સાચો મુરશિદ કોને કહી શકાય ?

મેં પૂછયું કે :

“મુરશિદ કોને કહે છે ? ”

આપે ફરમાવ્યું :

“મુરશિદ તે છે જે :

સમુદ્રની જેમ ઊંડો હોય,
ઝાહિરી અને બાતિની ઉલૂમમાં એક જગ્યાએ રોકાયેલો ન હોય,
એમનો તાલિબ કોઈ એક મંઝિલ પર અટકેલો ન હોય,
દરેક સમયે કોઈની મદદમાં હોય,
અહીં સુધી કે તે કિયામતમાં પણ પોતાના મુરીદના માટે શફાઅતકર્તા હોય.''

તે પછી આપે એક હિકાયત બયાન ફરમાવી કે :

''એક મુરશિદે પોતાના મુરીદને ૧૦૦ (એકસો) રૂપિયા આપીને કોઈ કામ માટે શહેરમાં રવાના કર્યો.

મુરીદ જયારે શહેરમાં પહોંચ્યો તો તેને ત્યાં એક ખૂબસૂરત ધંધાદારી અવરત (વેશયા) દેખાઈ. મુરીદે ફેસલો કર્યો કે તે ૧૦૦ (એકસો) રૂપિયા આપીને એક રાત તે ધંધાદારી અવરતની સાથે વીતાવશે.

રાત્રે જયારે તે અવરતની પાસે પહોંચ્યો અને તેની સાથે મળવાનો ઈરાદો કર્યો તો દીવાલમાંથી એક હાથ નીકળ્યો અને મુરીદના મુખ પર જોરદાર તમાચો માર્યો !

અવરત ગભરાઈ ગઈ.

તેણે પેલા શખ્સને કહ્યું કે :

ખરેખર તમે કોઈ કામિલ મુરશિદના મુરીદ છો. આ તમારા પૈસા લો, તમે ભલે ખરાબ થાઓ, પરંતુ મને ખરાબ ન કરો.''

મુરીદ જયારે (મુરશિદનું બતાવેલું) કામ કરીને મુરશિદની ખિદમતમાં હાજર થયો તો મુરશિદે તેને કહ્યું કે :

''શું તમે મને બાળક સમજયા હતા કે મને તમારા ખરાબ

કામની જાણ ન થશે. ખબરદાર ! ભવિષ્યમાં કયારે પણ આવા ખરાબ કામો માટે વિચારશો પણ નહિ. શું આ પૈસા હરામ હતા, કે હરામ કામમાં બરબાદ થઈ જાય ? ''

## ૨૨ ઈબાદતમાં ખતરો મેહસૂસ થવાનું કારણ

મેં અરજ કરી કે :

"હુઝૂર ! (ઈબાદતમાં) મશગૂલ થવા અગાઉ હું પોતાના દિલમાં કોઈ ખતરો મેહસૂસ કરતો ન હતો. હવે મુરાકબહના સમયે અસંખ્ય ખતરાઓ મેહસૂસ કરું છું. એમાં કઈ હિકમત છે ? ''

હઝરતે ફરમાવ્યું કે :

"જંગલમાં અસંખ્ય ગીધ, સુવ્વર (ભૂંડ) અને બીજા હિંસક પશુઓ કોઈની બીક વિના શિકાર કરે છે અને ઊંઘી જાય છે, પણ આ જ જંગલમાં જયારે વાઘ આવીને ગરજે છે તો જંગલના તમામ જાનવરો આમ–તેમ ભાગવા લાગે છે. એ જ કારણે જયારે ઈન્સાનના વુજૂદમાં 'ઈસ્મે ઝાત' જાહેર અથવા પૈદા થાય છે તો એવા ખતરાઓ દોડવા–ભાગવા લાગે છે, જેમ કે વાઘના આવવા પર બીજા જાનવરો ભાગે છે."

## ૨૩ મુરશિદ સાથેનો સંબંધ મજબૂત સાંકળ જેવો હોય છે

એક વખત આપે ફરમાવ્યું કે :

- જયારે મુરીદ પહેલી વખત મુરશિદની પાસે આવે છે તો તેના પર પોતાની મનેચ્છાઓનો ગલબહ હોય છે.
- તે પછી મુરશિદની મુહબ્બતથી તેમાં તલબ પૈદા થાય છે.

- મુરશિદ સાથે મુરીદનો પહેલો સંપર્ક કાચા દોરાની જેમ હોય છે.
- તે પછી લોખંડની સાંકળની જેમ બની જાય છે.
- જો મુરીદ તેને તોડવાની કોશિશ કરે તો પણ આ સાંકળ તૂટશે નહિ.

## (૨૪) મુરીદની નાપાકી મુરશિદની મદદથી દૂર થાય છે

મેં અરજ કરી કે :

"ક્યારેક મુરશિદના માટે મુરીદના દિલમાં ગૈરવાજબી અને અયોગ્ય વિચારો પૈદા થાય છે, તેના કારણો શું છે ?"

આપે ફરમાવ્યું કે :

"આ મુરીદના વુજૂદની નાપાકી છે, જે જાહેર થઈ જાય છે અને તેનાથી મુરીદ પરેશાન થાય છે અને આ નાપાકી માત્ર મુરશિદની મદદથી દૂર થઈ જાય છે."

## (૨૫) અલ્લાહ તઆલાની તલબ માત્ર મર્દ જ કરી શકે છે

મેં પૂછયું કે :

"અલ્લાહ તઆલાની સંપૂર્ણ તલબ કોણ કરી શકે ?"

જવાબમાં આપે ફરમાવ્યું :

"નામર્દ (કાયર)થી કંઈ પણ થઈ શકતું નથી. ચોરી અને ધાડ જેવા ગુનાહો પણ નામર્દ કરતા નથી. એ જ પ્રમાણે અલ્લાહ તઆલાની તલબ પણ માત્ર મર્દ જ કરી શકે છે."

## ૨૬ દુન્યવી સંબંધો સાચા તાલિબ માટે રુકાવટ બનતા નથી

મેં અરજ કરી કે :

"શું દુન્યવી સંબંધો અલ્લાહ તઆલાની યાદથી દૂર રાખી શકે ? "

જવાબમાં આપે ફરમાવ્યું કે :

"મર્દને કોઈ પણ વસ્તુ રોકી શકતી નથી, અહીં સુધી કે બાળક, પત્ની અને મા પણ અલ્લાહ તઆલાની યાદથી રોકી શકતા નથી."

સૂરએ 'મુનાફિકૂન'માં અલ્લાહ તઆલાનો ઈરશાદ છે :

يَآأَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَاتُلْهِكُمْ اَمْوَالُكُمْ وَلَآاَوْلَادُكُمْ
عَنْ ذِكْرِ اللّٰهِ ج وَمَنْ يَّفْعَلْ ذٰلِكَ فَاُولٰٓئِكَ
هُمُ الْخٰسِرُوْنَ ط (سورۂ منافقون:۹)

[હે ઈમાનવાળાઓ ! તમારો માલ અને તમારી અવલાદ તમને અલ્લાહ તઆલાની યાદથી ગાફિલ કરવા પામશે નહિ અને જે કોઈ એવું કરશે તો તે લોકો જ નુકસાનમાં પડનાર છે.]

## ૨૭ મર્દ પર માત્ર કોશિશ કરવું વાજિબ છે

મેં અરજ કરી કે :

"મર્દ (હકના તાલિબ) પર શું વાજિબ છે ? "

આપે ફરમાવ્યું કે :

"મર્દના માટે માત્ર કોશિશ કરવું વાજિબ છે."

وَاَنْ لَّيْسَ لِلْاِنْسَانِ اِلَّا مَا سَعٰى ط (سورهٔ'نجم':۳۹)

[ઈન્સાનને કોશિશના સિવાય બીજું કંઈ પણ મળ્યું નથી.]

## ૨૮ શિકાયત વગર સબર કરો

મેં પૂછયું કે :

"હકના તાલિબને લોકો શા માટે તંગ અને પરેશાન કરે છે ?"

આપે ફરમાવ્યું કે :

"જો હકની તલબમાં તકલીફો ન મળે તો તે એક જગ્યાએ અટકી જશે, આગળ વધવાની કોશિશ કરશે નહિ. જેથી તાલિબને આ તકલીફો આપીને આગળ વધવાની તલબ આપવામાં આવે છે અને મખ્લૂકથી બેઝાર કરવામાં આવે છે. તાલિબના માટે દુનિયાનો વ્યવહાર બિન અનુકૂળતાનું નિમિત્ત બની જાય છે. તાલિબની હાલત બિન અનુકૂળ બની જાય છે."

આપણા નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ફરમાને ઈલાહી છે :

فَاصْبِرْ صَبْرًا جَمِيْلًا ط (سورهٔ'معارج':۵)

[પાછા સબ્ર કરો અને બેહતરીન સબ્ર કરો.]

અને કોઈ આરિફે કહ્યું છે કે :

**"શિકાયત વિના સબર કરો જેથી તમે બેહતર થાઓ, હે દોસ્ત ! કોઈની સામે શિકાયત ન કરો."**

## ૨૯ ચહિતા લોકો દુશમન કેમ બની જાય છે ?

મેં અરજ કરી કે :

"હું જેને વધુ ચાહું છું, ભલે તે પત્ની, અવલાદ અથવા ખાનદાનના સભ્યો હોય, (તેઓ) દુશમન બની જાય છે અને મારાથી નફરત કરે છે. એના કયા કારણો છે ? "

આપે ઈરશાદ ફરમાવ્યો :

"સંબંધો આ જ અનુમાનથી તૂટે છે, એમાં તેમનો કોઈ વાંક નથી. તાલિબના માટે એવું કરાવવામાં આવે છે જયારે અલ્લાહ તઆલા કોઈ બંદાને પસંદ કરે છે તો આ પણ થાય છે."

## 30 નફસને ખૂશ કરવાની કોશિશથી મુસીબત આવે છે

હું એક વખત મુરાકબહમાં હતો કે અચાનક બેસુકૂનીની કૈફિયત પૈદા થઈ.

દિલમાં ખ્યાલ કર્યો કે બહાર જઈને હરી–ફરીને આવું અને પછી આવીને મુરાકબહમાં બેસું.

આ ખ્યાલથી બહાર નીકળ્યો તો અચાનક સરકારી વ્યવસ્થાપકોએ મને પકડી લીધો અને મફતની મહેનતમાં લગાવી દીધો. એક વજનદાર ટોપલો મારા માથા પર મૂકી દીધો અને કોડા પણ માર્યા. જવાનું પણ દૂર હતું, એટલે વજનથી ઘણો હયરાન અને પરેશાન થયો. અચાનક તે વ્યવસ્થાપકોમાંથી એકના પેટમાં સખત દુઃખાવો થયો.

અલ્લાહ તઆલાએ તેમના દિલોમાં આ વાત નાંખી કે :

"આ કોઈ અલ્લાહવાળો ફકીર છે."

એટલે તે લોકોએ મને છોડી મૂકયો.

જયારે હું પાછો આવ્યો તો હઝરત મુરશિદ (હઝરત સુલતાનુલ અવલિયા ખ્વાજા મુહમ્મદ ઝમાં કુદિસ સિર્રુહૂ) મસ્જિદમાં તશરીફ ફરમા હતા.

મને જોઈને મુસ્કુરાવા લાગ્યા અને એક હિકાયત ફરમાવવા લાગ્યા કે :

"એક ગીધ ફરી રહ્યું હતું. તેની એક મેદાન પર નજર પડી.

તેણે દિલમાં કહ્યું કે :

"વાહ ! દોડવા–ફરવા માટે કેવું સારું મેદાન છે."

તેનું આટલું વિચારવું હતું કે તેણે દૂરથી શિકારી કૂતરાઓને આવતા જોયા.

ગીધે મનમાં કહ્યું :

વાહ ! અલ્લાહ તઆલાએ પણ મઝાનો મંઝર બતાવ્યો. મેં તો મઝાક કરી હતી પરંતુ તેણે સાચું કરી બતાવ્યું."

હઝરતની આ હિકાયતથી મેં આ અનુમાન કર્યું કે હું પોતાના નફસની ખૂશીના માટે બહાર નીકળ્યો હતો એટલા માટે આ તકલીફ પેશ આવી.

## ૩૧ અલ્લાહ તઆલા સર્વશક્તિમાન છે

હઝરતે એક દિવસ ફરમાવ્યું કે :

એક દુરવેશ ઝાડના નીચે બેઠો હતો. દુરવેશે પોતાના શરીરની તરફ જોયું તો તેને પોતાની બગલોના વાળ અને હાથ–પગના નખ મોટા થયેલા દેખાયા.

એટલે તેણે કહ્યું કે :

"યા અલ્લાહ ! હું એવો ગરીબ થઈ ગયો છું કે મને ન અસ્તરો પ્રાપ્ત છે અને ન જ નખ કાંપનારી કોઈ વસ્તુ કે જેના વડે હું પોતાની શરઈ હાજત પૂરી કરી શકું."

તેનું આટલું કહેવું હતું કે તેણે જોયું કે :

આખું ઝાડ સોનાનું બની ગયું છે.

એટલે તે દુરવેશે કહ્યું કે :

"યા અલ્લાહ ! હું તો ગમ્મત કરતો હતો, પરંતુ તમે તે બધું જ કંઈ કરી બતાવ્યું જે મેં કહ્યું હતું. બધી વસ્તુઓ છાયા સમાન છે અને તારા કબ્જામાં છે."

## ૩૨ ઈન્સાનની હકીકત શું છે ?

મેં અરજ કરી કે :

"ઈન્સાનની હકીકત શું છે ? "

આપે ફરમાવ્યું કે :

"જયારે કોઈ અશકત અને કમઝોર ઈન્સાન કોઈ વજનદાર વસ્તુ પોતાના માથા પર ઉઠાવે છે તો લોકો તેને જોઈને કહે છે કે :

"જુઓ ! જાહિલ માણસે પોતાની ઝાત પર શું ઝુલ્મ કર્યો છે કે પોતાની શકિતથી વધુ વજન ઉઠાવે છે."

## 33 હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પછી 'કુતુબે ઝમાં'નો મરતબો મેળવનારા બુઝુર્ગો

મેં અરજ કરી કે :

"અલ્લાહ તઆલાના પૈગમ્બર હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પછી કુતુબે ઝમાં હસ્તી કોણ થઈ ?"

- આપે નકશબંદી તરીકાનો સિલસિલો શરૂ કર્યો.
- જયારે આપ હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિ સુધી પહોંચ્યા તો મેં તેનાથી આગળ પૂછયું.
- તે પછી હઝરત ખ્વાજા શયખ અબૂલ મસાકીન સુધી આવ્યા અને ખામોશ થઈ ગયા. બીજું કોઈ નામ લીધું નહિ.

એટલે મેં અરજ કરી કે :

"તેમના પછી ?"

આપે ફરમાવ્યું કે :

"તે જે તમારી સામે છે અને તમારાથી વાતચીત કરી રહ્યા છે અથવા જેની સાથે તમે વાતચીત કરી રહ્યા છો."

## ૩૪ શાહ અબ્દુલ લતીફ ભટાઈ રહમતુલ્લાહિ અલયહિનો મરતબો

મેં અરજ કરી કે :

"શાહ અબ્દુલ લતીફ ભટાઈ રહમતુલ્લાહિ અલયહિની ઘણી વધારે તા'રીફ સાંભળવામાં આવી છે, તેમનો મરતબો શું છે ?"

આપે ફરમાવ્યું કે :

"હઝરત શાહ સાહબ અમારી તલબમાં અહીં તશરીફ લાવ્યા હતા. તેમને કહેવામાં આવ્યું કે લોકોને છોડી દો તો તમોને રસ્તો બતાવીશું, પણ તેઓ આ હિમ્મત કરી શકયા નહિ. અલબત્ત, તેમને પણ તમારી જેમ ઝિક્રે કલ્બી હાસિલ હતું."

[બન્ને બુઝુર્ગોની મુલાકાતની વિગતો પાંચમાં વિભાગમાં આવી ગઈ છે.]

## ૩૫ લુવારી શરીફ સિવાય વધારે ફયઝ બીજી કોઈ જગ્યાએ નથી

મેં અરજ કરી કે :

“પરિયા લવ’ કસ્બામાં મખ્દૂમ મુહમ્મદ ઈસ્માઈલ નામના એક વલીનું નામ સાંભળવામાં આવે છે, શું તેમની પાસે (આપના કરતાં વધારે) ફયઝ છે ? ”

આપે ફરમાવ્યું :

“અમે તેમને ઓળખીએ છીએ. આ મકાન (લુવારી શરીફ) સિવાય બીજી કોઈ જગ્યાએ એનાથી વધુ ફયઝ મવજૂદ નથી. જો કોઈ જગ્યાએ વધુ ફયઝ મળવાની આશા હોત તો હું કયારે પણ (આ ફયઝ હાસિલ કરવાથી) મુરીદોને મના કરતે નહિ. એક વલી જ બીજા વલીને ઓળખી શકે છે.”

## ૩૬ કાઝી બનવું હઝરતને પસંદ ન હતું

મેં ગુઝારિશ કરી કે :

“કાઝી બનવું કેવું છે ? અર્થાત્ સારું છે કે નથી ? ”

આપે ફરમાવ્યું કે :

“મારા મંતવ્યમાં કાઝી બનવું મુનાસિબ નથી. જો કોઈ બનવા ચાહે તો પોતાના ઈખ્તિયાર પર થઈ શકે છે. પરંતુ ફકીરની રઝા કઝામાં હોતી નથી. અર્થાત્ હું પોતાના દુરવેશો માટે કાઝી

થવા પર રાઝી નથી.''

## ૩૭ પોતે મુફતી બની જવું ન જોઈએ

મેં અરજ કરી કે :

''અમુક વખતે મારા ગામમાં કેટલાક લોકો મને વિવિધ મસઅલા વિષે પૂછે છે, હું તેમને એ મસઅલાઓનો જવાબ આપું કે નહિ ? ''

આપે ફરમાવ્યું કે :

''પોતે મુફતી બની જવું જોઈએ નહિ, અલબત્ત આ રીતે જવાબ આપવામાં કોઈ વાંધો નથી કે :

આ મસઅલા માટે ફલાણી કિતાબમાં આ પ્રમાણે લખવામાં આવ્યું છે. એથી આગળ આપને ઈખ્તિયાર છે.''

## ૩૮ અમ્બિયા અલયહિમુસ્સલાતુ વસ્સલામના સાચા વારસદાર કોણ ?

મેં પૂછયું કે :

''ઝાહિરી ઈલ્મના આલિમો કહે છે અમે અમ્બિયાએ કિરામ (રિદવાનુલ્લાહિ અલયહિમ અજમઈન)ના વારસદારો છીએ.''

શું એમનું કહેવું સાચું છે ?

આપે ફરમાવ્યું કે :

''(એ લોકોએ) આ કયો વારસો હાસિલ કર્યો છે ? એવા વિરોધાભાસી મસઅલાઓ પૈદા કરીને તેઓ અલ્લાહ તઆલાની મખ્લૂકને તકલીફ આપે છે. અમ્બિયાએ કિરામના વારસદારો

તેઓ છે જેમણે પૈગમ્બરોની કૈફિયતોને હાસિલ કરી છે.''

## ૩૯ હુકમ અદબના કરતાં બુલંદ હોય છે

એક વખત આપે પોતાની મોજડી આ ખાદિમને (મને) પહેરવા માટે આપી.

મેં અરજ કરી કે :

''જો ઈજાઝત હોય તો હું એનાથી પોતાના માટે ટોપી બનાવડાવી લઉં, કારણ કે એને પગમાં પહેરવું બેઅદબી છે.''

આપે ફરમાવ્યું કે :

''હુકમ, અદબના કરતાં બુલંદ હોય છે.''

## ૪૦ કામિલ મુરશિદના બે મુખ હોય છે

મેં અરજ કરી કે :

''મુરશિદ તો હંમેશા અલ્લાહ તઆલાની તરફ રુજૂઅ રહે છે, તો મખ્લૂકની તરફ કેવી રીતે મુતવજિજહ થઈ શકે છે ? ''

આપે ફરમાવ્યું કે :

''કામિલ મુરશિદ બે મુખવાળા હોય છે.
તેઓ એક તરફ તો અલ્લાહ તઆલાની તરફ રુજૂઅ રહે છે અને બીજી તરફ મખ્લૂકની તરફ મુતવજિજહ રહે છે.''

## ૪૧ મુરીદની હાલત મુરશિદને અનેક રીતે મા'લૂમ થાય છે

મેં અરજ કરી કે :

"મુરીદની હાલત મુરશિદ પોતે જુએ છે કે ફરિશ્તાઓ મારફતે મા'લૂમ કરે છે ? "

આપે ફરમાવ્યું કે :

"તેમને (પોતાના મુરીદોની હાલત) અનેક રીતે મા'લૂમ થાય છે."

## ૪૨ તાલિબને મુરશિદ મારફતે મળેલા ઝિક્રનું મોત પછી મહત્ત્વ

તાલિબની નિસબતથી ફઝીલતના માટે મેં આપથી મા'લૂમ કર્યું તો આપે ફરમાવ્યું કે :

મુરીદને મુરશિદના મારફતે મળેલો ઝિકર તેની સાથે :

- કબરમાં પણ હશે બલકે તેની માટી અને હાડકાંઓમાં પણ હશે.
- કિયામતના દિવસે પણ હશે.
- જન્નતમાં પણ સાથે રહેશે.
- બલકે (તેની સાથે ઝિક્ર) હંમેશા રહેશે અને કયારેય ખતમ ન થશે.
- કિયામતના દિવસે જયારે તેનું નામ લેવામાં આવશે અને આ'માલ તોલવામાં આવશે ત્યારે ઓછા અમલવાળા તાલિબને જોઈને ફરિશ્તાઓ કહેશે કે :

"ઓછા અમલ હોવા છતાં આ શખ્સ નેક ઈન્સાન કેવી રીતે બન્યો ? "

ત્યારે અલ્લાહ તઆલા ફરમાવશે કે :

"એનો રાઝ (રહસ્ય) મારી પાસે છે અને એના (આ'માલનું) દફતર પણ મારી પાસે છે."

અલ્લાહ તઆલા એનો મરતબો એટલો બુલંદ કરશે કે તમામ

મખ્લૂક હયરતમાં પડી જશે.

સુબ્હાનલ્લાહ ! કદાચ આપણે તે જૂથમાં આવીએ જેની જમાઅતના ગુણો આખી મખ્લૂકથી બુલંદ હોય.

## (૪૩) લોકોની વધારે આવ-જાથી સાલિકે બચવું જરૂરી છે

એક વખત મેં પૂછ્યું કે :

"લોકો સાલિકો તરફ શા માટે રુજૂઅ થાય છે ? "

આપે ફરમાવ્યું કે :

"તમામ વસ્તુઓ જેમાં ઈન્સાન પણ આવી જાય છે તે સાલિકની તરફ રુજૂઅ થાય છે, પરંતુ સાલિકને જોઈએ કે તે તમામ વસ્તુઓથી હટી અલ્લાહ તઆલાની તરફ મુતવજિજહ રહે."

**સરે મકસૂદ રા મુરાકબહ કુન,**
**નફસે અવકાત રા મુહાસબહ કુન.**

[પોતાનું માથું ખાસ મુરાકબહના મકસદના માટે જ રાખો, અને પોતાના નફસનો દરેક સમયે મુહાસબહ (હિસાબ) કરતા રહો.]

તે પછી એક હિકાયત બયાન ફરમાવી :

એક શહેરમાં એક દુરવેશ રહેતો હતો, પણ લોકોનું વધારે પડતું આગમન તેમની ઈબાદતમાં ખલેલ નાંખતું હતું. લોકોથી છૂટકારો હાસિલ કરવા માટે તેણે બાદશાહની ચોરી કરવાનો ઈરાદો કર્યો.

એક દિવસ સવારે બાદશાહનું ખેતર ખેડવા લાગ્યો. બાદશાહના ખેડૂતોએ તેને પકડી લીધો અને બાદશાહની સામે રજૂ કરીને કહ્યું કે :

આ ફકીર હંમેશા એ જ રીતે આપના ખેતરોમાંથી ચોરી કરે છે.

દુરવેશે પણ આ વાતનો સ્વીકાર કરી લીધો.

બાદશાહે તેને ગધેડા પર બેસાડીને મુખ કાળું કરીને શહેરની શેરીઓમાં ફેરવવાની સજા નક્કી કરી. ફકીરને સજા આપવામાં આવી. આ રીતે ફકીર આઝાદ થયો અને લોકોનું આગમન પણ બંધ થઈ ગયું. એ જ રીતે તે દુરવેશ લોકોના વધુ આવન–જાવનથી બચી ગયો.

એક બીજી હિકાયત બયાન ફરમાવી કે :

એક શખ્સ અલ્લાહ તઆલાની ઈબાદત માટે સમય કાઢી શકતો ન હતો. તેણે પોતાના મુરશિદથી આ વાતની ચર્ચા કરી.

મુરશિદે તેને કહ્યું કે :

"માલદારો પાસેથી કર્ઝ લઈને ગરીબ જરૂરતમંદોને કર્ઝ આપ."

જયારે તે દુરવેશે એવું કર્યું તો લોકોથી તેનો છૂટકારો થયો.

માલદારો કર્ઝ આપવાની બીકથી તેની પાસે જતા ન હતા અને ગરીબો કર્ઝ પાછું આપવાની બીકથી જતા ન હતા.

અને એ રીતે તે દુરવેશે લોકોની વધુ આવન–જાવનથી છૂટકારો મેળવ્યો.




## અમુક ફરિશ્તાઓ તહજ્જુદના સમયે ઝિક્ર કરનારને શોધવા માટે ફરે છે

હઝરતે એ પણ ફરમાવ્યું કે :

અમુક ફરિશ્તાઓ આ કામ માટે નક્કી છે જેઓ તહજ્જુદના સમયે શેરીઓ, શહેરો, મસ્જિદો અને ઘરોમાં ફરતા રહે છે અને શોધે

છે કે કોઈ માણસ અલ્લાહ તઆલાના ઝિક્રમાં (મશગૂલ) છે કે નથી ?

જયારે તેઓ કોઈ માણસને અલ્લાહ તઆલાના ઝિક્રમાં મશગૂલ જુએ છે તો એક બીજાને અવાજ આપે છે કે :

આવો ! જુઓ ! કે આ માણસ અલ્લાહ તઆલાના ઝિક્રમાં મશગૂલ છે. આવો ! કે તે માણસના આ કામને ખૂશીથી (તેની મંઝિલ સુધી) પહોંચાડીએ.



## ૪૫ શયતાનનું કમઝોર અને અશકત થઈ જવું

એક વખત હઝરતે ફરમાવ્યું કે :

હઝરત રિસાલતે મઆબ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે શયતાનને જોયો જે ઘણો જ પીળો, અશકત અને કમઝોર થઈ ગયો હતો.

તેને આપે પૂછયું કે :

“તને શું થઈ ગયું છે ? ”

શયતાને જવાબ આપ્યો કે :

“મને આ હાલત સુધી તે લોકોએ પહોંચાડયો છે જેઓ :

રાત્રે ઊઠીને અલ્લાહ તઆલાની ઈબાદત કરે છે.

ફજરની નમાઝ પછી ઈશરાકની નમાઝ સુધી અલ્લાહ તઆલાના ઝિક્રમાં મશગૂલ રહે છે.

જયારે તેઓ ઈશરાકની નમાઝ પઢે છે તો મારી જાળમાંથી નીકળી જાય છે.

એ જ ગમ અને દુઃખના કારણે હું એવો કમઝોર અને અશકત થઈ ગયો છું.”

## ૪૬ ફજરથી ઈશરાક સુધી અને અસરથી મગરિબ સુધીના સમયની પાબંદી

હઝરત પીર દસ્તગીર હઝરત સુલતાનુલ અવલિયા ખ્વાજા મુહમ્મદ ઝમાં કુદ્દિસ સિર્રુહૂને મેં જોયા કે :

આપ હંમેશા ઈશરાક પછી મસ્જિદથી બહાર તશરીફ લાવતા હતા અને ફરમાવતા હતા કે :

> "જો મા–બાપના જનાઝાઓ પણ મૂકેલા હોય તો પણ અસરથી મગરિબ અને ફજરથી ઈશરાક સુધીની મશગૂલિયતને છોડવી જોઈએ નહિ."

## ૪૭ મરવા પછી પણ તરક્કી થવી

મેં પૂછ્યું કે :

"મરવા પછી પણ તરક્કી થાય છે ? "

આપે ફરમાવ્યું કે :

"જો તલબમાં મરણ પામ્યો અને મરતા સમયે (ઈબાદતમાં) મશગૂલ હશે તો તરક્કી થશે."

## ૪૮ મુરશિદનું મુરીદનું વસીલો બનવું

એક વખત મેં આપથી પૂછ્યું કે :

"જો કોઈ મુરીદ મરી જાય અને મુરશિદ હયાત હોય તો મુરીદની શી હાલત થશે અથવા મુરશિદનો ઈન્તિકાલ થઈ જાય તો મુરીદનું શું થશે ? "

આપે ફરમાવ્યું કે :

- "જો મુરીદનો ઈન્તિકાલ પહેલાં થઈ જાય તો તેનો વસીલો મુરશિદ થશે, જે એને દર્સ આપે છે.
- જો મુરશિદનો ઈન્તિકાલ પહેલાં થઈ જાય તો મુરીદનો વસીલો ત્યાં અગાઉથી જ મવજૂદ હશે.
- અર્થાત્ મુરશિદ બન્ને હાલતમાં મુરીદનો વસીલો રહે છે અને બન્ને હાલતમાં મુરીદનો જ ફાયદો છે."

## ૪૯ ઈબાદત કરવા છતાં અલ્લાહ તઆલાનો વિસાલ (મેળાપ) નસીબ ન થવાના કારણો

મેં અરજ કરી કે :

"ઘણાં લોકો નમાઝ પઢે છે, કેટલાક લોકો સલાત, રોઝહ અને તસબીહમાં મશગૂલ રહે છે. દરેક અલ્લાહ તઆલાની તલબ કરે છે, પરંતુ તઅજ્જુબ છે કે તેમને અલ્લાહ તઆલાનો વિસાલ (મેળાપ) નસીબ થતો નથી. તેના કારણો શું છે ? "

આપે ફરમાવ્યું કે :

"તેના બે કારણો છે :

એક આ કે તેમની ઈબાદત (અલ્લાહ તઆલાના) વિસાલ (મેળાપ)ની તલબ માટે નથી.

બીજું તેમને તરક્કીની તરતીબ આવડતી નથી.

મુબ્તદી, મુન્તહીના [પ્રાથમિક તાલિબ, પરિપૂર્ણ (કામિલ) તાલિબના] જેવો ઝિક્ર કરે છે, એટલા માટે તે વિસાલની નેઅમતને હાસિલ કરી શકતા નથી. (બન્નેના મરતબા અને ઝિક્રમાં તફાવત છે.)

[સુલૂકની ઈબ્તિદા (શરૂઆત) કરનાર તાલિબને મુબ્તદી કહે છે.

સુલૂકની ઈન્તિહા (પરિપૂર્ણતા) કરનાર તાલિબને મુન્તહી કહે છે.]

## ૫૦ અધૂરાને વધુ ફયઝ આપવાથી નુકસાન થાય છે

મેં એક દિવસ અરજ કરી કે :

"કિબ્લહ ! એવી તવજ્જુહ ફરમાવો કે એક જ વખતમાં ઈન્તિહા (પરિપૂર્ણતા) સુધી પહોંચી જાઉં."

આપે ફરમાવ્યું કે :

"જો કોઈ નાકિસ (અધૂરા)ને (તેની હૈસિયત કરતાં) વધુ ફયઝ આપવામાં આવે તો તે બળીને ભસ્મ થઈ જશે."

## ૫૧ અલ્લાહ તઆલાને દરેક હાલતમાં યાદ રાખવું જોઈએ

મેં એક વખત અરજ કરી કે :

"દિલ કહે છે કે એકાંતવાસ અપનાવીને મુરાકબહ કરું."

આપે ફરમાવ્યું કે :

"જો અલ્લાહ તઆલાને જ યાદ કરવું મકસૂદ છે તો દરેક ઝાડ, છોડવા વગેરે બધું એકાંતવાસ માટે જ છે. જો તમારા અંદર કંઈક છે તો આખું જંગલ પણ એક વર્તુળ બની જાય છે. અલ્લાહ તઆલાને દરેક હાલતમાં યાદ રાખવું જોઈએ."

## ૫૨ તવજ્જુહ કોઈ મઝાક નથી કે સરળતાથી મળી જાય

હઝરતે ફરમાવ્યું કે :

- "દરેક માણસ રાઝદાં (રાઝની વાત જણાવવાના લાયક) હોતો નથી કે તેને દિલની વાત કરવામાં આવે.
- મોટા ભાગના લોકો જાતજાતની ખ્વાહિશો લઈને આવે છે.
- કેટલાક લોકો કોઈ ન કોઈ મરતબાના તાલિબ હોય છે."

તે પછી એક હિકાયત ફરમાવી કે :

એક દિવસ એક બુઝુર્ગની ખાનકાહમાં કેટલાક બુઝુર્ગો એક સાથે બેઠા હતા ત્યારે એક માણસ આવ્યો અને તેણે કહ્યું કે :

> "મારા પર તવજ્જુહ ફરમાવો, મને એવી તવજ્જુહથી નવાઝો કે હું બહાર ઊભેલા મારા દોસ્તો પર તવજ્જુહ આપીને તેમને મુરીદ બનાવી શકું."

- આ ઝમાનામાં તાલિબ આવા છે અને આવી તલબ ધરાવે છે.
- સુલૂક તો મંઝિલે મકસૂદ પર પહોંચવા માટે તલબના માટે ફાની થઈને જાન કુરબાન કરવાનો તરીકો છે.
- મશગૂલી અને તવજ્જુહ કોઈ મઝાક નથી કે આટલી સરળતાથી મળી શકે."

## ૫૩ સાહિબુલ વકતની ઈજાઝત વગર કોઈ પણ તાલિબને દર્સ આપવાથી તેની તરક્કી થતી નથી

- મિયાં અમીન મુહમ્મદ વાસોડી કુદિસ સિર્રુહૂના મુરીદોમાંથી એક જલાલ નામનો મુરીદ હઝરત પીર દસ્તગીરની ખિદમતમાં મવલાની તલબ માટે હાજર થયો.
- આપે તેને એક જગ્યા પર બેસાડી દીધો.

• બપોરે તેને બોલાવીને પૂછયું કે :

"અત્યારે તમે તમારી જાતમાં શું મેહસૂસ કરો છો ? "

તેણે અરજ કરી કે :

"મને જે કંઈ મળ્યું હતું તે મારી પાસેથી ચાલ્યું ગયું છે."

આપે તેને ફરી બેસી જવા માટે કહ્યું.

ઘણી મુદ્દત પછી આપે તેને પૂછયું કે :

"હવે તમારી શી હાલત છે ? "

તેણે અરજ કરી કે :

"એમ લાગે છે કે 'બધો ઝિક્ર' ખતમ થઈ ગયો છે. મિયાં અમીન મુહમ્મદના દર્સથી અગાઉ જેવો હતો તેવી જ હાલત અત્યારે મહસૂસ કરું છું."

આપે પાછો તેને ઝિક્રે કલ્બીમાં મશગૂલ કર્યો.

આ ગુલામે (મેં) અરજ કરી કે :

"એમાં શી હિકમત છે ?

તેના મુરશિદની ઘણી ફઝીલતો સાંભળી છે."

આપે ફરમાવ્યું કે :

"અસલમાં ખરાબી છે."

મેં અરજ કરી કે :

"તેનો મસલક પણ નકશબંદી (રહમતુલ્લાહિ અલયહિ) છે."

આપે ફરમાવ્યું કે :

"તરીકાઓમાં ભૂલ કરી છે."

મેં પૂછ્યું :

"કઈ ભૂલ ? "

આપે ફરમાવ્યું કે :

- "તેમના (મિયાં અમીન મુહમ્મદના) અસલ શયખ હઝરત આદમ બિન્નૌરી (રહ.) છે. તેમણે મુરશિદના હુકમ વિના (આ શખ્સને) આ સિલસિલો આપ્યો છે, એટલા માટે તેની તરક્કી થતી નથી.
- આ રીતે તેમણે સુલૂકની રાહમાં ઝાહિર અને બાતિનમાં પોતાના હઝરતની મુખાલિફત કરી છે.

આ મલફૂઝાતના લેખક કહે છે કે :

એનાથી સ્પષ્ટ થાય છે કે

- સાહિબુલ વકતની ઈજાઝત વિના કોઈને પણ (બાતિની) દર્સ આપવાથી તાલિબની તરક્કી થતી નથી.
- સાહિબુલ વકતના વસીલા વિના ખરેખર તરક્કી અશકય છે.
- જો કે રોઝહ, નમાઝ, હજ અને બીજી ઈબાદતો ઘણી જરૂરી છે, પરંતુ નેક અને પરહેઝગાર લોકોની મુહબ્બત હાસિલ કરવી પણ તાલિબ માટે ઘણી જરૂરી છે.

## (૫૪) કુર્આન શરીફ અને હદીસ શરીફના ખિલાફ અમલ કરનાર શખ્સ ખબીસ (દુષ્ટ) છે

મેં પૂછ્યું :

"કેટલીક જમાઅતોના લોકોનું કહેવું છે કે ઘણી વખત બુઝુર્ગ ગયર શરઈ હાલતમાં પોશીદહ (છુપાયેલા) રહે છે. શું આ

વાત દુરુસ્ત છે ? ”

આપે ફરમાવ્યું કે :

اَلَا اِنَّ اَوْلِيَآئِهٖ اِلَّا الْمُتَّقُوْنَ ط

[બેશક, તેઓ જ અલ્લાહના દોસ્ત છે જેઓ પરહેઝગાર છે.]

**સુખુન સાફ મુરશિદ શનવ એ જવાં,**
**કે ગરઝે ન દારદ બદાની અયાં.**
**અમલે આરિફાં બર કુરઆન વ હદીસ,**
**હર આં કે ન દારદ બુવદ આં ખબીસ.**

ભાવાર્થ :

હે ઈન્સાન ! તમે આ સારી વાત સાંભળો, કારણ કે એમાં ઝાહિરની કોઈ પણ ગરજ નથી. અવલિયાનો અમલ કુર્આન શરીફ અને હદીસ શરીફ અનુસાર હોય છે. જે માણસનો અમલ તેમના વિરુદ્ધ છે તે ખબીસ (દુષ્ટ) છે.

## ૫૫ આરિફો પાસે પરહેઝથી શું મુરાદ છે ?

મેં પૂછયું કે :

“આરિફો પાસે પરહેઝથી શું મુરાદ છે ? ”

આપે ફરમાવ્યું કે :

“અલ્લાહ તઆલાના જમાલ વિના કોઈ બીજાને જુએ નહિ.”

## ૫૬ અલ્લાહ તઆલા પોતાના ઈખ્તિયારથી કરે છે

એક દિવસ હું આપની ખિદમતમાં હાજર હતો કે એક માણસે

આવીને અરજ કરી કે :

"યા હઝરત ! અમારા ગામમાં રોગચાળો ફેલાઈ ગયો છે, દુઆ ફરમાવો."

આપે ફરમાવ્યું કે :

- "ન અમે અલ્લાહ તઆલાથી નજીક છીએ.
- ન તેના પછી અમારી હદ છે.
- ન તે પાક ઝાતથી અમારી રિશ્તેદારી છે.
- ન અમે અલ્લાહ તઆલાથી હુજ્જત (દબાણ) કરી શકીએ છીએ.
- અલ્લાહ તઆલા જે કંઈ કરે છે તે માત્ર તેના જ ઈખ્તિયારમાં છે."

## ૫૭ અલ્લાહ તઆલાને દરેક હાલતમાં યાદ રાખો

એક ફકીર પોતાના ફાટેલા, જૂના કપડાંમાં નમાઝ અદા કરી રહ્યો હતો.

એક અવરતે ફકીરને આ હાલતમાં જોઈને કહ્યું કે :

"તમોને શરમ નથી આવતી કે આવી હાલતમાં નમાઝ પઢી રહ્યા છો ? "

ફકીરે જવાબ આપ્યો કે :

"મારા આ ફાટેલા, ગંદા કપડાંઓમાં નમાઝ પઢવાથી અલ્લાહ તઆલાને કોઈ ગરજ નથી કે હું કઈ હાલતમાં નમાઝ અદા કરી રહ્યો છું. મને જે કંઈ તેણે અતા કર્યુ છે, હું તે જ હાલતમાં નમાઝ પઢી રહ્યો છું. જો પોતાની નમાઝ સારા કપડાંઓમાં પઢવા માંગતા હોય તો તે શકિતમાન છે, તે આપી શકે છે. બંદાએ અલ્લાહ તઆલાને દરેક હાલતમાં યાદ રાખવાનું છે."



# અલ્લાહ તઆલા પર પરિપૂર્ણ ભરોસો (તવક્કુલ)ની સમજૂતી માટે હિકાયત

મેં અરજ કરી કે :

"અલ્લાહ તઆલા પર કેવી રીતે ભરોસો કરવામાં આવે ? "

આપે આ હિકાયત ઈરશાદ ફરમાવી કે :

"એક દુરવેશ અલ્લાહ તઆલા પર ભરોસો કરીને નદી કિનારે બેસી ગયો. થોડા સમય પછી જોયું કે :

નદીમાં એક તરબુચ વહેતું આવી રહ્યું છે. તેના નફસે કહ્યું કે :

નદીમાં તરીને તેને લઈ લે.

દુરવેશે પોતાના નફસને જવાબ આપ્યો કે :

"જો આ તરબુચ મારા નસીબમાં હશે તો આપોઆપ બહાર નીકળી આવશે."

તેનું આ કહેવું જ હતું કે તરબુચ ઉછળીને કિનારા પર આવી ગયું.

નફસે તેને કહ્યું કે :

"જુઓ ! હવે આ જમીન પર આવી ગયું છે. તેને ઉઠાવી લો."

તેણે પોતાના નફસને જવાબ આપ્યો કે :

"જો મારા નસીબમાં હશે તો પોતે મારા હાથોમાં આવી જશે."

અલ્લાહ તઆલાની કુદરતથી તરબુચ ઉછળીને પોતે તેના હાથોમાં આવી ગયું.

નફસે કહ્યું કે :

"હવે તો ખાઈ લો ! "

દુરવેશે જવાબમાં નફસને કહ્યું કે :

"જો આ મારા નસીબમાં હશે તો પોતે કપાઈ જશે."

અલ્લાહની કુદરતથી તરબુચના કપાઈને ટુકડા થઈ ગયા.

પછી દુરવેશે ખાવાનું શરૂ કર્યું તો ગયબથી અવાજ આવ્યો કે :

"હે દુરવેશ ! તવક્કુલ (ભરોસા)ની મંઝિલ હજુ પણ દૂર છે. જો તમે હજુ વધારે ધીરજ રાખતે તો આ વસ્તુ ચાવવા વગર આપોઆપ ચવાઈને તમારા પેટમાં હોતે. આ છે પૂરો અને પરિપૂર્ણ તવક્કુલ (ભરોસો)."




## માત્ર વાળ કપાવવાથી કલંદર બની જવાતું નથી

મેં ગુઝારિશ કરી કે :

"કલંદર પોતાના તમામ વાળ કપાવી ટાલ કેમ કરાવે છે ? "

આપે ઈરશાદ ફરમાવ્યો કે :

"એક વખત શાહ કલંદર (શયખ શરફુદીન બૂ અલી કલંદર પાનીપતી રહમતુલ્લાહિ અલયહિ)ને પોતાના વાળોથી નફરત થવા લાગી. અલ્લાહ તઆલાથી પોતાના તમામ વાળોના ખરવાની દુઆ માંગી."

તેમની દુઆ કબૂલ થઈ અને તમામ વાળ ખરી ગયા.

આ જ નિસબતથી કલંદરોમાં આ રિવાજ પ્રચલિત છે અને એવુ અનુમાન કરે છે કે જાણે પોતે પણ કલંદર છે.

તે પછી આપે આ શે'ર પઢયા :

હઝાર નુકતએ બારીક કર ઝ મૂએ ઈ જાસ્ત,
ન હર કે સર બતરા શુદ કલંદર મી દાનદ.

[આ મકામ (કલંદર)ના વાળથી પણ બારીક ભેદો છે, માત્ર માથાના વાળ કપાવવાથી કલંદર બની જવાતું નથી.]

## ૬૦ અમ્ર બિલ મઅરૂફ અને નહી અનિલ મુનકર (નેકીનો હુકમ કરવો અને ખરાબ કામોથી મના કરવા)નો સિલસિલો શરૂ કરવો

એક વખત મેં અરજ કરી કે :

સિંધમાં બેદીની આમ છે, એટલે 'અમ્ર બિલ મઅરૂફ અને નહી અનિલ મુનકર' અર્થાત્ નેકીનો હુકમ કરવું અને ખરાબ કામોથી મના કરવાનો સિલસિલો શરૂ કરવું કેવું છે ?

આપે ફરમાવ્યું કે :

"આ કામ ઘણું જ બેહતર છે."

અમારી પણ આ ઈચ્છા છે, પણ થોડો સમય સબ્ર કરો. જેવો જ દેશનો શાસક કોઈ દીનદાર માણસ આવશે તો આ કામ આપણે આસાનીથી અંજામ આપી શકીશું.

## ૬૧ અમાનતથી શું મુરાદ છે ?

મેં સવાલ કર્યો કે :

اِنَّا عَرَضْنَا الْاَمَانَةَ عَلَى السَّمٰوٰتِ وَالْاَرْضِ وَالْجِبَالِ
فَاَبَيْنَ اَنْ يَّحْمِلْنَهَا وَاَشْفَقْنَ مِنْهَا وَحَمَلَهَا الْاِنْسَانُ ط

اِنَّهٗ كَانَ ظَلُوْماً جَهُوْلاً ۙ (سورۂ احزاب:۷۲)

[બેશક, અમે આ અમાનત (શરીઅતના હુકમોની જવાબદારી) આકાશો અને પૃથ્વી અને પર્વતો સમક્ષ રજૂ કરી તો તે સૌએ તેને ઉઠાવવાની ના પાડી અને તે (જોખમદારી)થી સૌ ડરી ગયા; પણ મનુષ્યે તેને ઉઠાવી લીધી. બેશક, તે બહુ જુલ્મી (અને) નાદાન છે.]

આ આયતે કરીમહમાં :

- અમાનતથી શું મુરાદ છે ?
- અને તે કઈ અમાનત છે ?
- ઈન્સાનને જાહિલ અને ઝાલિમ શા માટે કહેવામાં આવ્યો છે ?

આપે ફરમાવ્યું કે :

"ઝાહિર છે કે આલિમોએ નમાઝ, રોઝહ અને અમ્ર અને નહી (ભલી વાતનો હુકમ આપવો અને ખરાબ કામથી રોકવા)ને અમાનત કહી છે, પરંતુ આરિફોની પાસે આ અમાનત કાઈનાતના પાંચ જવાહિરાત છે. અને તે (આરિફ) જયારે અસલ મંઝિલ પર પહોંચશે (સુલૂક પૂર્ણ કરશે) તો આ અમાનત અદા થઈ ચુકી હશે."

[પાંચ જવાહિરાતથી મુરાદ આલમે અમ્રના પાંચ લતીફહ છે. 'મેઅયારુસ્સુલૂક' કિતાબમાં બીજા વિભાગના બીજા પ્રકરણમાં એની વિસ્તૃત સમજૂતી આપી છે.]

# સાતમો વિભાગ

## હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાન (રહ.)ના ખલીફાઓ અને ખાદિમો

● 'ફિરદવસુલ આરિફીન' (કિતાબ)માં છે :

હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાન રહમતુલ્લાહિ અલયહિ ફરમાવતા હતા કે :

"મારા ઘણાં અહબાબ (મુરીદો) એવા છે જેઓ વાસિલ બ હક (વલી) છે છતાં તેમને (પોતાને પોતાની આ હાલતની) ખબર નથી !"

હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિએ પણ એક પત્રમાં ફરમાવ્યું છે કે :

"મારા અઝીઝ ! વિલાયતની જાણ હોવી જરૂરી નથી. બલકે વિલાયતનો હાલ હોવો જરૂરી છે. જાણકાર અને અજાણ, મરતબામાં બન્ને સરખા છે."

['દુર્રે લાસાની' જિલ્દ : ૩, પત્ર : ૧૬]

● સાહિબે હાલ લોકોમાંથી એક અઝીઝે ફરમાવ્યું કે :

"સાલિકો ઉપરાંત હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાન

રહમતુલ્લાહિ અલયહિના ૧૨૦૦૦ (બાર હઝાર) મુરીદો 'વાસિલ બિલ્લાહ' (વલીઓ) છે.''

- આ ૧૨૦૦૦ (બાર હઝાર) વાસિલ બિલ્લાહ લોકો (વલીઓ)માંથી ૪૦ (ચાલીસ) તો સાહિબે કમાલ હતા બલકે પોતાના સમયમાં બેમિસાલ (અજોડ) હતા.
- આ ૪૦ (ચાલીસ)માંથી પણ ૧૦ (દસ) બુઝુર્ગો સૂફીઓની સફોમાં સાલાર અને આરિફોના અહેવાલના માટે પુલ સમાન હતા.
- આ ૧૦ (દસ)માંથી ૪ (ચાર) ખુલફાએ અજલ્લ હતા.
- એ દસ ખલીફાઓના જીવનચરિત્રો અહીં આ વિભાગમાં લખવામાં આવે છે.
- હઝરતના સાહબઝાદહ અને જાનશીન હઝરત ખ્વાજા મહબૂબુસ્ સમદ ગુલ મુહમ્મદ રહમતુલ્લાહિ અલયહિનું જીવનચરિત્ર તેમજ લુવારી શરીફના બીજા જાનશીનોના જીવનચરિત્રો આઠમાં વિભાગમાં લખવામાં આવશે. ઈન્શા અલ્લાહ.
- હઝરતના એક અગ્રેસર ખલીફા હઝરત કાઝી અહમદ રહમતુલ્લાહિ અલયહિનું મુબારક નામ શજરએ તય્યિબહમાં હોવાથી, આપનું અલગ, વિસ્તૃત, જીવનચરિત્ર નવમાં વિભાગમાં લખવામાં આવશે. ઈન્શાઅલ્લાહ.

## ૧ હઝરત શયખ અબ્દુર્રહીમ ગરહોડી (રહ.)

સુલતાનુલ અવલિયા હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાન રહમતુલ્લાહિ અલયહિ (લુવારી શરીફ)ના ચાર મશહૂર ખલીફાઓમાંથી એક ઉચ્ચ કક્ષાના ખલીફા શયખ અબ્દુર્રહીમ ગરહોડી છે, જેઓ પોતાના સમયના મશહૂર આલિમ અને ફાઝિલ તથા લેખક બુઝુર્ગ હતા. આપના વાલિદનું નામ સઅદુલ્લાહ હતું.

## વતન

આપ અસલમાં ગરહોડ નામના કસબાના રહેવાસી છે, એ જ કારણસર ગરહોડી કહેવાય છે. ગરહોડ સિંધના થરપારકર જિલ્લાનું એક ગામડું છે.

## ઈલ્મે ઝાહિર

ઈલ્મે ઝાહિરના આપ બાદશાહ હતા. તમામ ઝાહિરી ઉલૂમ પર આપ પરિપૂર્ણ પકડ ધરાવતા હતા. બાળપણથી જ આપની હોશિયારી અને પાત્રતાની આ હાલત હતી કે ઈલ્મી મુનાઝરહ અને મુબાહસહ (વાદ–વિવાદ)માં કોઈ આપથી જીતી શકતો ન હતો. જે સામે આવી જતો તે હારીને જતો. આપ એક ઉચ્ચ કક્ષાના શાઈર પણ હતા. હદીસ, ફિકહ, તસવ્વુફ અને બીજા ઈસ્લામી ઉલૂમ પર આપની અસંખ્ય કિતાબો લખાયેલી હતી જે આપના ઈલ્મી ખઝાનાનો મોઢે બોલતો સુબૂત હતો, પરંતુ અફસોસ મદદખાન અફઘાનીના દૌરમાં જયારે રમખાણ અને અશાંતિ ફેલાઈ તો તેમાં વધુ પડતી કિતાબો બરબાદ થઈ ગઈ.

'ફિરદવસુલ આરિફીન'ના લેખક લખે છે કે :

અત્યારે આપની મશહૂર કિતાબોમાંથી નીચેની ત્રણ કિતાબો મળે છે :

(૧) **ફત્હુલ ફઝલ** : પોતાના પીરો મુરશિદ હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાં રહમતુલ્લાહિ અલયહિના મલફૂઝાત અને તેનું વિવરણ

(૨) **શર્હે ઈયાતિ સનદી** : હઝરત મખ્દૂમ મુહમ્મદ ઝમાં રહમતુલ્લાહિ અલયહિના સિંધી આરિફાનહ કલામની અરબી શર્હ (સમજૂતી)

(૩)**ઈયાતિ મસનવી** : પોતાના પીરઝાદહ અર્થાત્ મખ્દૂમ મુહમ્મદ ઝમાં રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદહ અને જાનશીન મખ્દૂમ હઝરત મિયાં ગુલ મુહમ્મદ રહિમહુલ્લાહુની તા'રીફમાં ફારસી ભાષામાં અશઆર

## ઈલ્મે બાતિન

શરૂઆતમાં ઈલ્મે ઝાહિરના નશામાં આપ ફકીરો અને સૂફીઓને હકીર અને તુચ્છ સમજતા હતા.

જેથી શરૂઆતમાં આપ હઝરત સુલતાનુલ અવલિયાનો મઝાક ઉડાવ્યા કરતા હતા. એક વખત એક શખ્સ જે હઝરત સુલતાનુલ અવલિયા ખ્વાજા મુહમ્મદ ઝમાંનો મુરીદ હતો, તે પોતાના મુરશિદને મળવા માટે લુવારી શરીફ જઈ રહ્યો હતો, રસ્તામાં શયખ અબ્દુર્રહીમ ગરહોડી મળી ગયા.

આપે એ મુરીદને મઝાકમાં કહ્યું કે :

"મારા તરફથી તમારા પીરને પૂછશો કે મેઅરાજે ખાસ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના માટે જ હતી કે કોઈ બીજાના માટે પણ હાસિલ થઈ શકે છે ? "

આ મુરીદ જયારે લુવારી પહોંચ્યો તો ત્યાં હઝરત સુલતાનુલ અવલિયાના સહવાસ અને સોહબતમાં એવો તલ્લીન થયો કે તેને શયખ અબ્દુર્રહીમ ગરહોડીનો સંદેશો આપવાનું યાદ જ નહિ રહ્યું. જયારે ત્યાંથી વિદાય થવા લાગ્યો તો હઝરત સુલતાનુલ અવલિયાએ પોતે જ તેને ફરમાવ્યું કે :

"ફલાણા માણસે અમારા માટે શું સંદેશો આપ્યો હતો ? "

મુરીદ ઘણો નવાઈ પામ્યો અને આખો બનાવ અને અબ્દુર્રહીમ ગરહોડીનો પૂરો સંદેશો હઝરતને પહોંચાડયો.

હઝરતે તેના જવાબમાં ફરમાવ્યું કે :

"અબ્દુર્રહીમને કહી દેજો કે બગદાદના એક ખલીફાએ ખાસે પોતાના માટે એક પુલ નિર્માણ કરાવ્યો હતો, જેના પરથી તે પસાર થયો હતો. તે પુલ આજે પણ મવજૂદ છે અને દરેક માણસ તે પુલ પરથી પસાર થઈ શકે છે, એવી જ રીતે મેઅરાજના ઝરીએ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આ દુનિયા અને પેલી દુનિયાના દરમિયાન એક પુલ કાયમ ફરમાવ્યો હતો જે આજે પણ કાયમ છે. જો કે તે પુલ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના માટે જ બનાવવામાં આવ્યો હતો, પરંતુ આ સુલતાનની ગર્વની વાત છે કે તેના પાછળ–પાછળ તેના સદકહમાં તેનું લશકર પણ પસાર થઈ જાય."

તે મુરીદ પાછો આવ્યો અને જયારે હઝરતનો આ સંદેશો શયખ અબ્દુર્રહીમને આપ્યો તો તેમની આંખો ખુલી ગઈ અને હઝરત સુલતાનુલ અવલિયાની અઝમત અને મુહબ્બત તેમના દિલમાં ઉતરી ગઈ.

આખરે ખિદમતમાં હાજર થઈને મુરીદ થયા. સુલૂકની મંઝિલો તય કરી અને આ મેદાનમાં પણ ઉચ્ચ મરતબાઓ પર નિયુકત થતા ચાલ્યા ગયા.

## સુલતાનુલ અવલિયા સાથે અકીદત

પછી તો સુલતાનુલ અવલિયાની અઝમત, અકીદત અને મુહબ્બતે દિલમાં એવી જગ્યા કરી લીધી કે આપ અકસર ફરમાવ્યા કરતા હતા કે :

"પહેલાં મને ગર્વ હતો કે મારા જેવો દુનિયામાં કોઈ આલિમ નથી, પણ જયારે હું હઝરતની સામે ગયો તો આ નશો ઉતરી ગયો અને હવે તો હઝરતની સામે પોતાને એવો મહેસૂસ કરું છું જેમ કે કોઈ મહાન ફાઝિલની સામે એક જાહિલ બેઠો છે."

અને કયારેક આપની અઝમતને આ શબ્દોમાં બયાન ફરમાવતા હતા :

"જેણે એક વખત હઝરતની તવજ્જુહ હાસિલ કરી લીધી, તે આખા સિંધના મશાઈખનો ઈમામ અને સરદાર થઈ ગયો."

## આસ્તાનહનો અદબ

આપની નિગાહમાં મુરશિદના આસ્તાનહનો એટલો અદબ હતો કે જયાં સુધી આપ લુવારી શરીફમાં રહ્યા :

- આપે કયારે પણ પગરખાં નથી પહેર્યા.
- આપ હંમેશા વુઝૂ સાથે રહ્યા.
- કયારેક લીંટ અથવા કફ વગેરે આવતું તો તે જમીન પર કયારે પણ થૂંકતા ન હતા, બલકે તેને પોતાના કપડાંઓમાં થૂકી લેતા હતા.
- આ જ અદબ હતો જેણે આપને આ ઉચ્ચ મરતબા પર પહોંચાડી દીધા.

## ખ્વાજા ગુલ મુહમ્મદનો દૌર

સુલતાનુલ અવલિયા ખ્વાજા મુહમ્મદ ઝમાં (રહ.)ના પછી આપના ફરઝંદ ખ્વાજા ગુલ મુહમ્મદ ૧૧ (અગિયાર) વરસની ઉંમરમાં રુશદો હિદાયતની મસનદ પર બિરાજમાન થયા તો ઘણાં લોકોએ એ'તિરાઝ કર્યો કે આપ હજુ નાની વયના છે, આ હોદ્દાના લાયક નથી.

પરંતુ શયખ અબ્દુર્રહીમ ગરહોડીએ પોતાના ઈલ્મના જોર પર અને અકલી દલીલોથી સાબિત કરી દીધું કે લાયકાત અને કાબિલિયત

એ અલ્લાહ તઆલાની દેન હોય છે, જેના માટે નાની ઉંમર કોઈ અવરોધ અને રુકાવટ નથી. અને સૌથી પ્રથમ આપે પોતે તેમનાથી બયઅત કરી અને પછી બીજા મુરીદોએ હઝરત ખ્વાજા ગુલ મુહમ્મદના હાથ પર બયઅત કરી.

કેટલાક બુઝુર્ગોથી એક રિવાયત આ પણ સાંભળવામાં આવી છે કે :

હઝરત સુલતાનુલ અવલિયાના અવસાન પછી હઝરત ખ્વાજા ગુલ મુહમ્મદના મામા આ સજજાદહ પર બેસી ગયા અને તમામ મુરીદોને બહેકાવી દીધા કે હજુ ગુલ મુહમ્મદ બાળક છે. આ હોદ્દાને હજુ સંભાળી શકતો નથી, જયારે શયખ અબ્દુર્રહીમ ગરહોડીને ખબર પડી તો તેમણે ખ્વાજા ગુલ મુહમ્મદના મામાને ખેંચીને મસનદથી હટાવી દીધા અને પોતાના મુરશિદના હુકમ અનુસાર ખ્વાજા ગુલ મુહમ્મદને મસનદ પર બેસાડી દીધા અને જયારે લોકો આવતા તો આપ ખ્વાજા ગુલ મુહમ્મદને પોતાની ગોદમાં લઈને બેસી જતા અને લોકોને કહેતા :

> "આવો અને તવજજુહ લો અને જુઓ, સુલતાનુલ અવલિયાની નિસબત આવી રહી છે કે નથી."

કહે છે કે :

જયાં સુધી ખ્વાજા ગુલ મુહમ્મદ હોશિયાર અને બાલિગ થઈ ગયા નહિ ત્યાં સુધી આપ લુવારી શરીફમાં જ રહ્યા અને એ જ પ્રમાણે પોતાના પીરઝાદહ અને પીરખાનહની ખિદમત અંજામ આપતા રહ્યા અને દુશમનોને જવાબ આપતા રહ્યા.

એમ તો આપને ખ્વાજા ગુલ મુહમ્મદથી ઘણી અકીદત અને મુહબ્બત હતી અને પીરઝાદહ હોવાના કારણે આપ તેમનો ઘણો એહતિરામ કરતા હતા. એ જ અકીદત અને મુહબ્બતની ભાવનાની

ઝલક આ અશઆરમાં નઝર આવે છે જે આપે ખ્વાજા ગુલ મુહમ્મદની તા'રીફ અને પ્રશંસામાં ફારસી ભાષામાં લખ્યા છે.

## એકાંતવાસ

- લુવારી શરીફથી જવા પછી આપે પોતાના ગામ ગરહોડમાં આવીને એકાંતવાસ અપનાવ્યો.
- રાત–દિવસ ઈબાદતમાં તલ્લીન રહેતા હતા.
- ખાવું ઘણું ઓછું ખાતા હતા.
- કયારેક જુલાબની દવા લઈને પેટ બિલકુલ સાફ કરી લેતા હતા, જેના કારણે આપને અત્યંત કમઝોરી આવી ગઈ હતી.
- રાત–દિવસ એક નાની ચટાઈ અને એક ચાદરમાં વિતાવતા હતા.

## એકાંતવાસમાંથી બહાર જાહેરમાં આવી એ'લાન ફરમાવ્યું

એક દિવસ ખલવતથી જલવતમાં તશરીફ લઈ ગયા અને આ શાનથી આવ્યા કે પહેલાં ગુસલ ફરમાવ્યું, સ્વચ્છ કપડાં પહેર્યા અને એક ઢંઢેરો પીટનારને બોલાવીને બધી જગ્યાએ એ'લાન કરાવી દીધું કે :

આજે જે કોઈ શખ્સ પણ અમારી બયઅત કરશે, કાલે કિયામતના દિવસે અમે તેના ઝિમ્મેદાર થઈશું. તેને આફતો અને મુસીબતોથી બચાવવું અમારી ઝિમ્મેદારી થશે.

## એ એ'લાન માત્ર ગઈ કાલના માટે જ હતું

આપનું આ એ'લાન સાંભળીને બીજા દિવસે એક માણસ ઘણાં દૂરથી આવ્યો, પરંતુ આપે ફરમાવ્યું કે :

'એ એ'લાન માત્ર ગઈ કાલના માટે થયું હતું અને આ હુકમ પણ

અમોને માત્ર ગઈ કાલના માટે થયો હતો, આજના માટે નહિ.'

આપ અકસર આ પણ ફરમાવ્યા કરતા હતા કે :

"મને પીરી–મુરીદીનો કોઈ શોખ કે તમન્ના નથી, બલકે માત્ર અલ્લાહ તઆલાના હુકમને પૂરો કરીને લોકોને પોતાના મુરશિદના તરીકામાં દાખલ કરું છું."

## મીર બજાઝ ખાન તાલપૂરની અકીદત

મીર બજાઝ ખાન તાલપૂર જયારે ત્યાંના હાકિમ કલહડોના ઝુલ્મ અને સિતમથી તંગ આવી ગયા તો છેવટે તેણે કલહડોથી મુકાબલો કરવાનો ફેસલો કરી લીધો.

જેથી તેઓ હઝરત શયખ અબ્દુર્રહીમ ગરહોડીની ખિદમતે અકદસમાં હાજર થયા અને દુઆના માટે અરજ કરી.

આપે ફરમાવ્યું કે :

"તમારી કામિયાબી અને સફળતા આ શરત પર અવલંબિત છે કે આ વચન આપો કે :

દીનદાર લોકોની મદદ અને હિફાઝત કરતા રહેશો અને બેદીન લોકોને રુસવા અને પાયમાલ કરશો.

જો આ શરત પર તમે અમલ કર્યો તો ખૂશખબરી સાંભળી લો કે :

તમારી હુકૂમત અને સલતનત પેઢી દર પેઢી ચાલશે."

મીર બજાઝખાને આપની આ શરત સ્વીકારી લીધી.

આપે તેના માટે દુઆ ફરમાવી અને અલ્લાહ તઆલાએ આપની દુઆના સદકહમાં તાલપૂરોને સફળતા અને મદદથી નવાઝયા.

## મસ્જિદની તા'મીર (નિર્માણ)

શયખ બહાઉદ્દીન ઝકરિયા મુલતાનીના એક ખલીફા શયખ તાહિર મજઝૂબ થયા છે, જેઓ અડેરોલાલના નામથી મશહૂર હતા. તેમની ખિદમતમાં મુસલમાન, કાફિર બધાં હાજર થતા હતા. તેમના ઈન્તિકાલ પછી કાફિરોએ મુસલમાનોને ભગાડીને પોતાનો રો'બ જમાવી લીધો.

જયારે શયખ અબ્દુર્રહીમ ગરહોડીને ખબર પડી તો આપ પોતાના મુરીદોની એક જમાઅત સાથે ત્યાં તશરીફ લઈ ગયા અને ત્યાં એક મસ્જિદ તા'મીર કરાવી અને મુસલમાનોનો બીજી વખત રો'બ કાયમ કરાવ્યો.

## શહાદત

પરંતુ તેના થોડા સમય પછી આ પૂજારીઓએ સંગઠિત અને શસ્ત્રસજજ થઈને તલવારો અને ભાલાઓથી આપ પર અચાનક હુમલો કર્યો. કેટલાક મુનાફિક મુસલમાનો પણ આપની ખિદમતમાં આવ્યા અને દગાથી હુમલો કરીને આપને ઘાયલ કરી દીધા, અહીં સુધી કે આપ ઝખમને બરદાશ્ત કરી શકયા નહિ અને પોતાના હકીકી ખાલિક (અલ્લાહ તઆલા)થી મળી ગયા (આપનો ઈન્તિકાલ થઈ ગયો.)

આપનું મુબારક શરીર ત્યાંથી આપના અસલી વતન ગરહોડ લાવવામાં આવ્યું અને અહીં જ આપને દફન કરવામાં આવ્યા.

આ દર્દનાક ઘટના ૧૧૯૨ હિજરીસન મુતાબિક ૧૭૭૮ ઈસ્વીસનમાં પેશ આવી. તે સમયે આપની ઉંમર ૪૦ (ચાલીસ) વરસની હતી.

## કરામત

આમ તો આપની અસંખ્ય કરામતો છે, પરંતુ એક મશહૂર કરામત જે આપની શહાદતના સમયે લોકોએ જોઈ અને ઈતિહાસકારોએ તેને નકલ કરી, તે આ છે કે :

જયારે કાફિરો અને મુનાફિકોએ આપ પર તલવારો અને ભાલાઓથી હુમલો કર્યો તો આપ ઝખમોથી પરેશાન થઈ ગયા, પણ શરીરમાંથી લોહીનું એક ટીપું પણ જમીન પર પડયું નહિ.

## ૨ હઝરત ખ્વાજા અબૂ તાલિબ અઘમી (રહ.)

હઝરત સુલતાનુલ અવલિયા ખ્વાજા મુહમ્મદ ઝમાન રહમતુલ્લાહિ અલયહિ લુવારી શરીફના ચાર મશહૂર ખલીફાઓમાંથી બીજા ખલીફા ખ્વાજા અબૂ તાલિબ અઘમી છે.

## રહેઠાણ

અસલમાં આપ સિંધના એક ગામડા 'અઘમ' અથવા 'અઘમાંટ્રી'ના રહેવાસી છે, એટલા માટે અઘમી અથવા અઘમાણી કહેવાય છે, પણ અંતમાં આપ સઈદપૂર શહેરમાં રહેવા લાગ્યા હતા અને અહીં જ આપનો ઈન્તિકાલ થયો અને એ જ શહેરમાં આપનો મઝારે મુબારક બનાવવામાં આવ્યો, જે આજે પણ લોકોનું આશ્રયસ્થાન છે. આ શહેર સિંધના હયદરાબા'દ જિલ્લામાં છે.

## ઈજાઝત અને ખિલાફત

જયારે આપ મઅરિફતની મંઝિલો તય કરીને ઉચ્ચ મકામ પર પહોંચી ગયા તો હઝરત ખ્વાજા મખ્દૂમ મુહમ્મદ ઝમાં રહમતુલ્લાહિ

અલયહિએ આપને ઈજાઝત અને ખિલાફતથી સરફરાઝ ફરમાવ્યા.

પરંતુ શોહરત અને નામના થવાથી આપ ઘણી નફરત કરતા હતા એટલા માટે પોતાની ઝાતને પોશીદહ રાખવા માટે આપે રુશદો હિદાયત અને પીરી–મુરીદીનો સિલસિલો શરૂ કર્યો નહિ.

કહે છે કે :

આખી ઝિંદગી માત્ર બે માણસોને આપે મુરીદ ફરમાવીને તેમને સુલૂકની મંઝિલો તય કરાવી અને આરિફ બિલ્લાહ બનાવ્યા. તેઓમાંથી એક મીર મુહમ્મદ મદની છે, જેમના ઈલ્મ અને બુઝુર્ગીની શોહરત બીજા દેશો સુધી છે.

## આજીવિકાનું માઘ્યમ

પોતાના રૂહાની મકામ અને મરતબાને લોકોથી છુપો રાખવા માટે આપ કયારેક નદી કિનારે જઈને બેસતા અને ત્યાંથી માછલીઓનો શિકાર કરીને લઈ આવતા અને કયારેક પશુઓને ચરાવતા, તેમની ખાલમાંથી જે ઊન નીકળતું તેને વણાવીને પોતાનું જીવન વિતાવતા હતા.

## રૂહાની શકિત

આપની રૂહાની શકિત અને કુર્બ (અલ્લાહ તઆલાની નઝદીકી)ના મકામનો નીચેના બનાવથી સારી રીતે અંદાઝો થઈ શકે છે. હઝરત સુલતાનુલ અવલિયાના ઈન્તિકાલ વખતે તમામ અસહાબ ઘણાં ગમગીન હતા.

ત્યારે આપના એક ખલીફા હાફિઝ હિદાયતુલ્લાહે હાજી અબૂ તાલિબ અઘમીથી કહ્યું કે :

“અલ્લાહ તઆલાએ તમોને એ’જાઝે સુબ્હાનીથી નવાઝયા છે

તો હવે પોતાની શકિતનું પ્રદર્શન કરો અને હઝરતને બીજી વખત જીવતા કરી દો."

એના જવાબમાં ખ્વાજા અબૂ તાલિબ અઘમીએ ફરમાવ્યું કે :

"હાં, બેશક અલ્લાહ તઆલાએ મને આ શકિત અતા ફરમાવી છે કે જો હું ચાહું તો હઝરત આદમ અલયહિસ્સલામથી લઈને હમણાં સુધી ઈન્તિકાલ પામેલ તમામ મખ્લૂકને જીવંત કરીને ઊભી કરી દઉં, પણ અલ્લાહ તઆલાની મરઝી હઝરતના ઈન્તિકાલની છે, જેથી અમે પણ એની રઝામાં રાઝી છીએ."

## દુનિયામેં હૂં, દુનિયાકા તલબગાર નહીં હૂં

એક વખત હઝરત હાજી શયખ સાલિહ ખડાઈ (હઝરત સુલતાનુલ અવલિયાના ખલીફા) રસ્તામાં જઈ રહ્યા હતા કે ચાલતા ચાલતા આપોઆપ હસવા લાગ્યા.

થોડા સમય પછી જયારે હાજરજનોએ એનું કારણ પૂછયું તો આપે ફરમાવ્યું કે :

"હમણાં હું શયખ અબૂ તાલિબ અઘમીનો હાલ જોઈને હસી પડયો કે આજે તેમના ઘરમાં ખાવા–પીવાના માટે કંઈ ન હતું, તેઓ માછલીના શિકાર માટે નદી પર જઈને બેસી ગયા. ઘણાં સમય સુધી બેસી રહ્યા, પણ કોઈ માછલી હાથમાં આવી નહિ.

એટલામાં આસમાનથી ફરિશ્તાઓ તેમની પાસે આવ્યા. તેમણે દુનિયાના સામાનને બરાબર શણગાર કરીને આપની ખિદમતમાં પેશ કર્યો, પણ આપે લેવાનો ઈન્કાર કરી દીધો.

હવે કયારેક ફરિશ્તાઓ આપની જમણી તરફ આવીને તેને કબૂલ કરવાની ખૂશામદ કરે છે તો આપ ડાબી તરફ મુખ

ફેરવી લે છે, જયારે તેઓ ડાબી તરફ આવીને ખૂશામદ કરે છે તો આપ જમણી તરફ મુખ ફેરવી લે છે. આ દશ્ય જોઈને મને હસવું આવી રહ્યું છે.''

## ખ્વાજા અબૂલ મસાકીનની નઝરે કરમ

'ફિરદવસુલ આરિફીન'ના લેખકે પોતાની ઝબાનમાં એક બનાવ નકલ કર્યો છે જેનાથી અનુમાન થાય છે કે આપે બાળપણમાં હઝરત સુલતાનુલ અવલિયાના મુરશિદ હઝરત અબૂલ મસાકીન ખ્વાજા મુહમ્મદ ઠટવી રહમતુલ્લાહિ અલયહિની મક્કા મુઅઝઝમામાં ઝિયારત પણ કરી હતી અને તેમની સોહબતથી ફાયદો પણ ઉઠાવ્યો હતો.

આપ પોતે ફરમાવે છે કે :

હું નાનો હતો ત્યારે પોતાના બુઝુર્ગો સાથે હજના માટે ગયો. હજની અદાયગી પછી સિંધથી આવેલા લોકો (મક્કા મુઅઝઝમામાં) હઝરત ખ્વાજા અબૂલ મસાકીન ખ્વાજા મુહમ્મદ રહમતુલ્લાહિ અલયહિની ખિદમતે અકદસમાં ઝિયારતના હેતુથી હાજર થયા. હું પણ તેમની સાથે ચાલ્યો ગયો અને જઈને મજમામાં બેસી ગયો. હું નાનો હતો એટલે ઊભો થઈને આપને જોવા લાગ્યો, પણ મેં જોયું કે :

હઝરત અબૂલ મસાકીન પણ ઘણાં ધ્યાનથી મને જોઈ રહ્યા છે.

હઝરતના આ પ્રમાણે મને ધ્યાનથી જોવા પર મને તે સમયે ઘણું આશ્ચર્ય થયું અને હું ઘણાં દિવસો સુધી એ જ વિચારતો રહ્યો કે આ રીતે મને જોવાનું શું કારણ હશે, પણ ૪૦ (ચાલીસ) વરસ પછી જયારે હું આપના ખલીફા હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાં રહમતુલ્લાહિ અલયહિથી બયઅત થઈને આપના સિલસિલામાં દાખલ થઈ ગયો તો આ સમસ્યા હલ થઈ ગઈ અને મને યકીન થઈ ગયો કે હઝરતનું આ રીતે જોવાનું કારણ આ હતું કે આપે મને ઓળખી લીધો હતો કે આ

હમારા દુરવેશોમાં શામિલ થશે અને આપે નિસબતની નિશાની મારા ચહેરા પર તે સમયે મહેસૂસ ફરમાવી લીધી હતી.

## મનાઝિલે મઅરિફત

મઅરિફત અને હકીકતની જે ઉચ્ચ મંઝિલો આપે પોતાના મુરશિદની સામે તય કરી તેને બયાન કરતા આપ ફરમાવે છે કે :

"એક વખત હઝરતે મને તવજજુહ આપી તો એટલી ઉન્નતિ હાસિલ થઈ કે મને પોતાની રૂહ અર્શ પર ઉડતી મહેસૂસ થઈ અને આખી દુનિયા મારી નિગાહોમાં તે સમયે સ્પષ્ટ થઈ ગઈ.

મેં જયારે પોતાની આ કૈફિયત હઝરતને બયાન કરી તો આપે ફરમાવ્યું કે :

આ દુનિયા શું છે ? જો તું ચાહે તો તને એવી તવજજુહ આપું કે દુનિયામાં કયાં નમક ખર્ચ થાય છે તે પણ તારા પર સ્પષ્ટ થઈ જાય, પણ એનાથી તને શું હાસિલ થશે ?

મેં અરજ કરી કે :

કંઈ નહિ.

તો હઝરતે ફરમાવ્યું :

તો પછી પોતાની તવજજુહ હક તઆલાના તરફ કાયમ રાખો.

એના થોડા દિવસો પછી ફરમાવે છે કે :

તે પછી મને તે નિસબત મળી કે હું જન્નતમાં પહોંચી ગયો. હૂર અને મહેલો તથા જન્નતની તમામ નેઅમતોને પોતાની આંખોથી જોવા લાગ્યો.

આ વાત પર મારા દિલમાં ખ્યાલ આવ્યો કે હવે કદાચ મારો

સુલૂક પરિપૂર્ણ થઈ ગયો છે.

આ ખ્યાલનું આવવું જ હતું કે હઝરતે તત્કાળ મને એકાંતમાં બોલાવ્યો અને ફરમાવ્યું કે :

જો સાલિકને જન્નત હાસિલ થઈ ગઈ તો શું થયું ? આ કોઈ કમાલ નથી ? અલ્લાહ તઆલા અહીં નથી જો એને ચાહતો હોય તો પાછા ફનાનો મકામ હાસિલ કરો.

આ ફરમાવીને આપે મને ફનાની તવજજુહ આપી અને ફનાના મકામ પર નિયુકત કરી દીધો."

## મશાઈખના ઈમામ

એક દિવસ હઝરત સુલતાનુલ અવલિયા ખ્વાજા મુહમ્મદ ઝમાં રહમતુલ્લાહિ અલયહિએ આપથી પૂછયું કે :

હે અબૂ તાલિબ અધમી ! જો તું કહે તો તને તમામ મશાઈખના ઈમામ અને તેમની સનદ બનાવી દૂં, પરંતુ શોહરત અને નામના થવાથી કુદરતી રીતે નફરતના કારણે આપે અરજ કરી કે :

'હુઝૂર ! મને માફ ફરમાવો, મને પોશીદહ (છુપો) જ રહેવા દો.'

અને એવું જ થયું, તે સમયનો આ આરિફ વુઝૂ સહિત નદી કિનારે અકસર લોકોને માછલીઓ પકડતો જ નઝર આવ્યો અને અંદરના જોહર પર કોઈની નઝર ગઈ નહિ.

## ખ્વાજા ગુલ મુહમ્મદની સજજાદગી

પીરો મુરશિદના હુકમ પર જયારે આપના ફરઝંદ નૂરે નઝર ખ્વાજા ગુલ મુહમ્મદને સજજાદહ નશીન કરવામાં આવ્યા તો તે સમયે ફરઝંદની ઉંમર ૧૧ (અગિયાર) વરસની હતી, જેના પર કેટલાક

મુરીદો અને ખલીફાઓએ વિરોધ કર્યો કે આટલો નાનો છોકરો ખિલાફત અને રુશદો હિદાયતનો મરતબો કેવી રીતે સંભાળી શકશે ?

જેથી કેટલાક લોકોએ મુખાલફત પણ શરૂ કરી, પણ તે સમયે જેમણે બધાંને સમજાવ્યા, અકલી દલીલોથી સાબિત કર્યું અને હઝરત ખ્વાજા ગુલ મુહમ્મદને સજજાદહ નશીન સ્વીકારીને આપના હાથ પર બયઅત કરી અને બીજાઓને પણ સજજાદહ નશીની તસ્લીમ કરાવી, તેઓમાંથી હઝરત અબ્દુર્રહીમ ગરહોડીની સાથે ખ્વાજા અબૂ તાલિબ અઘમીનું નામ પ્રથમ નઝર આવે છે.

## (3) હઝરત ખ્વાજા મુહમ્મદ સાલિહ ખડાઈ રહમતુલ્લાહિ અલયહિ

સુલતાનુલ અવલિયા હઝરત ખ્વાજા મખ્દૂમ મુહમ્મદ ઝમાં (લુવારી શરીફ)ના ચાર ખલીફાઓમાંથી ત્રીજા ખલીફા હાજી મુહમ્મદ સાલિહ ખડાઈ છે, જેઓ ઘણાં સાહસિક, હોશિયાર અને બુદ્ધિશાળી હતા.

ઈતિહાસકારોનું કહેવું છે કે :

હઝરત મખ્દૂમના ખલીફાઓમાં આપ જેવા કોઈ સાહિબે કરામત નઝર નહિ આવ્યા.

### વતન

આપ મવજૂદહ 'મોરી' તાલુકામાં 'દવલતપૂર'થી એક માઈલ ઉત્તર તરફ 'ખડા' નામના કસ્બાના રહેવાસી છે.

### મદીનહ મુનવ્વરહથી ઈશારો

કહે છે કે :

જીવનનો વધુ ભાગ પ્રવાસ અને મુસાફરીમાં વીતાવ્યો અને એ

દરમિયાન દૂર દૂરના મશાઈખ અને સૂફીઓથી મઅરિફતની મંઝિલો તય કરવાની કોશિશ કરી, પણ ક્યાં પણ તેમની ઉમ્મીદ પૂર્ણ ન થઈ.

છેવટે જયારે આપ મદીનહ મુનવ્વરહ પહોંચ્યા તો હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત થઈ અને તેમણે આપને હુકમ આપ્યો કે :

"લુવારી જાઓ ! તમારી મુરાદ ત્યાં પૂર્ણ થશે."

આ હુકમ મળતાં જ આપ લુવારી તરફ ચાલી નીકળ્યા અને હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાં રહિમહુલ્લાહુની ખિદમતમાં હાજર થઈને ફયઝ હાસિલ કર્યો અને થોડી મુદતમાં એક કિમતી મોતી બની ગયા.

## આપનો કશ્ફ ખૂબ બળવાન હતો

આપનો કશ્ફ કેટલો કવી હતો, તેનું અનુમાન આ બનાવથી થઈ શકે છે કે :

આપ કેટલાક દુરવેશો સાથીઓ સાથે લુવારી શરીફ આવી રહ્યા હતા કે રસ્તામાં એક શહેરની બહાર કેટલાક બાળકો રમી રહ્યા હતા. તે બાળકોમાંથી એક બાળક મીર ગુલામ અલી તાલપૂર પણ હતા. જે તે પછી સિંધના મહાન શાસક બન્યા. બાળકોમાં જયારે મીર ગુલામ અલી તાલપૂર પર આપની નઝર પડી તો આપે ફરમાવ્યું કે :

"આ બાળકની કિસ્મત ઘણી શકિતશાળી નઝર આવે છે. કદાચ આ દેશનો શાસક બનશે. પણ તેના આ'માલનામહમાં કોઈ વસ્તુ નઝર આવતી નથી."

## લુવારીનો એહતિરામ

આપ પોતાના પીરખાનહ અર્થાત્ લુવારી શરીફનો કેટલો એહતિરામ અને અદબ કરતા હતા. તેનો અંદાઝો આ વાતથી થાય છે

જે વાત આપના સાહબઝાદહ શયખ સયફુદ્દીને બયાન ફરમાવી છે કે :

"મારા વાલિદ સાહબે લુવારી શરીફમાં બયઅત થવા પછી આખી ઉંમર કયારેય લુવારી શરીફના તરફ પગ નથી કર્યા. ભલે આપ સફરમાં હોય કે સફરમાં ન હોય, ઘરમાં હોય કે ઘરથી બહાર હોય, આ અદબનો આપ દરેક સમયે ખ્યાલ રાખતા હતા."

એક દિવસે મેં આપથી અરજ કરી કે :

હમણાં તો આપ આ બધું કરી રહ્યા છો, પણ મરવા પછી શું કરશો ? તે સમયે તો આપનો પગ લુવારી શરીફ તરફ હશે ?

તો આપે જવાબમાં ફરમાવ્યું કે :

તે સમયે પણ કોઈ તકલીફ ન થશે, અલ્લાહ તઆલા મને એ બેઅદબીથી બચાવે કે મારો પગ લુવારી શરીફ તરફ હોય. જયારે મારું મોત આવશે ત્યારે ઝમાનાના લોકો જોશે અને આશ્ચર્ય કરશે.

અને ખરેખર એવું જ થયું કે જયારે આપનો ઈન્તિકાલ થઈ ગયો અને આપને કબરમાં સૂવડાવવામાં આવ્યા તો આપના પગ સીધા ન હતા, બલકે સમેટાયેલા હતા. અને એવું મહેસૂસ થતું હતું, જાણે આપ ઝિંદગીમાં મુરાકબહમાં મશગૂલ છે.

## રિયાઝત અને મુજાહદહ

'ફિરદવસુલ આરિફીન'ના લેખક લખે છે કે :

આપની રિયાઝત અને મુજાહદાઓની એ હાલત હતી કે પોતાના મુરશિદના હુકમથી આપે લગાતાર ત્રણ વરસ એક જગ્યાએ બેસીને નફી અને ઈસબાતનો વિર્દ કર્યો. તે પછી આપના મુરશિદ મખ્દૂમ મુહમ્મદ ઝમાંએ પોતાની તવજજુહોથી ઉન્નતિના ઉચ્ચ

મરતબાઓ પર આપને પહોંચાડયા.

## તલબે મુરશિદ

હાજી મુહમ્મદ સાલિહ ખડાઈ ફરમાવે છે કે :

હું હક અને કામિલ મુરશિદની શોધમાં ૧૨ (બાર) વરસ સુધી પરિશ્રમ કરતો રહ્યો. આખું હિન્દુસ્તાન, તુર્કિસ્તાન, ખુરાસાન, રોમ, મતલબ કે અરબસ્તાન અને અરબસ્તાની બહારમાં જયાં પણ કોઈ કામિલ માણસ વિશે સાંભળ્યું ત્યાં દોડી પડયો અને ખિદમતમાં હાજર થઈને ફયઝ હાસિલ કર્યો.

પરંતુ આપ ફરમાવે છે :

**ઈં ફયઝ કે દર સોહબતે હઝરત ઈશાં બ તાલિબાં મીર સદ હેચ જાનદીદમ.**

જે ફયઝ હઝરત સુલતાનુલ અવલિયા હકના તાલિબોને પહોંચાડે છે, એવો ફયઝ મેં આખી દુનિયામાં કયાંય જોયો નથી.

## નફી અને ઈસબાત (કલિમએ તય્યિબહ)નો ઝિક્ર

મુરશિદના બતાવેલા સબક અર્થાત્ નફી અને ઈસબાતના ઝિક્રની મશ્ક (પ્રેકટીસ) કરતાં કરતાં આપ આ મકામ પર પહોંચી ગયા હતા કે એક શ્વાસમાં હજારો વખત નફી અને ઈસબાતનો વિર્દ કરતા હતા.

## વિલાયતનો મકામ

'મરગૂબુલ અહબાબ'ના લેખકે આપનો એક બનાવ પોતાની ઝબાનમાં નકલ કર્યો છે જેનાથી આપના ઉચ્ચ મરતબાઓ અને વિલાયતના મકામનો સારી રીતે અંદાઝો થઈ શકે છે, આપ પોતે

ફરમાવતા હતા કે :

હઝરત સુલતાનુલ અવલિયા મખ્દૂમ મુહમ્મદ ઝમાં રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થવા અગાઉ આખી દુનિયાના મશાઈખની સોહબત ઉઠાવવા અને તેમના ફયઝોને હાસિલ કરવાના કારણે આ મકામ પર પહોંચી ગયા હતા કે જયારે હું મુરાકિબ થતો હતો તો આખી દુનિયા મને પોતાનાથી માત્ર એક વેંતના અંતરે હોય એવું મા'લૂમ થતું હતું, પણ જયારે હઝરત મખ્દૂમની ખિદમતમાં હાજર થયો તો આપની પ્રથમ નિસબતે જ મારાથી આ કેફિયત છીણવી લીધી. દરેક રીતે મેં આ કેફિયતને બીજી વખત લાવવાની કોશિશ કરી, પણ કંઈ સફળતા પ્રાપ્ત ન થઈ. જેની મને ઘણી બેચેની અને અફસોસ થયો.

છેવટે મેં હઝરતની ખિદમતમાં અરજ કરી.

તો પછી આપે એક કવી નિસબત મારા પર નાંખી કે તેનાથી તે કેફિયત મારા પર તારી થઈ અને તે અનવાર અને અલ્લાહ તઆલાની તજલ્લીઓ નાઝિલ થઈ કે તેની સામે બધી કેફિયતો અને મકામો નહિવત થઈ ગયા.

## ૪ હઝરત હાફિઝ હિદાયતુલ્લાહ રહિમહુલ્લાહ

હઝરત સુલતાનુલ અવલિયા ખ્વાજા મુહમ્મદ ઝમાં લુવારી શરીફના ચાર મહાન ખલીફાઓમાંથી ચોથા હાફિઝ હિદાયતુલ્લાહ છે. આપ મઅરિફત અને હકીકતના ઉચ્ચ મકામ પર નિયુકત હતા. આપને મુરશિદની તવજજુહે સુલૂકની મંઝિલો તય કરાવીને ફના અને બકાથી ફયઝવંત કરી દીધા હતા.

### હકીકતે અહમદી

'હકીકતે અહમદી' સુલૂક અને મઅરિફતનો એક અત્યંત ઉચ્ચ મકામ અને સર્વશ્રેષ્ઠ કેફિયત છે, જે વરસો વરસની રિયાઝતો પછી કોઈ કોઈને નસીબ થાય છે.

['મેઅયારુસ્સુલૂક' કિતાબના પાંચમાં વિભાગના ચોથા પ્રકરણમાં એની વિસ્તૃત સમજૂતી આપી છે.]

આપના મુરશિદે આપને પોતાની અંતિમ ઉંમરમાં બશારત આપી કે તમોને આ મકામ જરૂર હાસિલ થશે.

જેથી હાફિઝ હિદાયતુલ્લાહ દરેક સમયે રાહ જોતા હતા કે કયારે તે મકામ મને હાસિલ થશે.

છેવટે વફાતના સમયે આપે દોસ્તોને બોલાવ્યા અને ફરમાવ્યું કે :

"મારા મુરશિદે જે વાયદો કર્યો હતો, અલ્હમ્દુ લિલ્લાહ ! આજે પૂરો કરી દીધો છે. અને તે મકામ મને અતા કરી દીધો છે."

કોઈએ પૂછયું કે :

"કેવી રીતે કરવામાં આવ્યો ? "

આપે ફરમાવ્યું કે :

"અલ્હમ્દુ લિલ્લાહ ! ઈજમાલન (ટૂંકમાં) અને તફસીલન (વિસ્તૃત) બન્ને રીતે અતા કરી દીધો છે."

## મુરશિદની નઝરમાં

હઝરત સુલતાનુલ અવલિયાની નઝરમાં આપની કેટલી ઈઝઝત અને પ્રભાવ હતો, તેનો અંદાઝો આ બનાવથી થઈ શકે છે કે :

એક દિવસે એક અવરતે આપને ગાળો આપી, જેનાથી આપને ઘણો સદમો પહોંચ્યો.

તત્કાળ પોતાના મુરશિદની ખિદમતમાં હાજર થયા અને આખો બનાવ બયાન કર્યો.

હઝરત સુલતાનુલ અવલિયાએ તત્કાળ તે અવરતના ખાવિન્દને બોલાવ્યો અને તેને ફરમાવ્યું કે :

"અમારા અને તમારા ખાનદાનો વચ્ચે ઘણાં સારા સંબંધો ચાલી આવેલ છે, પણ આજે તમારા ઘરવાળાઓએ અમારા એક પ્રતિષ્ઠિત દોસ્તને ગાળો આપીને ઘણું ખરાબ કર્યું છે. હવે પછી એને મના કરી દેશો કે પડોસીઓનો ખ્યાલ રાખે અને આ પ્રકારની નાજાઈઝ વાતો ન કરે, નહિતર કોઈ મોટા ફિત્નાનો ભય છે."

હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાં સાની રહમતુલ્લાહિ અલયહિ [હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાં (અવ્વલ) રહમતુલ્લાહિ અલયહિના પૌત્ર)ના ઝમાનામાં આપનો ઈન્તિકાલ થયો.

(તેઓ) ફરમાવ્યા કરતા હતા કે :

મારા મુરશિદે કહ્યું હતું કે :

"અમે તમારી ઝિંદગીમાં પાછા આવીશું."

જયારે હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાં સાની રહમતુલ્લાહિ અલયહિ પૈદા થયા અને આપનું નામ આપના દાદાનું નામ રાખવામાં આવ્યું તો આપે ફરમાવ્યું કે :

"અલ્હમ્દુ લિલ્લાહ ! મારા મુરશિદે જે ફરમાવ્યું હતું તે પૂરું થઈ ગયું."

## ૫ હઝરત શયખ હાજી હાફિઝ તાહિર (રહ.)

હઝરત શયખ હાજી હાફિઝ તાહિર રહમતુલ્લાહિ અલયહિ હઝરત સુલતાનુલ અવલિયા ખ્વાજા મુહમ્મદ ઝમાન (અવ્વલ) લુવારી શરીફના તે કેટલાક પરિપૂર્ણ ખલીફાઓમાંથી છે જેઓ ઈલ્મે મઅરિફતના ચમકતા આફતાબ અને મેહતાબ (સૂરજ અને ચાંદ) બન્યા અને હઝરતની સોહબતે તેમને કીમિયા બનાવી દીધા.

આપ હઝરત સુલતાનુલ અવલિયાના અસહાબ અને ખલીફાઓમાં ઘણો ઉચ્ચ મકામ ધરાવતા હતા અને ઘણા મુહસિન અને કમાલાતના હામિલ હતા.

અને સૌથી મોટી આપની ખૂબી એ હતી કે આપ હંમેશા પોતાના પીરો મુરશિદની પાસે હાજર રહીને તેમની ખિદમતમાં મશગૂલ રહેતા હતા અને પોતાના મુરશિદથી ઘણી મુહબ્બત કરતા હતા.

## પીરઝાદહ સાથે મુહબ્બત

મુરશિદના ઈન્તિકાલ પછી જયારે તેમની જગ્યાએ હઝરત ખ્વાજા ગુલ મુહમ્મદ સાહબ રહમતુલ્લાહિ અલયહિ રુશદો હિદાયતની મસનદ પર બિરાજમાન થયા તો આપ પણ તે જ ખલીફાઓ અને મુરીદોમાંથી હતા જેમણે હઝરત ખ્વાજા ગુલ મુહમ્મદને મસનદ પર બેસવાને આનાકાની વિના સ્વીકારી લીધું હતું અને **'વસ્સાબિકૂનલ અવ્વલૂન'**ના મિસ્દાકથી આપની સાથે બયઅત કરવામાં પહેલ કરી હતી. પીરઝાદહ હોવાના કારણે આપ તેમનાથી ઘણી મુહબ્બત અને અકીદત ધરાવતા હતા. અને અકસર પોતાના પરિવારજનો અને બાળકો સાથે ખિદમતમાં હાજર થતા રહેતા હતા.

## ઈન્તિકાલ

આપના ઈન્તિકાલ પછી લુવારી શરીફમાં જ રવઝહ શરીફથી

બહાર આપને દફન કરવામાં આવ્યા. હઝરત સુલતાનુલ અવલિયાના મઝારથી થોડા ગઝના અંતરે આપના પગ મુબારક તરફ આપની મુબારક કબર છે.

## ૬ હઝરત શયખ મુહમ્મદ મુઅમિન (રહ.)

ખ્વાજા મુઅમિન રહમતુલ્લાહિ અલયહિ હઝરત સુલતાનુલ અવલિયા કુદ્દિસ સિર્રુહૂના અસહાબમાંથી મોટી મંઝિલવાળા હતા.

### આપનો કશ્ફ અને કરામત

એક દિવસ હઝરત ખ્વાજા બુઝુર્ગ કુદ્દિસ સિર્રુહૂની ખાનકાહમાં બેઠા હતા કે એક દુરવેશ અંદર આવ્યો અને અરજ કરી કે :

"બેઠકમાં મારી એક ચાદર મૂકેલી હતી, જે હવે ખોવાઈ ગઈ છે. ઘણી શોધી, પણ કોઈ પત્તો નથી."

હઝરત ખ્વાજા બુઝુર્ગ કુદ્દિસ સિર્રુહૂએ શયખ મુઅમિન રહમતુલ્લાહિ અલયહિના તરફ જોયું અને ફરમાવ્યું કે :

"આ ફકીરનું કામ કરવું જોઈએ."

શયખ મુઅમિન રહમતુલ્લાહિ અલયહિ તત્કાળ ખાનકાહ શરીફમાંથી ઉઠયા અને બહાર નીકળી ગયા અને તત્કાલ પાછા આવ્યા. તેમના હાથોમાં તે ચાદર હતી જે ખોવાઈ ગઈ હતી.

આપે તે ચાદર દુરવેશના હવાલે કરી. જે લોકો ત્યાં હાજર હતા તેઓમાંથી ઘણાં લોકોએ આ અનુમાન કર્યું કે કદાચ આ ચાદર શયખ મુઅમિન રહમતુલ્લાહિ અલયહિની પાસે જ હતી, એટલે આટલી જલદી પાછા લઈ આવ્યા.

જયારે હઝરત ખ્વાજા બુઝુર્ગ કુદ્દિસ સિર્રુહૂ હવેલી તશરીફ લઈ ગયા ત્યારે તે લોકોએ શયખ મુઅમિન રહિમહુલ્લાહુને પૂછયું કે :

"આપે બીચારા દુરવેશને નકામા પરેશાન કર્યા."

શયખ મુઅમિને જવાબ આપ્યો કે :

"અલ્લાહ તઆલા પોતાની હિફાઝતમાં રાખે, હું શા માટે દુરવેશની ચાદર સંતાડું ? પણ જયારે હઝરતે મારા તરફ જોયું તો હું બહાર આવ્યો. અને આખી દુનિયાનું કશ્ફ (દિલની આંખ)થી નિરીક્ષણ કર્યુ.

મેં જોયું કે એક શખ્સ આ ચાદર લઈને જઈ રહ્યો છે. ચાલતા ચાલતા તે બહાઉદ્દીનના ગામ સુધી પહોંચી ગયો હતો. મેં અહીંથી જ પોતાનો હાથ લંબાવીને તે ચાદરને તેના ખભા પરથી ખેંચી લીધી." ['આઈનએ અવલિયા' પૃષ્ઠ : ૮૧]

## આપે તરીકએ મલામતિયહ અપનાવ્યો

અલબત્ત, આપે તરીકએ મલામતિયહ અપનાવી લીધો હતો. પોતાને દુનિયાદારોથી છુપાવતા હતા. લોકો તેમની હાલત પર મઝાક ઉડાવતા હતા.

કેટલાક લોકો કહેતા હતા :

"દીવાનો છે."

કેટલાક લોકો કહેતા હતા :

"દગાબાજ છે."

પરંતુ આપ કોઈની ટીકા, મઝાક કે ઠપકાને ગણકારતા ન હતા.

આપના પર નીચેની આયત શરીફ બંધ બેસે છે :

وَلَا يَخَافُوْنَ لَوْمَةَ لَآئِمٍ ؕ ذٰلِكَ فَضْلُ اللّٰهِ يُؤْتِيْهِ
مَنْ يَّشَآءُ ؕ وَاللّٰهُ وَاسِعٌ عَلِيْمٌ ؕ (سورۂ مائدہ:۵۴)

[અને તેઓ કોઈ ઠપકો આપનારના ઠપકાથી (જરા પણ) ડરશે નહિ; આ અલ્લાહ તઆલાની મહેર છે. તે ચાહે તેને આપે અને અલ્લાહ તઆલા ઉદારતાવાળો અને સઘળું જાણનાર છે.]

ઈન્તિકાલ પછી આપ શયખ મકાઈના મઝાર પાસે દફન થયા.

## ૭ હઝરત શયખ ઈલ્યાસ રહિમહુલ્લાહ

'દુરવેશ ઈલ્યાસ' લુવારીના બુઝુર્ગ હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાં રહિમહુલ્લાહુના બાકમાલ મુરીદ થયા છે, તેમણે ખ્વાજા મુહમ્મદ ઝમાં રહિમહુલ્લાહુ પછી તેમના જાનશીન ખ્વાજા ગુલ મુહમ્મદ અને તેમના પછી ખ્વાજા મુહમ્મદ ઝમાં સાની રહમતુલ્લાહિ અલયહિની સોહબત પણ અપનાવી અને તેમનાથી પણ ફયઝ હાસિલ કર્યો.

### હયબત અને જલાલ

આપ જો કે ઘણાં નબળા અને કમઝોર હતા અને અંતિમ ઉંમરમાં તો આંખોની દૃષ્ટિથી પણ મહરૂમ થઈ ગયા હતા, પણ આપની હયબત અને રો'બ (દબદબો)ની આ સ્થિતિ હતી કે કોઈ માણસ આપની સામે વાતચીત કરી શકતો ન હતો.

### મઅરિફતનો સાગર

હકીમ સય્યિદ મીર નૂર અલી લખવી એક બનાવ બયાન કરે છે કે :

એક દિવસ ખ્વાજા મુહમ્મદ ઝમાં સાની રહમતુલ્લાહિ

અલયહિએ ઈલ્યાસ દુરવેશને જોઈને ત્રણ વખત **'સુબ્હાનલ્લાહ'** પઢી.

જયારે મેં હઝરતથી તેનું કારણ પૂછયું તો આપે ફરમાવ્યું કે :

"હું આ જોઈને તસ્બીહ પઢી રહ્યો છું કે આ દુરવેશ પાસે કંઈ ન હતું, પણ (મારા દાદા) હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાં (અવ્વલ) રહમતુલ્લાહિ અલયહિની ફયઝની નિગાહે તેને મઅરિફત અને હકીકતનો એક સાગર બનાવી દીધો છે."

હકીમ સાહબ કહે છે કે :

"બીજા દિવસે મેં શું જોયું, ખ્વાજા મુહમ્મદ ઝમાં સાની આ દુરવેશના તરફ મુતવજિજહ થઈને તેને ફયઝ પહોંચાડી રહ્યા છે અને વર્ષાની જેમ રહમતના ફયઝાનની વર્ષા થઈ રહી છે, તેના પર મેં **'સુબ્હાનલ્લાહ'** પઢી."

હઝરત ખ્વાજાએ મારી તરફ નઝર ઉઠાવીને જોયું અને ફરમાવ્યું :

"શા માટે **'સુબ્હાનલ્લાહ'** પઢો છો ? "

મેં અરજ કરી કે :

"મેં એટલા માટે **'સુબ્હાનલ્લાહ'** પઢી છે કે ગઈ કાલે આપ શું ફરમાવી રહ્યા હતા અને આજે શું કરી રહ્યા છો ? "

આપે ફરમાવ્યું કે :

"બસ, અલ્લાહ તઆલાની મરઝી છે, એમાં અમારો કોઈ ઈખ્તિયાર અને બસ નથી."

## ઈન્તિકાલ

આપે ૧૨૩૩ હિજરીસનમાં આ ફાની દુનિયાથી આખિરત તરફ કૂચ ફરમાવી . આપનો મુબારક મઝાર **'દેહ બલીચા'**ના

કબ્રસ્તાનમાં ઉત્તર દિશા તરફ આવેલો છે.



## હઝરત શયખ મુહમ્મદ ઈસા દશ્તી (રહ.)

હઝરત સુલતાનુલ અવલિયા ખ્વાજા મુહમ્મદ ઝમાં (અવ્વલ) લુવારી શરીફના કામિલ ખલીફાઓ અને મુરીદોમાં શયખ ઈસા દશ્તીની એક માનવંત ઝાત છે.

### વતન

કોટના એક શહેર 'ચીલહ'ના પાસેના આપ રહેવાસી છે. અને આજે પણ આપની અવલાદમાં ફકીર અબ્દુલ્લાહ મવજૂદ છે.

### અવસાફ અને કમાલાત

- તવક્કુલ અને રઝામાં આપ એક ખાસ મકામ ધરાવતા હતા.
- સુલૂકની તમામ મંઝિલો તય કરીને ફનાના મકામ પર પહોંચી ગયા હતા.
- મુરશિદના ઈન્તિકાલ પછી પણ પોતાના પીરખાનહનો અદબ અને એહતિરામ આપ એ જ પ્રમાણે કરતા હતા.
- પોતાના પીરઝાદહ ખ્વાજા ગુલ મુહમ્મદ સાથે મુલાકાત અને તેમની ઝિયારત માટે વૃદ્ધાવસ્થા અને અશકિત હોવા છતાં દર વરસે હાજરી આપ્યા કરતા હતા. અને પોતાની સાથે પોતાના પરિવારજનોને પણ લાવતા હતા.

### આપણે અહીં સૂવા માટે આવ્યા નથી

આપ ફરમાવે છે કે :

જે ઝમાનામાં અમે લુવારી શરીફમાં પોતાના પીરો મુરશિદની

બારગાહમાં તસવ્વુફ અને મઅરિફતની તરબિયત હાસિલ કરી રહ્યા હતા અને રિયાઝતો અને મુજાહદાઓમાં મશગૂલ હતા, ત્યારે એક દિવસ રાતે ઈબાદતોમાં વધુ જાગવાના કારણે મને ઊંઘે એટલો પરેશાન કર્યો કે હું કેટલીક ચટાઈઓને સાથે કરીને તેના પર સૂઈ ગયો.

જયારે હઝરત અસરના સમયે મસ્જિદમાં તશરીફ લાવ્યા તો મને આ રીતે સૂતેલો જોઈને ચટાઈઓ પોતે હટાવી અને મને જગાડયો.

જયારે અમે બધાં ખાનકાહમાં જઈને બેઠા તો હઝરતે મને ઠપકો આપીને ફરમાવ્યું :

"બાબા ! આપણે અહીં સૂવા માટે આવ્યા નથી."

મતલબ કે આપ આળસાઈ અને સુસ્તીથી સખત મના ફરમાવતા હતા, બલકે ચોકીદાર રાખેલો હતો જે રાતના સમયે ખાનકાહમાં હાજર મુરીદોને જગાડીને તહજજુદની નમાઝ અને ઈબાદત માટે ઊભા કરી દેતો હતો.

આ બનાવથી સારી રીતે અનુમાન થઈ શકે છે કે :

આપે મઅરિફતનો આ મકામ કેટલી તકલીફો અને રિયાઝતો પછી હાસિલ કર્યો હતો.

## વફાત અને દફન

આપનો ઈન્તિકાલ ૧૨૪૩ હિજરીસનમાં સફરની હાલતમાં થયો. રસ્તામાં જ આપને દફન કરી દેવામાં આવ્યા, પણ ૯ (નવ) માસ પછી શયખ સદાતૂરીએ આપના મુબારક શરીરને ત્યાંથી કાઢીને લુવારીમાં દફન કર્યા. ૯ (નવ) માસ પછી જયારે આપના શરીરને કાઢયું તો એ જ રીતે સહીહ–સલામત હતું જેમ કે હમણાં જ દફન કરવામાં આવ્યું હોય.



## હઝરત શયખ મહમૂદ મજઝૂબ બાલાઈ (રહ.)

હઝરત સુલતાનુલ અવલિયા ખ્વાજા મુહમ્મદ ઝમાંના મુરીદોમાં જેમના પર જઝબ અને બેખૂદીની કૈફિયત તારી રહેતી હતી, તેઓમાંથી એક 'ખ્વાજા મહમૂદ' પણ હતા.

આપ ઘણા કામિલ મજઝૂબ હતા અને હઝરતની સોહબતમાં મગલૂબુલ હાલ થઈને પોતાના હોશ અને હવાસ તથા તન અને મનથી બેગાનહ થઈ ગયા હતા. અલ્લાહ તઆલાની યાદમાં દરેક સમયે મસ્ત અને બેખૂદ રહેતા હતા.

હઝરતના હલ્કહમાં જેટલા મજઝૂબો હતા તેઓમાં આપ સૌથી બુલંદ અને ઉચ્ચ મકામ ધરાવતા હતા, એટલા જ માટે ખૂદ હઝરતે આપને 'સરે હલકહ મજાનીન'નો ખિતાબ અતા ફરમાવ્યો હતો.

### આપનો મકામ

એમના મકામનો અંદાઝો આ બનાવથી થઈ શકે છે કે :

એક દિવસે હઝરતથી કોઈએ પૂછયું કે :

"પેલો આપનો એક પાગલ મુરીદ જેનું નામ મહમૂદ છે તે આજ કાલ કયાં છે ? "

હઝરતે ફરમાવ્યું કે :

"ઘણાં દિવસોથી દેખાયો નથી. ખબર નથી કે કયાં છે ? "

તે પછી હાજરજનોને સંબોધીને ફરમાવ્યું કે :

"કાલે કિયામતના દિવસે જન્નત એવા જ લોકોની આરઝૂ કરશે અને જન્નતને એવા જ લોકોની ઈચ્છા હશે."

# ૧૦ હઝરત શયખ શોએબ કચ્છી રહિમહુલ્લાહ ઉર્ફે 'હઝરત પીર પખેરું' રહિમહુલ્લાહ

આપ હઝરત સુલતાનુલ અવલિયા ખ્વાજા મુહમ્મદ ઝમાં રહમતુલ્લાહિ અલયહિ (લુવારી)ના બાકમાલ મુરીદોમાંથી છે. આપના મુરશિદના ઈન્તિકાલ પછી તેમના જાનશીન હઝરત ખ્વાજા ગુલ મુહમ્મદની સોહબતથી એક મુદત સુધી ફયઝયાબ થતા રહ્યા.

## 'કચ્છી' તરીકે મશહૂર થવાનું કારણ

અસલમાં આપ સિંધી છે, પણ આપના મુરશિદ ખ્વાજા મુહમ્મદ ઝમાં રહમતુલ્લાહિ અલયહિએ આપને તબ્લીગ અને રુશદો હિદાયતના માટે 'કચ્છ'ના ઈલાકામાં મોકલ્યા હતા, એટલા માટે આપને 'કચ્છી' કહેવામાં આવે છે.

## ખાદિમને એક રાતમાં મક્કા મુઅઝ્ઝમહ અને મદીનહ મુનવ્વરહની ઝિયારત કરાવી

ઝિલહજજની ૮, તારીખે આપના ખાદિમે કહ્યું કે :

"હુઝૂર ! કાલે હજનો દિવસ છે. જયારે બધાં લોકો અરફાતમાં ભેગાં થશે તો કેવું સુંદર દ્રશ્ય હશે ! "

આપે ફરમાવ્યું કે :

"શું તને પણ ત્યાં જવાનો અને હજ કરવાનો શોખ છે ? "

તેણે કહ્યું કે :

"હાં, કેમ નહિ ? "

આપે પોતાના દરવાજા પર બાંધેલા પોતાના જૂના

બળદગાડાની તરફ ઈશારો કરીને ફરમાવ્યું :

"આજે રાત્રે આ બળદગાડા પર સૂઈ જાઓ, અમે તમોને અરફાન પહોંચાડી દઈશું."

ખાદિમ સમજયો કે કદાચ આપ મારી સાથે મઝાક કરી રહ્યા છે.

એટલે તે જયાં હંમેશા સૂતો હતો ત્યાં જ જઈને સૂઈ ગયો.

આપ ત્યાં તશરીફ લાવ્યા અને ફરમાવ્યું કે :

"અમે તમોને કહ્યું હતું તે પ્રમાણે જાઓ અને અમારા બળદગાડા પર સૂઈ જાઓ."

ખાદિમ કહે છે કે :

"હું તે બળદગાડા પર સૂઈ ગયો, રાતે શું જોઉં છું કે હું મક્કા મુકર્રમામાં છું અને હજનો આનંદ લૂંટી રહ્યો છું. તે પછી મદીનહ શરીફની ઝિયારત નસીબ થઈ અને ત્યાં પણ ઘણો ફયઝ હાસિલ કર્યો."

જયારે સવારે ઉઠીને આપની ખિદમતમાં આવ્યો તો આપે મને જોઈને ફરમાવ્યું :

"તમે જોયું ! અમારું બળદગાડું કેટલું ઝડપથી ચાલે છે ? "

## સાંઈ શોએબનું સિંધથી કચ્છમાં આગમન

મિયાં સાંઈ શોએબ સિંધના પ્રખ્યાત અવલિયા અલ્લાહ હઝરત મુહમ્મદ ઝમાન અવ્વલ રહમતુલ્લાહિ અલયહિ લુવારીવાળાના ખલીફાઓ પૈકીના એક હતા. તેઓ પોતાના મુરશિદની આજ્ઞા (હુકમ) અનુસાર કચ્છમાં આવી દીનની તબ્લીગનું કામ કરવા આજથી આશરે ૨૨૫ (બસો પચ્ચીસ) વરસ પહેલાં તશરીફ લાવ્યા હતા.

કચ્છમાં હઝરત મુહમ્મદ ઝમાન લુવારીવાળાના ઘણાં મુરીદો હતા. તેમની દીની ઈસ્લાહ માટે એક પ્રતિનિધિની જરૂર હતી અને મુરીદો પણ એવી માંગણી કરી રહ્યા હતા જેના કારણે સાંઈ શોએબને પીર સાહેબે પોતાના ખલીફા તરીકે પસંદ કરી કચ્છ જવાનો હુકમ કર્યો હતો. સાંઈ શોએબને કચ્છમાં 'મીઉંશોભ' તરીકે યાદ કરવામાં આવે છે.

## પીર પખેરાની રમણિય દરગાહનું સ્થળ

સાંઈ શોએબે કચ્છમાં ઘુમતા–ઘુમતા એક પહાડી પ્રદેશને પોતાના આસ્તાનહ માટે પસંદ કર્યો. આ સ્થળ કચ્છ રાજય રેલ્વે લાઈન પર ભુજનગરથી અંજાર શહેર જતા રસ્તામાં 'રતનાલ' નામક એક નાનકડું રેલ્વે સ્ટેશન આવે છે, ત્યાંથી દોઢ–પોણા બે માઈલ પર મિંયાણા ભાઈઓની વસ્તીવાળું 'ચુભડક' નામનું એક પહાડી પર વસેલું ગામડું આવે છે, ત્યાંથી એક માઈલના અંતરે એક પર્વતમાળા શરૂ થાય છે, ત્યાંથી દોઢ–પોણા બે માઈલ પર મિંયાણા ભાઈઓની વસ્તીવાળું એક બીજું ગામ 'ગંઢેર' આવે છે. એ બન્ને ગામડાની વચ્ચેની પર્વતમાળામાં સાંગ (Sang) નદીને કિનારે 'પીર પખેરા'ની રમણિય દરગાહ આવેલી છે.

## 'પીર પખેરા' નામનું કારણ

પર્વતમાળાની અંદર કોરી કાઢેલી ગુફામાં સાંઈ શોએબ રહેતા હતા. ગુફા માટે કચ્છી ભાષામાં એક શબ્દ 'પખેરો' વપરાતો હોવાથી લોકો પાછળથી આપને 'મિયુશોભ'ને બદલે **'પીર પખેરા'**ના લકબથી જ સંબોધવા લાગ્યા અને સાંઈ શોએબ પાછળથી **'પીર પખેરા'**ના નામથી જ ઓળખાય છે.

## મિયાણાં લોકોમાં દીનનો સંચાર કર્યો

સાંઈ શોએબ આ પહાડી પ્રદેશને પોતાની ઈબાદત તથા રિયાઝત માટે યોગ્ય સ્થળ માની અહીં નિવાસ કર્યો અને દુરવેશોના હાલમાં મસ્ત ફકીર તરીકે રહેવા લાગ્યા. અહીં આસપાસમાં મિયાણા લોકોની વસ્તી હતી અને તે બહુધા દીની ઈલ્મથી વંચિત હતા. એટલે તેમની ઈસ્લાહ માટે અહીં જ સ્થાયી થવાનું ઉચિત માની તેઓ અહીં રહી મુસ્લિમોને હિદાયત, નસીહત કરતા રહ્યા.

એ કારણથી ચુભડક–ગંઢેરના લોકોમાં દીની ઈલ્મનો સંચાર થતા તેઓ રોઝહ–નમાઝના પાબંદ થયા અને પોતાના ગામોમાં તેમણે મસ્જિદો બનાવી.

## આપની કરામતો

### [૧] જંગલી હિંસક ચિત્તાએ આપના હુકમનું પાલન કર્યું

સાંઈ શોએબ જયારે બેઈલ્મ (જાહિલ) મુસ્લિમોમાં દીનિય્યાતનો પ્રચાર કરતા હતા ત્યારે તેમણે મુસ્લિમોને કહ્યું કે :

"અહીં હું એકાંતમાં રહી ચિલ્લાકશી તથા ઈબાદત કરી શકું તેવું સ્થળ મને બતાવો."

તેમણે આ પર્વતમાળા બતાવી.

મિયાં શોએબને પણ એ સ્થળ પસંદ આવ્યું અને તેઓ આ પર્વતમાળાને મન પસંદ જગ્યા માની તકીયો જમાવ્યો.

આ પર્વતમાળામાં ચિત્તા નામક હિંસક પશુઓનો વાસ હતો. રાતના સમયે કામ ધંધાથી ફારિગ થઈ મુસલમાનો મસ્જિદના ચોગાનમાં જમા થયા ત્યારે તેમણે દુરવેશ શોએબને હંમેશ મુજબ જોયા નહીં.

પૂછપરછ કરતા ગામના છોકરાઓએ જણાવ્યું કે :

"આજે રાત્રે સાંઈએ ઈબાદત માટે એકાંત જગાની માંગણી કરતા પર્વતમાળા બતાવવામાં આવી હતી. તેથી તેઓ તો પોતાના ઘેંટાને લઈને પેલી પર્વતમાળા તરફ સવારના જ ચાલ્યા ગયેલા છે."

આ સાંભળી લોકોને પોતાની ભૂલનો અહેસાસ થયો. ભારે થયું. ત્યાં તો જંગલી ચિત્તાઓનો વાસ છે. સાંઈ સાથે ઘેટું પણ છે. ચિત્તાએ બન્નેને ફાડી ખાધા હશે.

બીજે દિવસે તેમની તલાશ કરવા અમુક માણસોને નક્કી કર્યા.

આ તરફ સાંઈ શોએબ સાંજના સમયે જયારે પોતાના રહેવા માટે ગુફા સાફ કરી રહ્યા હતા ત્યારે ચિત્તો પોતાની ગુફા પાસે આવ્યો. એ ગુફા ચિત્તાની હતી. તેણે પોતાની જગ્યાએ કોઈ મનુષ્ય પ્રાણીને જોઈને ઘુરકાટ અને ગર્જના કરી.

સાંઈ શોએબ ઉઠયા અને તેની સામે જઈને કહ્યું :

"બાબા ! કેમ ઘુરકે છે ? આ સ્થળ અમને ઈબાદત માટે બંધબેસ્તું લાગ્યું છે. માટે તું હવેથી પેલી સામેની ટેકરી પર નિવાસ કરજે."

ચિત્તો જાણે સમજી ગયો હોય તેમ નરમ પડી નીચી દ્રષ્ટિ કરી ઘુરર.....ઘુર..... કરતો શાંત ઊભો રહ્યો.

જાણે એમ કહી રહ્યો હોય કે :

"ભલે બાબા એમ કરીશ."

એટલા જ માટે હઝરત શયખ સઅદી રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું છે કે :

**તૂ હમ ગરદન અઝ હુકમે દાવર મ પેચ,**
**કે ગરદન ન પેચદ ઝ હુકમે તૂ હેચ.**

ભાવાર્થ :

જો તું અલ્લાહ તઆલાના હુકમની નાફરમાની નહીં કરશે,
તો દુનિયાની કોઈ ચીઝ તારી નાફરમાની નહીં કરશે.

હવે ચુભડક–ગંઢેરાના લોકો બીજી સાંજે સાંઈ શોએબને શોધવા માટે ગયા.

પગેરૂ કાઢતા જે ગુફાને સાંઈએ પોતાના તકીયા માટે પસંદ કરી હતી ત્યાં પહોંચ્યા. સાંજ ટાણું હતું. મગરિબની નમાઝ પછીનો સમય હતો. ચિત્તો બહાર બેઠો હતો.

તે માણસોને જોઈને ગર્જી ઉઠયો. લોકો તો જરા પાછા હઠયા, પણ સાંઈએ ચિત્તાની ગર્જના સાંભળી લીધી. એટલે તેને હુકમ કર્યો :

"એમને આવવા દે અને તું સામેની ટેકરીવાળા તારા નિવાસ પર ચાલ્યો જા !"

ચિત્તો શાંત પડી ગયો અને સામેની ટેકરી તરફ રવાના થઈ ગયો.

લોકોએ સાંઈનો અવાજ પારખી લીધો અને આગળ વધી અંદર ગુફામાં ગયા. તો સાંઈ પોતાના મુસલ્લા પર બેસીને તસ્બીહ ફેરવી રહ્યા હતા.

આ કરામત જોઈને આવેલ બધાં લોકોએ સાંઈના હાથ ચુમી લઈ બયઅત કરી અને મુરીદ બન્યા.

### [૨] સાંઈના ઘેટાના ચોર પકડાઈ ગયા

સાંઈ શોએબ પોતાની પાસે એક દુમ્બો (ઘેંટો) રાખતા હતા

અને તેમણે તેનું નામ 'મકનો' રાખ્યું હતું.

તેને પર્વતમાળામાં ચરવા માટે છોડી દેતા હતા. પણ કોઈ જંગલી હિંસક પ્રાણી તેનું નામ લેતું ન હતું.

આ પહાડી પ્રદેશમાં ચોર લોકોની ઠીક વસ્તી હતી.

એક દિવસ તેમણે સાંઈના 'મકના' ઘેટાને જોયો અને તેમની દાઢ ચળકી. આવો મઝાનો રુષ્ટપુષ્ટ માંસલ દુમ્બો કયાંથી મળે ?

તેઓ જાણતા પણ હતા કે એ દુમ્બો દુરવેશ મિયાં શોએબનો છે. છતાં પણ આપસમાં ચર્ચા કરી કે :

સાંઈ તો ફકીર માણસ છે, એ દુમ્બાને શું કરશે ? !

ચાલો, આપણે એને હજમ કરી જઈએ.

તેઓ તેને પકડી ઝબહ કરી ખાઈ ગયા.

સાંજ પડી, પણ દુમ્બો આવ્યો નહિ.

સાંઈ શોએબે 'મકના' ! કરીને સાદ પાડયો, પણ જીવતો હોય ત્યારે જવાબ આપેને ?

સાંઈએ મુરાકબહ કર્યો તો જણાયું કે ચોરો કાપીને ખાઈ ગયા છે.

બીજા દિવસે તેમણે મુલાકાતે આવેલા લોકોથી માંગણી કરી કે મારો ઘેંટો લાવી આપો.

એ પરથી સાંજના ઘણાં લોકો હાજર થઈ ગયા. તેમાંથી જે લોકો ચોરીનો ધંધો કરતા હતા તેમને તારવીને અલગ ઊભા કરવામાં આવ્યા.

પછી લોકોએ તેમને કહ્યું કે :

જેમણે સાંઈના દુમ્બાની ચોરી કરી હોય તેઓ કબૂલ કરી લે.

અને સાંઈની માફી માંગી લે.

પણ કોઈ બોલ્યું નહિ.

એટલે સાંઈએ કહ્યું કે :

"જો, જો ! હવે હું મારા ચોરને ગોતી કાઢું છું."

અને તેમણે સાદ આપ્યો :

"મારા મમણ ઘેંટા મકના ! "

તેમનું આટલું બોલવું હતું કે જેમણે દુમ્બો ખાધો હતો તેમના પેટમાં વમળ આવ્યા. પેટમાં વાયુના ગોળાથી ભેં... ભેં... ભેં... ! જેવો અવાજ થતો હોય એમ ચોરોને જણાયું. અને તેમના પેટમાં આંટી આવવા લાગી.

તેઓ પેટ પકડી 'વોય, વોય' કરવા લાગ્યા.

બીજા લોકોને તેમનાથી અલગ પાડી સાંઈએ કહ્યું :

"આ જેમના પેટમાં દર્દ થાય છે તેઓ મારા ચોર છે."

એ લોકોને બીજાઓએ લાનત–મલામત કરી.

સાંઈએ કહ્યું :

"તમે મારી હદમાં ચોરી ન કરશો, એવું વચન આપો ! "

તેમણે કબૂલાત આપી.

સાંઈએ પોતાની ધૂણીમાંથી ચપટી ખાક લઈને તેમના પેટ પર ચોળી તથા ખાકવાળું પાણી પિવડાવ્યું. એટલે તેમના પેટનું દર્દ મટી ગયું.

### [૩] સાંઈની દુઆથી પથરાળ જમીનના કૂવામાંથી પાણી નીકળ્યું

મિયાં શોએબ સાંઈની ખ્યાતિ વધવા માંડી. તેમના મુરશિદ હઝરત મુહમ્મદ ઝમાન લુવારીવાળાના કચ્છ ખાતેના મુરીદોમાંથી કચ્છના કેટલાક ખત્રી કુટુંબો પણ છે. તેમના આસ્તાનહથી આઠ માઈલ દૂર આવેલ અંજાર શહેરના ખત્રીઓમાંથી કેટલાક ખાનદાનો જ તેમના મુરીદો હતા.

તેમણે સાંભળ્યું કે તેમના મુરશિદના ખલીફા અહીં આવેલા છે. તો તેઓ ઘણાં જ ખૂશ થયા અને તેઓ અવાર–નવાર આપની ઝિયારતે આવવા લાગ્યા. પછી તેમને એમ મહેસૂસ થયું કે સાંઈની મુલાકાતે આવનાર માટે મુસાફરખાનાની સગવડ હોવી જોઈએ. તેથી તેમણે મુલાકાતીઓના રહેવા માટે કેટલાક ઓરડાઓ બનાવ્યા.

આવી ડુંગરાળ જમીનમાં પાણી તો કયાંથી હોય અને આવનાર મુલાકાતીઓના માટે પાણીની આવશ્યકતા તો હોય જ. તેથી તેમણે સાંઈને દરખાસ્ત કરી :

"હઝરત ! પાણી માટે શું કરવું ? "

આપે ફરમાવ્યું :

"મહેનત કરો ! કૂવો ખોદી જુઓ ! તે મૌલાએ કરીમ કારસાઝ પોતાની રહમત ઉતારે."

સાત ખત્રી ભાઈઓએ મળી ત્યાં ખૂબ ઉંડાણથી ખોદી નાંખ્યું. પણ બધી મહેનત નકામી ગઈ.

તેમણે આવી ફરી સાંઈને અરજ કરી :

"હઝરત ! આ પથરાળ જમીન (ધરતી)માં બધી મહેનત માથે પડી."

તેમણે કહ્યું :

"બાબા ! તમે નિરાશ ન થાઓ.

હજી એક વાર વધુ કોશિશ કરી જુઓ. ઘણું કરી મીઠા મહેરા (સિંધુ નદી)નું પાણી અહીં આવી જશે."

આ સાંભળી તેઓ હસ્યા.

તેમણે કહ્યું :

"કયાં સિન્ધુ નદી અને કયાં આ કચ્છનો ડુંગરાળ પ્રદેશ ! "

આપે બે રકા'ત નમાઝ પઢી. દુઆ માંગી પછી કહ્યું કે :

"તમે એ કૂવામાં થોડું વધારે ખોદી તેના પર પેલો મોટો સુંડલો ઢાંકી મૂકો. એ જ ઘડી એમાં સિન્ધુ નદીની પલ્લા મચ્છી અને લાલ ચોખાની સાર આવશે."

લોકોએ કૂવા પર સુંડલો ઢાંકયો.

થોડી વાર પછી સાંઈએ કહ્યું :

"હવે સુંડલો ઉપાડી જુઓ."

લોકોએ સુંડલો ઉપાડતા જ જાણે પાણીનો ધોધ છુટેલો જણાયો અને પલ્લા મચ્છી તથા ચાવલની સાર તેના પર ઢગલા બંધ તરી આવેલી જણાતા તેમણે 'ભત' (મચ્છીનો પુલાવ) રાંધીને બધાંએ મળી ખાધો. કૂવામાં મીઠા પાણીનું ઝરણું વહેતું થયું જે આજ દિન પર્યંત કાયમ છે.

**[૪] પીર પખેરા સાંઈની દરગાહની હદબંદીમાં ચોરી થતી નથી અને કોઈ ચોરી કરે છે તો તે જાહેર થઈ જાય છે**

**<u>પહેલો બનાવ</u>**

અંજાર શહેરના એક ખત્રી કુટુંબના બે–ત્રણ નવજવાનો 'પીર પખેરા'ની ઝિયારતે નીકળ્યા. સાંજ પડી ગઈ અને પર્વતમાળામાં તેઓ

રસ્તો ભૂલી ગયા. હવે ડુંગરાળ પ્રદેશમાં જંગલી જાનવરની બીક પણ ખરી અને ચોરોનો ત્રાસ પણ ખરો.

ત્રણે નવજવાનો ગભરાવા લાગ્યા અને પીર પખેરાને યાદ કરી તેમનો વસીલો માંગ્યો.

થોડી વારે કોઈ આબિદ શખ્સ જેવો માણસ તેમને સામે મળ્યો.

તેમને તેઓએ માર્ગ પૂછયો.

તો તેણે કહ્યું :

"આ ટેકરી ઉતરી જાઓ. નીચે જે ઘોળકાય છે એ જ પખેરા શરીફની દરગાહ છે."

તેમણે પૂછયું :

"ચિત્તાની બીક તો નથી ને ? "

એટલે તેણે કહ્યું :

"મારી પાછળ ચાલ્યા આવો, હું તમને મૂકી આવું."

દરગાહ નજીક પહોંચી તે શખ્સ ગાયબ થઈ ગયા !

એ નવજવાનોમાંથી એક પાસે સોનાનું ઘડિયાળ હતું. રાતના સૂતી વખતે ખોવાઈ ગયું.

સવારના ઊઠીને દરગાહના ખલીફાને ફરિયાદ કરી.

તેમણે આજુબાજુના વસતા ચોર લોકોને બોલાવી પૂછયું.

તેમણે કહ્યું કે :

અમે દરગાહની હદબંદીમાંથી કદી પણ ચોરી કરતા નથી.

એટલામાં અંજાર શહેરના એક ફકીરે આવીને કબૂલ કરી લીધું

કે મેં ચોરી કરી છે.

તેની કબૂલાતથી માફી આપવામાં આવી અને પોલીસમાં ફરિયાદ કરી નહિ.

<u>બીજો બનાવ</u>

માંડવી શહેરના અમુક ખત્રી ભાઈઓ દરગાહ શરીફની ઝિયારતે ગયા.

અહીં મુસાફરખાનાના એક ઓરડામાં તેમણે ઉતારો કર્યો હતો.

સાંજ વખતે તેઓ બહાર જતા હતા. ત્યારે પોતાના ઉતારાના ઓરડાના બારી–બારણા બંધ કર્યા.

ખલીફાએ કહ્યું :

"બારી–બારણાં બંધ કરવાની જરૂર નથી. અહીં દરગાહની હદમાં કોઈની ચોરી થતી નથી."

ખત્રી ભાઈઓએ કહ્યું :

"તે વાત સાચી. પણ હોશિયારીથી રહેવું આપણી ફરજ છે."

આમ કહી ઓરડાને તાળું મારી તેઓ બહાર ચાલ્યા ગયા.

બે કલાક પછી જયારે તેઓ પાછા આવ્યા ત્યારે ઓરડાનું તાળું ઉઘાડી જોતા અંદરની મોટી બારી ખુલ્લી જોઈ તેમને ધ્રાસ્કો પડયો અને પોતપોતાનો સામાન તપાસવા લાગ્યા. પણ એક સોય સરખી વસ્તુ પણ ગુમ થઈ ન હતી.

બધાં અજબ થયા. બારી બરાબર બંધ કરીને ગયા હતા. છતાં એ કેવી રીતે ખુલી ગઈ ?

તેમનામાંથી કોઈ બોલી ઉઠયું :

આપણને યકીન ન હતું એટલે આપણે તાળું મારીને ગયા હતા. તો પોતાની કરામતથી બારી ખોલીને અવલિયા સાહેબે ખાતરી કરાવી કે મારી હદમાં બારી–બારણાં ઉઘાડા હોય તો પણ ચોરી થતી નથી.

## આપનો રોઝો–ઉર્સ તથા તબર્રુકાત

- હઝરત સાંઈ શોએબ આજથી ૨૦૦ (બસો) વરસ પહેલાં થયા હોય, એમ તેમની તુરબત પર લખેલી સન પરથી જણાય છે :

  તેમની તુરબત પર વિક્રમ સંવત ૧૮૨૩ એટલે હિજરીસન ૧૧૮૪ લખેલ છે.
- દરગાહ શરીફના કમ્પાઉન્ડમાં આંબલીનું ઝાડ હઝરતના સમયનું મવજૂદ છે.
- આપનો ઉર્સ થતો નથી.
- આપ પોતે ખાનકાહ શરીફમાં હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદનો ઉર્સ ઉજવતા હતા.
- હવે તે ઉર્સને આપનાથી જ સંબંધિત કરી લેવામાં આવ્યો છે.

## ૧૧ હઝરત મુહમ્મદ મજઝૂબ બયાબાની (રહ.)

આપ ખ્વાજા મુહમ્મદ ઝમાં રહમતુલ્લાહિ અલયહિ (લુવારી શરીફવાળા)ના મુરીદોમાંથી એક કામિલ મજઝૂબ થયા છે.

### મુરશિદની વફાત પછી વરસો સુધી માનવોના સંપર્કથી દૂર રહ્યા

પોતાના મુરશિદના ઈન્તિકાલ પછી આપ જંગલોમાં નીકળી ગયા અને એક લાંબી મુદત આપે જંગલો, રણો અને વિરાન જગ્યામાં

વીતાવી અને આપે આ તમામ મુદ્દત માણસોથી કોઈ સંપર્ક અને સંબંધ રાખ્યો નહિ.

## ૧૨ (બાર) વરસ સુધી આપે કોઈના સાથે વાતચીત ન કરી

આપે એક નવા અંદાઝથી રિયાઝત કરી અને તે એ રીતે કે પૂરેપૂરા ૧૨ વરસ શાંતિ અને ખામોશીમાં વીતાવી દીધા. આ ૧૨ વરસની લાંબી મુદ્દતમાં કોઈની સાથે કોઈ વાતચીત કરી નહિ, અહીં સુધી કે આપની ઝબાનથી એક શબ્દ પણ આ મુદ્દતમાં નીકળ્યો નહિ. ૧૨ (બાર) વરસ પછી આપે થોડી વાતચીત કરવાની શરૂઆત કરી.

## અલ્લાહ તઆલાની ત્રણ ખાસ ઈનાયતો

એક દિવસ આપે ઈરશાદ ફરમાવ્યો કે :

"મારા અલ્લાહની મારા પર ત્રણ મહાન ઈનાયતો થઈ છે :

- એક આ કે દુનિયાના તમામ મુઆમલાતની તેણે મને ખબર આપી દીધી છે.
- બીજી આ કે ઈન્સાનોના દિલોના રાઝ અને તેમની કિસમત તથા આખિરતની હાલત પણ મારા પર જાહેર કરી દીધી છે.
- ત્રીજી આ કે મને રૂહાની શકિત અતા ફરમાવી દીધી છે કે હું જયાં ચાહું, ક્ષણોમાં પહોંચી શકું છું.

## આપનો કશ્ફ

એક દિવસે આપનો વિશ્વાસુ માણસ આપના માટે કોઈ હિન્દૂની દૂકાનથી અખરોટ ખરીદીને લાવ્યો અને આપે તે અખરોટને ખાવાથી ઈન્કાર કરી દીધો અને ફરમાવ્યું કે :

આ અખરોટ પર હિન્દૂના બાળકે પેશાબ કર્યો છે. એ ખાવાને લાયક નથી.

તે વિશ્વાસુ માણસ પાછો તે અખરોટને તે જ હિન્દૂ પાસે લઈ ગયો અને તેનાથી જયારે આ વાત પૂછી તો તેણે આ વાતની તસ્દીક (અનુમોદન) કરતા કહ્યું કે :

આ અખરોટ જે જગ્યાએ મૂકેલી હતી તેના ઉપર ઝૂલામાં નાનું બાળક સૂતું હતું, તેણે પેશાબ કરી દીધો અને તે પેશાબ આ અખરોટ પર પડયો.

## રૂહાની શકિત

આપની રૂહાની શકિત અને તાકતનો એક વખત તે સમયે પણ લોકોએ મુશાહદહ (અવલોકન) કર્યો જયારે મીર નઝર અલી ખાં તાલપૂરના ચાચા હાજી જઅફરખાં હજના માટે ગયા, તો એક લાંબી મુદ્દત વીતી ગઈ, છતાં તેમના કોઈ સમાચાર આવ્યા નહિ કે તેઓ કયાં છે અને કેવા છે ? એટલે બધાં લોકો પરેશાન થઈ ગયા.

એક દિવસે લોકોએ આપથી તેમના વિશે પૂછયું કે :

"આપ બતાવો ! તેઓ કયાં છે ? "

આપે ફરમાવ્યું :

"તેઓ યમનની 'ફહા' બંદરગાહ પર હતા ત્યારે ત્યાં તેમના સામાનમાંથી કંઈક ચોરી થઈ ગયું હતું, જે હવે મળી ગયું છે."

લોકોએ પાછું પૂછયું કે :

"શું હમણાં સુધી તેઓ તે જ બંદરગાહ પર છે ? "

આપે ફરમાવ્યું :

"તમોને એનાથી શું સંબંધ ? તેઓ ઘણાં જલ્દી તમારી પાસે પહોંચનાર છે."

ખરેખર આપના ઈરશાદ અનુસાર તેઓ થોડાં દિવસ પછી પાછા ઘરે પહોંચી ગયા અને તે ચોરીનો બનાવ જે હઝરતે લોકોને બતાવ્યો હતો તે તેમણે બધાંને સંભળાવ્યો.

આપની ગણના તેરમી સદી હિજરીના કામિલ (પરિપૂર્ણ) અવલિયામાં થાય છે.

## ૧૨ હઝરત શયખ મુહમ્મદઅલી મજઝૂબ ઉમરકોટી રહમતુલ્લાહિ અલયહિ

- આપ ઉમરકોટના રહેવાસી બાકમાલ અને મજઝૂબ હતા.
- હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાં (અવ્વલ) રહમતુલ્લાહિ અલયહિના તરબિયત પામેલ હતા.

### બાળપણ

બાળપણમાં આપ લુવારી શરીફના લંગરખાનાનું પાણી ભર્યા કરતા હતા. પરંતુ વિલાયતની નિશાનીઓ તે સમયે પણ આપની પેશાનીથી જાહેર થતી હતી.

એક દિવસ હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાં રહિમહુલ્લાહુએ આપને આટલી મહેનત અને ખિદમત કરતાં જોઈને ફરમાવ્યું કે :

આ બાળકની આટલી ઉચ્ચ લાયકાત છે કે બશરિયત (માનવતા)થી પણ મા વરા (ઉચ્ચતર) છે.

અને એવું જ થયું. આ બાળક મોટું થઈને એક કામિલ વલી બન્યા અને મજઝૂબાનહ કૈફિયત એવી તારી થઈ કે આખી દુનિયા અને

દુનિયાવાળાઓથી સંબંધો તોડીને સમગ્ર અલ્લાહ તઆલાની યાદમાં તલ્લીન થઈ ગયા.

પોતાના મુરશિદના ઈન્તિકાલ પછી 'મરગૂબુલ અહબાબ'ના લેખક મીર નઝર અલી ખાં તાલપૂરની પાસે રહેવા લાગ્યા હતા અને કયારેક પ્રવાસમાં પણ જતા રહેતા હતા.

## જઝબની હાલત

દુરવેશ સધાતૂરાઈ ફરમાવે છે કે :

મુહમ્મદઅલી મજઝૂબ મને કહ્યા કરતા હતા કે :

"મસ્તી અને હોશિયારી બન્ને હાલતો મારા હાથમાં અને મારા કબજામાં છે. હું જયારે ચાહું, જેવી હાલત ચાહું તે અપનાવી શકું છું, પરંતુ જઝબ અને મસતીની કૈફિયત અને હાલતમાં મને વધારે નશો અને આનંદ હાસિલ થાય છે અને આ હાલતમાં વધારે સંપન્ન હાલતમાં રહૂં છું."

## રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે મુહબ્બત

આપનો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે સંબંધ અને મુહબ્બતનો આ બનાવથી સારી રીતે અંદાઝો થઈ શકે છે કે :

આપે ગરમીમાં એક વખત ત્રણ દિવસ સુધી ન કંઈ ખાધું અને ન કંઈ પીધું. એ જ હાલતમાં એક અવરત ગરમ ગરમ રોટલી, શાક અને ઠંડુ પાણી આપના માટે લઈને હાજર થઈ, પણ આપે તે ખાવાની વસ્તુ તરફ હાથ લંબાવ્યો નહિ.

જયારે દોસ્તોએ ખાવા માટે આગ્રહ કર્યો તો આપે ઓરતને સંબોધીને ફરમાવ્યું કે :

"બતાવ ! તને કોણે પૈદા કરી છે ? "

તે અવરતે કહ્યું કે :

"અલ્લાહ તઆલાએ."

તે પછી આપે તેને પૂછયું :

"અચ્છા ! તું બતાવ ! તું કોની ઉમ્મતી છે ? "

તે અભણ અવરતે પાછો તે જ જવાબ આપ્યો કે :

"અલ્લાહ તઆલાની."

આ વાત પર આપે ગુસ્સામાં ફરમાવ્યું કે :

"જેને પોતાના નબીની ઓળખ નથી તેનું ખાવું કયારેય ખાવું જોઈએ નહિ."

આટલું ફરમાવીને આપે તેનું ખાવાનું પાછું આપી દીધું.

## પસંદીદગી

ગોળવાળી રોટલી જેને સિંધી ભાષામાં 'બસરી' કહે છે તે આપને ઘણી પસંદ હતી.

જયારે કોઈ પણ શખ્સને કોઈ મુશ્કેલી પેશ આવતી હતી અને તે આપની પાસે દુઆ કરાવવા માંગતો હતો તો આપના માટે આ જ રોટલી લઈને આવતો હતો. જેથી આપ ખૂશ થઈને તેના માટે દિલથી દુઆ ફરમાવી દેતા હતા અને તેની મુશ્કેલી તે જ સમયે આસાન થઈ જતી હતી.

'તઝકિરએ મશાહીરે સિંધ'ના લેખક દીન મુહમ્મદ વફાઈ લખે છે કે :

"આપના જીવનમાં આ પ્રકારના સેંકડો બનાવો બન્યા છે અને

લોકોએ ઘણી વખત એનો અનુભવ કર્યો છે કે જયારે આપે ખૂશ થઈને દુઆ કરી તો અલ્લાહ તઆલાએ તે જ સમયે મુશ્કેલી આસાન કરી દીધી.''

## ઈન્તિકાલ

અંતિમ ઉંમરમાં આપ ઉમરકોટમાં રહેતા હતા.

અહીં એક દિવસે એક તળાવના કિનારે આપ દોડી રહ્યા હતા અને ફરમાવતા હતા કે :

''અહીં ડૂબકી લગાઓ અને લુવારીમાં જઈને માથું કાઢો.''

હજુ આ શબ્દો ઝબાન પર હતા કે :

આપને ઠોકર લાગી અને આપ તે જ તળાવમાં પડીને ઈન્તિકાલ ફરમાવી ગયા. અને થોડી પળો અગાઉ જે મુરશિદની યાદ બેચેન કરી રહી હતી, રૂહ તેની ગોદમાં પહોંચી ગઈ.

અહીં હૌઝના કિનારે આપને દફન કરવામાં આવ્યા.

# ૧૩ હઝરત શયખ સુધા નૂરહ રહિમહુલ્લાહ

હઝરત સુલતાનુલ અવલિયા ખ્વાજા મુહમ્મદ ઝમાં સાહબ રહમતુલ્લાહિ અલયહિના ફયઝ પામેલાઓમાં ઉચ્ચ પાત્રતા અને પરિપૂર્ણ લાયકાત ધરાવનારાઓમાં આપની ગણના થાય છે.

તેર વરસની ઉંમરમાં હઝરત સુલતાનુલ અવલિયાની ખિદમતમાં હાજર થઈને ફયઝ હાસિલ કરવાની શરૂઆત કરી અને છેવટે તે મકામ પર પહોંચ્યા કે હઝરતના ખાસ લોકોમાં આપની ગણના થવા લાગી.

## ખ્વાજા સફિયુલ્લાહ સાથે મુલાકાત

પોતાના શયખ અને મુરશિદ હઝરત સુલતાનુલ અવલિયાના ઈન્તિકાલ પછી આપ ઘણાં પરેશાન રહેવા લાગ્યા. મુરશિદની જુદાઈમાં આપને ચેન અને શાંતિ લાગતી ન હતી, એ જ પરેશાની અને જઝબ તથા મસતીની હાલતમાં આપ સફર માટે તૈયાર થઈ ગયા. સફર દરમિયાન હઝરત ખ્વાજા સફિયુલ્લાહ રહિમહુલ્લાહુ સાથે આપની મુલાકાત થઈ.

હઝરત ખ્વાજાએ આપને ઓળખી લીધા અને આપને ફરમાવ્યું :

"જો તમે અમારી થોડી પણ સોહબત હાસિલ કરી લો તો અમે તમોને રુશદો હિદાયતની ઈજાઝત પણ અતા કરી દઈશું અને ખિલાફતથી પણ સરફરાઝ કરી દઈશું."

પરંતુ શયખ સુધા તૂરહનું દિલ અહીં પણ ન લાગ્યું અને આપે પોતાનો સફર ચાલુ રાખ્યો, અહીં સુધી કે આપની મુલાકાત હઝરત ફકીરુલ્લાહ અલવી શિકારપૂરી સાથે થઈ, પરંતુ મુરશિદની જુદાઈમાં જે દિલને વ્યાકુળતા હતી તેનો ઉપચાર ક્યાંય થઈ શકયો નહિ.

## કુતુબે વકતની પેશીનગોઈઓ (આગાહીઓ)

શયખ સુધા તૂરહ રહમતુલ્લાહિ અલયહિ પોતાના એક સફરનો બનાવ બયાન ફરમાવ્યા કરતા હતા કે :

'જેસલમેર' મકામ પર મારી એક એવા શખ્સ સાથે મુલાકાત થઈ જેણે હિન્દૂઓ જેવો લિબાસ પહેર્યો હતો અને તે સુથારનું કામ કરતો હતો. મને ઓળખીને તેણે પોતાની પાસે બેસાડયો અને સાંજે પોતાની સાથે પોતાના ઘરે લઈ ગયો.

મેં જોયું કે ઘરે પહોંચીને તેણે પોતાનો હિન્દૂઓ જેવો લિબાસ ઉતારી નાંખ્યો અને મુસલમાનોનો લિબાસ પહેરી લીધો.

પછી અમે બન્નેએ મળીને ઈશાની નમાઝ અદા કરી. નમાઝથી

ફારિગ થવા પછી અમે સૂવા ગયા, પરંતુ હું જાગતો રહ્યો.

મેં શું જોયું કે :

રાતે તે માણસ ઉઠયો અને મુરાકબહમાં મશગૂલ થઈ ગયો, અહીં સુધી કે તે ફજરની અઝાન સુધી એમાં જ મશગૂલ રહ્યો. પછી ફજરની નમાઝ અમે સાથે મળીને અદા કરી. તે પછી તેણે પાછા કપડાં બદલ્યા અને તે જ હિન્દૂઓ જેવા કપડાં પાછા બદલી લીધા.

જયારે મેં ત્યાંથી જવાની ઈજાઝત માંગી તો તેણે મને ઈજાઝત આપવા પહેલાં કહ્યું કે :

તમારા દિલમાં અત્યારે ત્રણ વિચારો આવી રહ્યા છે :

(૧) તમને ચિંતા છે કે તમને કલ્બી સુકૂન કયાં નસીબ થશે ?

(૨) બીજો ખ્યાલ આ છે કે :

હું એક ફકીર માણસ છું, મારી સાથે શાદી કોણ કરશે ? અને

(૩) ત્રીજો ખ્યાલ તમારા દિલમાં મારા વિશે આ આવી રહ્યો છે કે :

હું હિન્દૂઓ જેવો લિબાસ પહેરું છું એટલે જયારે હું મરીશ તો લોકો મને બાળી નાંખશે.

હવે ત્રણે સવાલોના જવાબો સાંભળી લો !

(૧) પહેલાં સવાલનો જવાબ તો આ છે કે :

તમને લુવારી શરીફ સિવાય બીજી જગ્યાએ કલ્બી સુકૂન અને શાંતિ નસીબ થશે નહિ.

(૨) બીજી વાતનો જવાબ આ છે કે :

ફલાંણી જગ્યાએ ફલાણી છોકરી સાથે તમારી સગાઈ થશે અને તેનાથી તમારે ત્યાં એક છોકરો પૈદા થશે, જે તમારી જેમ કમાલવાળો હશે.

(૩)જયારે આ બન્ને વાતો સહીહ સાબિત થઈ જાય તો તમે યકીન કરી લેજો કે મરવા પછી મને કોઈ આગ સળગાવી શકશે નહિ. અને એ થશે કે ફરિશ્તાઓ મને દફન કરશે અને મારી જગ્યાએ એક કાફિરનો જનાઝો જે મુસલમાનોના લિબાસમાં હશે તેને તે આગમાં લાવીને નાંખી દેશે.

શયખ સુધા તૂરહ રહિમહુલ્લાહુ ફરમાવ્યા કરતા હતા કે :

તે કુતુબે વકતની પ્રથમ બન્ને વાતો દુરુસ્ત સાબિત થઈ અને મને યકીન છે કે તેની અંતિમ ત્રીજી વાત પણ સાચી સાબિત થઈ હશે.

## કલન્દર સાથે મુલાકાત

શયખ ફરમાવતા હતા કે :

એ જ સફરમાં મને એક બીજા કામિલ માણસ સૂફી કલન્દરની ઝિયારત થઈ, જેમણે કંઈ વાતચીત ન કરી, પણ તેમને જોઈને મને મા'લૂમ થઈ ગયું કે તે એક કામિલ સાહિબે ફના બુઝર્ગ છે.

## શહીદ ગરહોડીની રાય (મંતવ્ય)

આ સફરથી પાછા ફરવા પછી જયારે આપ હઝરત શયખ અબ્દુર્રહીમ ગરહોડીની પાસે પહોંચ્યા તો તેમણે આપનો ઘણો આદર અને સત્કાર કર્યો અને ફરમાવ્યું કે :

"આજે રાત્રે રસૂલે મકબૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તમારી સિફારિશ કરી હતી."

## ઈસા દશતીની રાય (મંતવ્ય)

હઝરત સુલતાનુલ અવલિયાના એક કામિલ ખલીફા હઝરત ઈસા દશતી આપના વિશે ફરમાવ્યા કરતા હતા કે :

"સુધા તૂરહ રહમતુલ્લાહિ અલયહિ વિલાયતના બાદશાહ છે, તેમના તો ગુનાહ પણ અલ્લાહ તઆલાને ત્યાં સવાબ છે."

## નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની બશારત

શયખ સુધા તૂરહ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :

જે રીતે માણસ મુસલમાન અને કાફિર હોય છે એ જ રીતે જમીન પણ મુસલમાન અને કાફિર હોય છે.

આપ ફરમાવે છે કે :

મને હંમેશા આ જ ચિંતા રહેતી હતી કે :

ખબર નહિ, હું કઈ જમીનમાં દફન કરવામાં આવીશ.

કયાંક એવું ન થાય કે હું કાફિર જમીનમાં દફન કરવામાં આવું.

હજુ થોડાં જ દિવસ આ પરેશાનીમાં વીત્યા હતા કે એક દિવસ મને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત થઈ. આપે મને મુસલમાન જમીન બતાવી અને એક જગ્યા પણ બતાવી અને ફરમાવ્યું કે :

"અહીં તમે દફન કરવામાં આવશો."

## જઝબની કૈફિયત

અંતિમ ઉંમરમાં આપ પર કયફ અને મસ્તી તથા જઝ્બની એવી હાલત તારી થઈ કે આંખો લાલ થઈ ગઈ અને ગળામાંથી એક ઊંચો અવાજ નીકળવા લાગ્યો.

આપે ફરમાવ્યું કે :

શયખ અબ્દુર્રહીમ ગરહોડી રહમતુલ્લાહિ અલયહિએ મને

કહ્યું હતું કે :

"મારી હાલત અને કૈફિયત તારા પર પણ તારી થશે."

હવે અત્યારે મારા પર તેમની હાલત અને કૈફિયત તારી છે, પણ શયખ ગરહોડી રહમતુલ્લાહિ અલયહિ જુવાન છે, અને હું વૃદ્ધ છું.

આ જ કારણ છે કે તેઓ એને બરદાશ્ત કરી શકે છે અને મારાથી આ મહાન કૈફિયત બરદાશ્ત થતી નથી. પણ છેવટે મુરશિદની હિમ્મત અને બરકતથી આપની આ હાલતમાં સુધારો થઈ ગયો.

## ગવસે આલમના વિશે આપની રાય (મંતવ્ય)

શયખ સુધા તૂરહ રહમતુલ્લાહિ અલયહિ પોતાના મુરશિદ હઝરત સુલતાનુલ અવલિયાના પૌત્ર હઝરત ગવસે આલમ ખ્વાજા મુહમ્મદ ઝમાં સાની રહિમહુલ્લાહુના જન્મના સમયે પણ જીવતા હતા.

આપે જયારે પોતાના મુરશિદના પૌત્રને જોયા તો ફરમાવ્યું કે :

"નામનું એક જેવું હોવું આમ છે અને અમુક હાલતોમાં હકીકતનું એક સમાન હોવું પણ શકય છે, પરંતુ દરેક ઈન્સાનનું શરીર અલગ અલગ હોય છે, પણ ગવસે આલમ નામ, શરીર અને હકીકત બધી રીતે બિલકુલ પોતાના દાદા હઝરત સુલતાનુલ અવલિયા જેવા છે."

## ગુર્દા (કિડની)ના દુઃખાવાનો રૂહાની ઈલાજ

શયખ સુધા તૂરહના ગુર્દા (કિડની)માં પથરી હતી, જેના કારણે જયારે દુઃખાવો થતો હતો તો આપ બેચેન થઈ જતા હતા.

એક દિવસ હઝરત ગવસે આલમ ખ્વાજા મુહમ્મદ ઝમાં સાની રહમતુલ્લાહિ અલયહિને આપ પર દયા આવી ગઈ અને તેમણે

આપને તેનો રૂહાની ઈલાજ બતાવ્યો.

જયારે આપને દુઃખાવો થતો હતો તો આપ પોતાના પર આ બતાવેલા તરીકા પ્રમાણે ફના અને બેખૂદીની કૈફિયત તારી કરી લેતા હતા અને આ રીતે આપનો દુઃખાવો દૂર થઈ જતો હતો.

## ઈન્તિકાલ

આપનો ઈન્તિકાલ ૧૨૪૬ હિજરીસન મુતાબિક ૧૮૩૦ ઈસ્વીસનમાં થયો.

## આપનો મઝાર

આપનો મઝાર ટન્ડૂજાન મુહમ્મદ (જિલ્લો : થરપારકર)થી ત્રણ માઈલ દૂર ઉત્તર દિશા તરફ એ જ મકામ પર છે, જે મકામ આપને ખ્વાબમાં હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તરફથી દેખાડવામાં આવ્યું હતું.

આપ ફરમાવ્યા કરતા હતા કે :

જયાં મારો મઝાર છે તેની સરહદમાં અને તે કબ્રસ્તાનમાં જે પણ દફન થશે તેને આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની બારગાહ સુધી પહોંચાડવું મારું કામ છે, પછી શફાઅત કરવું તેમનું કામ છે.

## ૧૪ હઝરત શયખ મુહમ્મદ સિદ્દીક અવભી (રહ.)

લુવારી શરીફના આસ્તાનહના સરતાજ હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાં રહમતુલ્લાહિ અલયહિ (અવ્વલ)ના એક કામિલ ખલીફા 'મુહમ્મદ સિદ્દીક અવભી' છે જેઓ 'અવભહ' નામના ઈલાકાના રહેવાસી હતા, એ જ કારણે 'અવભી' નામે મશહૂર હતા.

તેઓ ફરમાવે છે કે :

હું ઘણો મોટો આલિમ હતો, પણ જયારે હઝરત સુલતાનુલ અવલિયા રહિમહુલ્લાહુની ખિદમતમાં હાજર થયો અને તેમનાથી ફયઝ હાસિલ કર્યો તો જે કંઈ મારા દિલમાં હતું તે બધું સાફ થઈ ગયું.

જયારે 'મરગૂબુલ અહબાબ'ના લેખકે તેમને વયોવૃદ્ધ હાલતમાં જોયા તો તે સમયે તેમણે ફરમાવ્યું કે :

**'અકનૂં પંજાહ સાલ અસ્ત કે હનોઝ આં નિસ્યાં બર કરાર અસ્ત.'**

અર્થાત્ હમણાં હું પચાસ વરસનો થઈ ગયો છું, પરંતુ અલ્લાહ તઆલાના સિવાયને ભૂલી જવાની કૈફિયત હજુ સુધી બરકરાર છે.

આપના વધુ હાલાત મળી શકયા નહિ.

## (૧૫) હઝરત ઈલાહ દાદ રહમતુલ્લાહિ અલયહિ

હઝરત સુલતાનુલ અવલિયા ખ્વાજા મુહમ્મદ ઝમાં (લુવારી શરીફ)ના ખાસ ફયઝ મેળવેલાઓમાંથી એક લાડલા અને પ્રિય ફયઝ મેળવેલ 'ઈલાહ દાદ' પણ છે, જેઓ બલોચ પરિવારથી સંબંધ ધરાવનાર એક ઈબાદતગુઝાર અને પરહેઝગાર હતા, જેઓ હઝરતની એક કીમિયાની નિગાહની અસરથી આરિફ બિલ્લાહ બની ગયા.

### મુરશિદની કદર ઓળખવી

આ કેટલો કિમતી જૌહર હતો અને હઝરત જેવા ઝવેરીની નઝરમાં તેની કેટલી ઈઝઝત હતી, તેનું અનુમાન આ બનાવથી સારી રીતે થઈ શકે છે કે :

જયારે 'ઈલાહ દાદ' દૂરનો સફર કરીને બયઅત થવાના હેતુથી

હઝરત સુલતાનુલ અવલિયાની બારગાહમાં પહોંચ્યો તો ત્યારે સાંજ થઈ ગઈ હતી અને હઝરતની તબીઅત સારી ન હોવાના કારણે હઝરત બહાર હાજર ન હતા. હઝરતના હુજરહની બહાર ઊભેલા સેંકડો મુરીદો જેમણે ઘણાં દિવસથી હઝરતની ઝિયારત કરી ન હતી. તેમણે જયારે ઈલાહ દાદને આ બતાવ્યું કે :

હઝરત બીમારીના કારણે ઘણાં દિવસોથી બહાર તશરીફ લાવ્યા નથી, તો તેનું દિલ મુરજાઈ ગયું અને તેને ઘણો સદમો થયો, પરંતુ જૌહરની યોગ્ય કદર કરનાર પોતાની બાતિની નિગાહોથી તેને ઘરમાંથી જોઈ રહ્યો હતો. હજુ વાતો થઈ રહી હતી કે અચાનક અવાજ આવ્યો કે :

"ઈલાહ દાદ કયાં છે ? "

ઈલાહ દાદ આ વિચારીને ચુપ રહ્યા કે કદાચ કોઈ બીજા ઈલાહ દાદને પૂછવામાં આવી રહ્યું છે, કારણ કે અહીં મને ઓળખનાર કોણ છે ?

એટલામાં પાછો અવાજ આવ્યો.

આપ પાછા પણ ચુપ રહ્યા.

જયારે ત્રીજી વખત આ કહીને પુકારવામાં આવ્યા કે :

"ઈલાહ દાદ બલોચ કયાં છે ? "

તો પછી આપને આશ્ચર્ય થયું અને આગળ વધીને કહેવા લાગ્યા કે :

"એક ઈલાહ દાદ તો હું છું."

લોકોએ કહ્યું કે :

"મિયાં અજીબ માણસ છો. તમે જોતા નથી ? કેટલા સમયથી હઝરત સુલતાનુલ અવલિયા દરવાજા પર ઊભા રહીને તમોને બોલાવે છે ? "

આ આશિકને બીજું શું જોઈતું હતું. દિલની મુરાદ પૂરી થતા જોવામાં આવી તો દોડતો દોડતો આપની ખિદમતમાં હાજર થઈ ગયો.

હઝરતે ફરમાવ્યું કે :

"અમે તને પોતાનો મુરીદ બનાવીએ છે, પણ બીમારી અને અશકિતના કારણે આજે તલકીન કરીશું નહિ, તેના માટે પછી આવજો."

જેથી બયઅત કરીને હુકમ આપ્યો કે :

"હવે જાઓ અને આજે રાત્રે અમારા વાલિદ બુઝુર્ગવારની મઝાર પર જાગો અને ઈબાદત કરો."

ઈલાહ દાદ તે જ સમયે મઝાર મુબારક તરફ રવાના થઈ ગયા, પણ થોડું દૂર ચાલીને રસ્તો ભૂલી ગયા, કારણ કે અજાણ્યા માણસ હતા. મઝારનો રસ્તો કયારેય જોયો ન હતો. પાછું જઈને પૂછવાને તેણે બેઅદબી સમજયું અને એક રસ્તાને અપનાવીને તે રસ્તા પર ચાલવા લાગ્યા. તેને દૂરથી રોશની નઝર આવી. તે એ તરફ જ ચાલવા લાગ્યા અને છેવટે એ રોશનીમાં પોતાની મંઝિલે મકસૂદ અર્થાત્ મઝાર મુબારક પર પહોંચી ગયા. આખી રાત ઈબાદતમાં મશગૂલ રહ્યા.

જયારે સવાર થઈ અને તેણે પોતાના અંદર નઝર નાંખી તો તેને ખબર પડી કે :

તે મઅરિફતની ઘણી મંઝિલો તય કરી ચુકયા છે.

ત્યાંથી તે હઝરતની ખિદમતમાં હાજર થયા અને અલ્લાહ તઆલાનો શુક્ર અદા કરીને તેણે પોતાની આ રૂહાની તરક્કીઓની હાલત હઝરતને બયાન કરી.

પછી આપે તેને નિસબત પહોંચાડી અને એક જ નિસબતમાં જે

મંઝિલો બાકી હતી તે પણ તય કરાવીને અલ્લાહ તઆલા સુધી પહોંચાડી દીધા અને રુશદો હિદાયતની તલકીન ફરમાવીને વિદાય કરી દીધા.

## મુરશિદની દુઆ

જયારે ઈલાહ દાદ વિદાય થવા લાગ્યા તો હઝરતને અરજ કરી કે :

"કિબ્લહ ! મારો એક ભાઈ છે, જે ઈર્ષાના કારણે મારો દુશમન થઈ ગયો છે અને મને હંમેશા તેનાથી ખતરો રહે છે કે કયાંક તે મને મારી ન નાંખે. આ વિષે આપ મારા માટે દુઆ ફરમાવો."

આપે તે જ સમયે ફરમાવ્યું કે :

"ચિંતા ન કરો, અલ્લાહ તઆલા બધું સારું કરશે."

જેથી મુરશિદની ઝબાનથી જે નીકળી ગયું તે જ થઈને રહ્યું.

જંગલ–રણ પ્રદેશના રસ્તામાં તે જ એના લોહીનો તરસ્યો ભાઈ તેને મળી ગયો, જેને જોતાં જ આ ડરી ગયો અને તેના બદલાના જોશને જોઈને એને યકીન થઈ ગયો કે હવે મારો અંતિમ સમય આવી ગયો છે, પણ જે કામિલ મુરશિદની પનાહમાં આવી ગયો હતો તેનો કોણ વાળ વાંકો કરી શકે છે ?

જેથી કુદરતના તરફથી તેની એવી હિફાઝત કરવામાં આવી કે આંધીનું એક તોફાન આવ્યું, જેમાં તે જાનનો દુશમન ગાયબ થઈ ગયો અને આ મુરીદ હિફાઝતથી પોતાના મુરશિદને દુઆઓ આપતો આપતો ઘરે પહોંચી ગયો.

## ૧૯ હઝરત બંગલા ફકીર રહમતુલ્લાહિ અલયહિ

હઝરત સુલતાનુલ અવલિયા ખ્વાજા મુહમ્મદ ઝમાં રહમતુલ્લાહિ અલયહિના સાહિબે નિસબત મુરીદોમાંથી એક બંગલા

ફકીર પણ હતા. જેઓ ગૌપાન્ગ અર્થાત્ 'દરબેલહ'ના રહેવાસી હતા.

તેઓ જયારે પોતાના ગામથી આપની ઝિયારત માટે 'લુવારી શરીફ' રવાના થયા તો રસ્તામાં 'બન્ગલૂરહ' નામના ગામમાંથી પસાર થયા. ત્યાં તેના પેશઈમામને જયારે આ ખબર પડી કે આ ફકીર લુવારી શરીફ જઈ રહ્યો છે તો તેણે કહ્યું કે :

પોતાના પીરને મારો સંદેશો આપશો કે :

"આપ બાજમાઅત નમાઝ શા માટે અદા કરતા નથી ? "

ફકીરે કહ્યું કે :

"મારી શું મજાલ કે હું હઝરતના સામે એવી ગુસ્તાખી કરું ? "

જયારે મગરિબના સમયે તે પેશઈમામે નમાઝ પઢાવવાની શરૂ કરી તો તે કુર્આન શરીફ પઢી શકયો નહિ, જો કે તે આખા કુર્આન પાકનો હાફિઝ હતો, પણ તે સમયે તેનાથી એક પણ આયતની તિલાવત થઈ શકી નહિ.

છેવટે મજબૂર થઈને તેણે કહેવું પડયું કે :

"આ બધું મારી બેઅદબીનું પરિણામ છે. હું તવબહ કરું છું."

જયારે તેણે તવબહ કરી લીધી તો કુર્આન શરીફ પણ તેની ઝબાન પર જારી થઈ ગયું.

જયારે બંગલા ફકીર હઝરતની ખિદમતમાં હાજર થયો તો આપે તેને જોતાં જ ફરમાવ્યું કે :

"તમે દરબેલહના ગામથી આવી રહ્યા છો ? "

તેણે અરજ કરી કે :

"જી હાં."

તે પછી આપે ફરમાવ્યું કે :

"બેશક, જમાઅતની સાથે નમાઝ પઢવું ઘણું જરૂરી અને સારું કામ છે, પરંતુ અશકિત અને વૃદ્ધાવસ્થાના કારણે અમે એવું કરવાથી મઅઝૂર છીએ."

હઝરતના આ કશ્ફને જોઈને બંગલા ફકીર હયરાન રહી ગયો અને તેની માન્યતા અને અકીદત વધારે દૃઢ થઈ ગઈ.

## ૧૭ હઝરત હાફિઝ અય્યૂબ રહમતુલ્લાહિ અલયહિ

લુવારી શરીફના આસ્તાનહના જૂના ખાદિમ અને સુલતાનુલ અવલિયા હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાં રહમતુલ્લાહિ અલયહિના લાયકાતપાત્ર મુરીદ 'હાફિઝ અય્યૂબ', જેમનાથી હઝરત સુલતાનુલ અવલિયા વિષે કેટલીક રિવાયતો મીર નઝર અલી ખાં તાલપૂરે સાંભળીને પોતાની કિતાબ 'મરગૂબુલ અહબાબ'માં નકલ કરી છે.

આપ પર હઝરતની ખુસૂસી ઈનાયતનો એક આ બનાવ પણ એ જ કિતાબમાં લખ્યો છે કે :

'હાફિઝ અય્યૂબ' ખેડૂત હતા, ખેતી–વાડી કરીને પોતાનું અને પોતાના પરિવારનું ગુજરાન ચલાવતા હતા.

એક વરસે એવું થયું કે તેમને જમીનમાં માત્ર અઢી મણ જુવાર થઈ. આપનો પરિવાર હતો, એટલા માટે બીજા વરસના પાક સુધી તે અઢી મણ જુવારમાં જીવન વિતાવવું ઘણું મુશકેલ થઈ ગયું.

આપ ફરમાવે છે કે :

મને આટલી મુદત માટે ઓછામાં ઓછું વીસ મણ અનાજની જરૂરત હતી, તો મારો જીવનનિર્વાહ થઈ શકતો હતો.

આપ એમાંથી એક મુઠ્ઠી ભરીને જુવાર લઈને પોતાના મુરશિદ હઝરત સુલતાનુલ અવલિયાની ખિદમતમાં હાજર થયા અને અરજ કરી કે :

"કિબ્લહ ! આ જુવાર પર દમ ફરમાવી દો, જેથી અલ્લાહ તઆલા એમાં બરકત આપે."

કહે છે કે :

તે જુવાર હઝરતે પોતાના મુબારક હાથમાં લઈને થોડો સમય રાખી અને દમ કરીને મને પાછી આપી દીધી અને ફરમાવ્યું કે :

"એને બીજી જુવાર સાથે મેળવીને રાખો અને જે વાસણમાં આ જુવાર છે તેનું મોઢું સખતીની સાથે એ રીતે બંધ કરી દો કે તે કયારેય પણ ખુલે નહિ. જયારે જરૂરત પડે તો તે વાસણના નીચેના ભાગે કાણું કરી દેજો અને તેમાંથી કાઢતા રહેશો."

હાફિઝ અય્યૂબ કહે છે કે :

તેણે એમ જ કર્યું અને અલ્લાહ તઆલાએ એમાં એટલી બરકત પૈદા કરી દીધી કે અમે આખું વરસ તેને ખાતા રહ્યા, પણ તેમાં કમી આવી નહિ.

એક દિવસે તેમની ગેરહાજરીમાં તેમનો સાળો તેમના ઘરે આવ્યો અને તેમની પત્નીથી (જે તેની બહેન હતી) કહેવા લાગ્યો કે :

"તમે ઘણાં ધનવાન થઈ ગયા છો, અમારી આ હાલત છે કે અમે ભૂખથી મરી રહ્યા છીએ."

તેની આ વાત પર આપની પત્નીએ તેને હઝરતની પૂરી વાત બતાવી દીધી અને તે વાસણથી ઢાંકણ કાઢીને પણ તેને બતાવી દીધું કે :

"જુઓ ! અમારે ત્યાં તો માત્ર આ અઢી મણ જુવાર છે."

જયારે હાફિઝ અય્યૂબ ઘરે આવ્યા અને પત્નીએ આપને પૂરી વાત સંભળાવી તો આપે માથું પકડી લીધું અને કહ્યું કે :

"જો તું ઢાંકણ કાઢતે નહિ તો આપણી આખી ઝિંદગીના માટે આ જ અઢી મણ કાફી થઈ જતે. અને એમાં અલ્લાહ તઆલા આ જ રીતે બરકત અતા ફરમાવતે."



## ૧૮ હઝરત સય્યિદ દીન મુહમ્મદ કદીમ (રહ.)

હઝરત સુલતાનુલ અવલિયા ખ્વાજા મુહમ્મદ ઝમાં રહમતુલ્લાહિ અલયહિના લગભગ ૧૨૦૦૦ (બાર હઝાર) મુરીદ એવા હતા જેઓ અલ્લાહ તઆલા સુધી પહોંચી ચુકયા હતા અને એમાંથી ચાલીસ અસહાબ એવા હતા જેઓ સાહિબે કમાલ અને પોતાના સમયના ઈલ્મ અને ઈરફાનમાં અનમોલ ગણાતા હતા. તેઓમાંથી એક સય્યિદ દીન મુહમ્મદ કદીમ પણ હતા જેમને 'ફિરદવસુલ આરિફીન'ના લેખક 'હકીકતે આગાહ' જેવા લકબથી યાદ કરે છે.

આપનો એક બનાવ આપની ઝબાને 'ફિરદવસુલ આરિફીન'ના લેખકે નકલ કર્યો છે :

એમાં આપની રૂહાની લાયકાત અને ઈરફાની મકામનો સારી રીતે અંદાઝો થઈ શકે છે.

આપ ફરમાવે છે કે :

સૌથી પ્રથમ જયારે હું ખ્વાજા મુહમ્મદ ઝમાં રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થયો અને આપની સોહબતમાં રહીને પોતાનો સુલૂક તય કરવા લાગ્યો તો કેટલાક સાથીઓએ મને કહ્યું કે :

"ટૂંક સમયમાં જયારે તમે તરક્કી કરશો તો તમોને અનોખી અનોખી વસ્તુઓ નઝર આવશે, અહીં સુધી કે અર્શ અને

અર્શનો ઘૂમટ પણ તમારી નિગાહો સામે આવી જશે.''

આપ ફરમાવે છે કે :

એક મુદ્દત વિતી ગઈ અને હું એ જ ઈન્તિઝારમાં રહ્યો કે અર્શ વગેરે મને ક્યારે નઝર આવશે, પણ જ્યારે કંઈ નઝર ન આવ્યું તો મેં હઝરતને અરઝ કરી અને પોતાના સાથીઓની વાત પણ બયાન કરી.

આપે ફરમાવ્યું કે :

> ''હાં, આ બધી વાતો શરૂઆતમાં થતી હતી, પણ હવે હું સાલિકને હયરત અને તઅજ્જુબના તે રસ્તાઓથી સુલૂકની મંઝિલો તય કરાવું છું કે એમાં તેને કંઈ નઝર આવતું નથી.''

## આસ્તાનહની આબાદીની દુઆ

પોતાના મુરશિદ સાથે બેપનાહ ઈરાદત અને અકીદત તથા અપાર મુહબ્બતના કારણે આપની આ આરઝૂ હતી કે મુરશિદનું આસ્તાનહ હંમેશા એ જ રીતે આબાદ રહે અને તેની રોનક એ જ પ્રમાણે કાયમ રહે અને એમાં દરરોજ વધારો થતો રહે.

જેથી આપ અકસર અલ્લાહ તઆલાની બારગાહમાં દુઆઓ કરતા રહેતા હતા કે :

> ''હે અલ્લાહ ! અમારા પીરો મુરશિદને એક નેક ફરઝંદ અતા કર, જે આ મસનદની રોનકને વધારે.''

આપ ફરમાવે છે કે :

અલ્લાહ તઆલાએ મારી વિનંતીઓને સાંભળી લીધી અને એક દિવસ ઈશાના સમયે એક મજઝૂબ મારા ઘરે આવ્યો અને મને મોટેથી અવાજ આપ્યો.

જયારે હું બહાર ગયો તો મને કહેવા લાગ્યો કે :

"સય્યિદ મુબારક હોય, તમારા મુરશિદના ઘરમાં એક એવો કુતુબે ઝમાં પૈદા થનાર છે જેના ભાગ્યશાળી વુજૂદથી આખી દુનિયા નૂરાની અને ફયઝયાબ થશે."

આ કહીને તે મજઝૂબ અચાનક મારી નિગાહોથી અદશ્ય થઈ ગયો અને હું વિચારતો રહી ગયો કે :

આ હઝરત ખિઝર હતા કે કોઈ ગૈબી (અદશ્ય) માણસોમાંથી હતા ?

મેં દિલમાં વિચાર્યું કે હઝરતની પાસે જઈશ, તો આ વાત જરૂર અરઝ કરીશ.

ફરમાવે છે કે :

જયારે હું પોતાના ઈલાકાથી સફર કરીને થોડા મહિના પછી હઝરતની ખિદમતે અકદસમાં પહોંચ્યો તો એ અગાઉ કે આ બનાવ વિષે હું કંઈ અરજ કરૂં, આપે મને જોતાં જ ફરમાવ્યું :

"સય્યિદ ! તે મજઝૂબ તમોને શું કહી રહ્યો હતો ? "

મેં આખો બનાવ બતાવ્યો તો મારા મુરશિદ હઝરત ખ્વાજાએ ફરમાવ્યું કે :

"હાં, ઘરમાં (પત્ની) ઉમ્મીદની સાથે (હામિલહ, ગર્ભવતી) છે."

અને થોડા મહિના પછી મહબૂબુસ્સમદ ખ્વાજા ગુલ મુહમ્મદનો જન્મ થયો.

## ૧૯ હઝરત હાફિઝ સદરુદ્દીન રહિમહુલ્લાહ

હઝરત સુલતાનુલ અવલિયા ખ્વાજા મુહમ્મદ ઝમાં રહમતુલ્લાહિ અલયહિ લુવારી શરીફના ખાસ ખિદમત કરનારાઓમાંથી એક હાફિઝ સદરુદ્દીન છે, જેમના ઝિમ્મે માત્ર એક ખિદમત હતી અને તે હઝરતને વુઝૂ કરાવવાની હતી. આ ખિદમત તેમણે ઘણાં વરસો સુધી અંજામ આપી અને તેના ઝરીએ અલ્લાહ તઆલાની નિકટતાની મંઝિલો તય કરતા ચાલ્યા ગયા.

## મુરશિદની તઅરીફ

જયારે કોઈ આપથી સુલતાનુલ અવલિયાની શાનમાં અને આપના મુરીદોની શાનમાં પૂછતો હતો તો આપ જવાબમાં ફરમાવ્યા કરતા હતા કે :

"જેણે હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાં રહમતુલ્લાહિ અલયહિને જોયા, તો સમજી લો કે તેણે હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જોઈ લીધા અને જેણે તેમના મુરીદોને જોઈ લીધા તો સમજી લો કે તેણે સહાબએ કિરામ (રિદવાનુલ્લાહિ તઆલા અલયહિમ અજમઈન)ને જોઈ લીધા."

## અવલાદની તરબિયત

આપ ફરમાવતા હતા કે :

અમારા મુરશિદ હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાં રહમતુલ્લાહિ અલયહિએ પોતાના મુરીદોના અખ્લાક અને આદતોની એ રીતે તરબિયત ફરમાવી કે :

"શરીઅતની એક–એક વાતનો ખ્યાલ રાખવાનું શીખવ્યું."

આગળ ફરમાવે છે કે :

"એક દિવસ હું હઝરતની પાછળ–પાછળ જઈ રહ્યો હતો કે

રસ્તામાં પૈસા પડેલા નઝર આવ્યા.”

હું તે પૈસાઓને ઉઠાવી લેવાનો હતો કે હઝરતે મને મના કરી દીધું અને ફરમાવ્યું કે :

મુફતીઓનો ફતવો છે કે :

જો રસ્તામાંથી કોઈ પડેલો માલ મળે અને તેનો કોઈ માલિક ન મળે તો તે માલ મિસ્કીનો અને ગરીબોને ખયરાત કરી દેવામાં આવે. જો કે ત્યાં જ મૂકી દેવું મુસ્તહબ છે અને આ યાદ રાખો કે :

> “મુસ્તહબને છોડી દેવું સુન્નતને છોડવાના કરીબ છે અને સુન્નતને છોડી દેવું ફર્ઝને છોડવાના કરીબ છે અને ફર્ઝને છોડી દેવું કુફ્રના કરીબ છે.”

આપ ફરમાવે છે કે :

મુરશિદના આ ઈરશાદને સાંભળીને તે પૈસાઓને મેં ત્યાં જ મૂકી દીધા અને તે પૈસાઓ છ મહિના સુધી ત્યાં જ પડી રહ્યા અને છેવટે તે માટીમાં દબાઈ ગયા. પણ હઝરતના ઈરશાદના અનાદરની છેવટ સુધી કોઈને હિમ્મત ન થઈ. કોઈએ તેના તરફ નઝર ઉઠાવીને નહિ જોયું.

## ઈન્તિકાલ

‘મરગૂબુલ અહબાબ’ના લેખક મીર નઝર અલી ખાં તાલપૂર લખે છે કે :

આપ હઝરત સુલતાનુલ અવલિયાના ઈન્તિકાલ પછી ૪૦ (ચાલીસ) વરસ સુધી જીવતા રહ્યા.

એનાથી મા’લૂમ થાય છે કે આપનો ઈન્તિકાલ લગભગ ૧૨૨૮ હિજરીસન મુતાબિક ૧૮૧૪ ઈસ્વીસનમાં થયો, કારણ કે હઝરત સુલતાનુલ અવલિયાનો ઈન્તિકાલ ૧૧૮૮ હિજરીસન

મુતાબિક ૧૭૭૪ ઈસ્વીસનમાં થયો હતો.

## ૨૦ હઝરત હાફિઝ હફીઝ કબીર રહિમહુલ્લાહ

લુવારી શરીફના હઝરત સુલતાનુલ અવલિયા ખ્વાજા મુહમ્મદ ઝમાં રહમતુલ્લાહિ અલયહિ (અવ્વલ)ના મુરશિદ હઝરત ખ્વાજા અબૂલ મસાકીન ખ્વાજા મુહમ્મદ રહમતુલ્લાહિ અલયહિના અહલે દિલ મુરીદોમાંથી એક 'હાફિઝ કબીર' પણ હતા.

જેમની પોતાના મુરશિદ સાથે મુહબ્બત અને લગાવની આ હાલત હતી કે મુરશિદના ઈન્તિકાલ પછી તેમના માટે સિંધમાં રહેવું મુશકેલ થઈ ગયું અને તેમણે હજનો ઈરાદો કરી લીધો અને જયારે ત્યાં પહોંચ્યા તો મદીનહ મુનવ્વરહમાં આ વિચારીને ત્યાં આબાદ થઈ ગયા કે અહીં 'જન્નતુલ બકીઅ' જેવા કબ્રસ્તાનમાં દફન થવાની સઆદત નસીબ થઈ જશે.

એક દિવસે આપને હુઝૂર સરવરે કાઈનાત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત થઈ.

આપે તેમને ફરમાવ્યું કે :

"લુવારી તો મદીનહ જેવું જ છે, તમે ચાહો તો ત્યાં જઈને રહો."

બસ, આ હુકમ મળતાં જ આપ લુવારી શરીફ આવી ગયા અને અહીં આવીને આબાદ થઈ ગયા. અહીં જ આપનો ઈન્તિકાલ થયો અને અહીં જ આપનો મઝાર બન્યો.

એ જ સફરમાં એક દિવસ આપના માથામાં સખત દુઃખાવો થયો. જેના કારણે આપની આંખોની રોશની જતી રહી.

એક દિવસે હઝરત સુલતાનુલ અવલિયાએ પોતાના મુરીદોને

ફરમાવ્યું કે :

"અમારી આ જગ્યા (લુવારી) પણ મદીનહ મુનવ્વરહ જ છે."

અને એના સનદ રૂપે હફીઝ કબીરનો આ બનાવ ઈરશાદ ફરમાવ્યો.

અને આખો બનાવ સંભળાવવા પછી હસતા મુખે ફરમાવ્યું કે :

"આ જ સફરમાં તો તેમની આંખો જતી રહી હતી."

## ૨૧ હઝરત હાજી શહમીર રહમતુલ્લાહિ અલયહિ

હઝરત સુલતાનુલ અવલિયાનું જીવનચરિત્ર લખનાર 'મીર નઝર અલીખાન તાલપૂર'ના દાદા 'હાજી શહમીર', જેઓ હઝરતના મુરીદો અને અકીદતમંદોમાં મુહબ્બત, ઈખ્લાસ અને ખિદમતમાં એક ઉચ્ચ મકામ ધરાવતા હતા. તેઓ પ્રથમ વખત હઝરતની બારગાહમાં હાજરીનો અને હઝરતના પ્રિય બનવાનો બનાવ આ પ્રમાણે બયાન કરે છે કે :

જયારે હું પોતાના ત્રણ દોસ્તોની સાથે આપની ઝિયારતના હેતુથી ખિદમતે અકદસમાં હાજર થયો તો આપ તે સમયે ખાનકાહમાં તશરીફ ફરમા હતા. અમારાથી ખૈરિયત અને આફિયત મા'લૂમ કરી અને પછી હવેલીના અંદર તશરીફ લઈ ગયા અને ત્યાંથી અમારા માટે ઘણું સ્વાદિષ્ટ ખાવાનું મોકલ્યું.

તે સમયે મારા દિલમાં વિચાર આવ્યો કે :

હઝરતની આવકનો જાહિરી રીતે કોઈ ઝરીઓ પણ દેખાતો નથી, પછી આ કામ કેવી રીતે ચાલે છે ?

કહે છે કે :

એ ઉપરાંત મારા દિલમાં એક વસવસો પણ આવ્યો કે :

સાંભળ્યું છે આપ મુરીદોને શરઈ ફર્ઝ સિવાય કોઈ નફિલ વગેરેની પણ ઈજાઝત આપતા નથી, અહીં સુધી કે તેમને કુર્આને પાક અને દુરૂદ પઢવાથી પણ મના ફરમાવે છે.

કહે છે કે :

જયારે હું ખાવાનું ખાઈને ફારિગ થઈ ગયો તો આપ બહાર તશરીફ લઈ આવ્યા અને મારા તરફ મુતવજ્જિજહ થઈને ફરમાવ્યું :

"બાળકોને ઉમદહ અને સ્વાદિષ્ટ ખાવાનું ખવડાવવામાં આવે છે. જયારે તેમનો ખ્યાલ બીજી તરફ હોય છે તો તેમને કળાથી હાથમાં લુકમો લઈને તેમના મુખમાં નાંખવામાં આવે છે, એ જ પ્રમાણે અવલિયા અલ્લાહ પણ અલ્લાહ તઆલાના પાલતુ હોય છે, જેમને તે પોતે ખવડાવે છે."

"યાદ રાખો ! કુર્આન શરીફ પઢવું ફર્ઝ છે અને દુરૂદ શરીફ તો અમે પોતે દર જુમેરાતે પઢીએ છીએ, પછી જે માણસ માત્ર ત્રણ વખત 'કુલ' પઢે છે તેને પણ આખું કુર્આન શરીફ પઢવાનો સવાબ મળે છે, પણ જે તા'લીમ અમે પોતાના અસ્હાબને આપીએ છીએ તે એનાથી ઉચ્ચતર છે."

આપનો આ ઈશારો આ હદીસ શરીફ તરફ હતો કે :

مَنْ شَغَلَهٗ ذِكْرِىْ عَنْ مَسْأَلَتِىْ
اَعْطَيْتُهٗ اَفْضَلَ مَا اُعْطِىَ السَّائِلِيْنَ

એ જ પ્રમાણે 'મુઅજમે તબરાની'ની એક હદીસ શરીફ છે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે સહાબાને ફરમાવ્યું :

"હું તમોને એવી વસ્તુ ન બતાવી દઉં :

જે તમારા તમામ ઈલ્મ અને અમલમાં સૌથી અફઝલ હોય,

જે તમારા દરજ્જાઓ બુલંદ કરે અને
તે સદકહ કરવાથી અને જિહાદ કરવાથી પણ કઈ દરજ્જા બેહતર હોય."

સહાબા (રદિયલ્લાહુ અન્હુમ અજમઈન)એ અરજ કરી :
"યા રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !
તે કઈ વસ્તુ છે ? "

આપે ફરમાવ્યું :
"**હુ-વ ઝિક્રુલ્લાહ** તે અલ્લાહ તઆલાનો ઝિકર છે."

## ૨૨ હઝરત અલતાશ બિન શહમીર રહિમહુલ્લાહ

'મરગૂબુલ અહબાબ'ના લેખક મીર નઝર અલી તાલપૂરના વાલિદ અને હાજી શહમીરના ફરઝંદ 'અલતાશ બિન શહમીર તાલપૂર' હઝરત સુલતાનુલ અવલિયા ખ્વાજા મુહમ્મદ ઝમાં રહમતુલ્લાહિ અલયહિના લાયકાતપાત્ર મુરીદોમાંથી હતા.

હઝરતની બારગાહમાં હાજરી અગાઉની હાલત બયાન કરીને કહે છે કે :

"હું હજુ જુવાન થયો ન હતો, બાલિગ થવાની નજીક હતો. હમણાં સુધી મને હઝરતનો દીદાર નસીબ થયો ન હતો. પણ એટલા માટે કે આખો પરિવાર હઝરતનો મુઅતકિદ અને મુરીદ હતો અને તેમનાથી હઝરતની સૂરત અને સીરત તથા અખ્લાક અને આદતો તથા અવસાફ અને ગુણો સાંભળેલા હતા. જેથી મારો એક રૂહાની અને કલ્બી સંપર્ક હઝરત સાથે કાયમ હતો. જયારે પણ હું આ ખ્યાલી સંપર્ક અને હઝરતના તસવ્વુરમાં મશગૂલ થઈને મુરાકિબ થતો હતો તો માત્ર

હઝરતના ખ્યાલી તસવ્વુરથી મારા પર આ કૈફિયત તારી થતી હતી કે હું પોતાની ઝાતને આસમાન પર સમજતો હતો."

એનાથી અનુમાન કરી શકાય છે કે જયારે હઝરત સુલતાનુલ અવલિયાના એક ખ્યાલી સંપર્કમાં આ અસર હતી તો આપની સોહબત અને સહવાસમાં કેટલી અસર હશે ?

## અસલાફની અકીદત

આપના ફરઝંદ મીર નઝર અલી ખાન તાલપૂર લખે છે કે :

એક દિવસે મેં આપને પૂછયું :

"આપણા બાપ–દાદા (પૂર્વજો)ને કયારે અને કેવી રીતે હઝરત સુલતાનુલ અવલિયા સાથે ઈરાદત અને અકીદત થઈ ? "

તો એના જવાબમાં આપે ફરમાવ્યું કે :

તેની શરૂઆત આ રીતે થઈ કે મારા ચાચા ખાનપૂરમાં રહેતા હતા અને તે સમયના મશહૂર આલિમ શયખ અબ્દુર્રહીમ ગરહોડીનું અકસર તેમની પાસે આવવા–જવાનું રહેતું હતું, બલકે જુમ્અહના દિવસે જુમ્અહ મસ્જિદમાં તે અમારા અકાબિરોના કહેવા પર વઅઝ વગેરે ફરમાવતા હતા.

એક દિવસે કોઈએ તે મજલિસમાં કહ્યું કે :

"હઝરત શયખ બહાઉદ્દીન ઝકરિયા મુલતાની જેવા અવલિયાની શાન એ હતી કે ચાંદ પણ તેમના અસર હેઠળ હતો."

આ વાત પર શયખ અબ્દુર્રહીમ ગરહોડીએ ફરમાવ્યું કે :

"આ ઝમાનામાં તેઓની જેવી શાન અમારા હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાં રહિમહુલ્લાહુના ઘણાં મુરીદોમાં મવજૂદ છે."

તેઓ ફરમાવે છે કે :

જો કે શયખ અબ્દુર્રહીમ અલામતુલ અસર હતા અને તકવા તથા રિયાઝતમાં પણ ઘણાં મશહૂર હતા, એટલા માટે તેમની વાતનો બધાંએ યકીન કરવો પડયો. અને તે દિવસ પછીથી અમારો આખો પરિવાર તે આસ્તાનહની ઈરાદત અને અકીદતની સાથે સંબંધિત થઈ ગયો.

## હાજરીનો શરફ

અને એ જ ચાચાને (અર્થાત્ મીર નઝર અલી ખાન તાલપૂરના દાદાના ભાઈ) જયારે પહેલી વખત હઝરત સુલતાનુલ અવલિયાની બારગાહમાં હાજરી નસીબ થઈ તો તેમની હાલત તેઓ આ સંભળાવે છે કે :

"જયારે હું હઝરતની ઝિયારત માટે ગયો તો 'ગોઈ નહેર'ના કિનારેથી હું પસાર થયો.

જયાં મેં જોયું કે :

ચારે બાજુ હરિયાળી જ હરિયાળી છે. મારા દિલમાં વિચાર આવ્યો કે અહીંના લોકો ઘણાં ખૂશ અને સંપન્ન હાલ છે."

કહે છે કે :

જયારે હું આપની ખિદમતમાં પહોંચ્યો તો ખૈરિયત અને આફિયત પૂછવા પછી હઝરતે બીજી જ પળે અસહાબથી સંબોધિત થઈને ફરમાવ્યું કે :

'જો ગયર આબાદ ઈલાકાનો રહેવાસી કોઈ આ તરફ આવી જાય તો આ જ વિચારશે કે અહીંયાના રહેવાસી ઘણાં ખૂશહાલ છે.

હાં, જો તે દિલના તરફ જુએ, જેમાં અપાર નેઅમતો અને લિઝઝતો સમાયેલી છે તો તેમને જોઈને તે હયરાન રહી જાય.'

આ બનાવને નકલ કરવા પછી મીર નઝર અલી તાલપૂર આ શે'ર (પંકિત) લખે છે :

**ખ્વાજા નક્શબંદ બન્દ કુશાઈ,**
**બન્દ ગયર અઝ દિલ મુરીદ રવાઈ.**

## ૨૩ હઝરત ઈલયાસ દુરવેશ રહિમહુલ્લાહ

'દુરવેશ ઈલયાસ' લુવારીના બુઝુર્ગ હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાં રહિમહુલ્લાહુના બાકમાલ મુરીદ થયા છે. તેમણે ખ્વાજા મુહમ્મદ ઝમાં રહિમહુલ્લાહુ પછી તેમના જાનશીન હઝરત ખ્વાજા ગુલ મુહમ્મદ અને તેમના પછી હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાં સાની રહિમહુલ્લાહુની સોહબત પણ ઉઠાવી અને તેમનાથી પણ ફયઝ હાસિલ કર્યો.

### હયબત અને જલાલ

આપ જો કે ઘણાં અશકત અને કમઝોર હતા અને અંતિમ ઉંમરમાં તો આંખોની રોશનીથી પણ મહરૂમ થઈ ગયા હતા, પણ આપની હયબત અને રો'બની આ હાલત હતી કે કોઈ શખ્સ આપની સામે વાતચીત કરી શકતો ન હતો.

### મઅરિફતનો સાગર

હકીમ સય્યિદ મીર નૂર અલી લખવી એક બનાવ બયાન કરે છે કે :

એક દિવસ ખ્વાજા મુહમ્મદ ઝમાં સાની રહમતુલ્લાહિ અલયહિએ ઈલયાસ દુરવેશને જોઈને ત્રણ વખત 'સુબ્હાનલ્લાહ' પઢી.

તેઓ કહે છે કે :

જયારે મેં હઝરતથી આનું કારણ પૂછયું તો આપે ફરમાવ્યું કે :

"હું આ જોઈને તસ્બીહ પઢી રહ્યો છું કે આ દુરવેશની પાસે કંઈ જ ન હતું, પણ ખ્વાજા મુહમ્મદ ઝમાં (અવ્વલ) રહમતુલ્લાહિ અલયહિની ફયઝની નિગાહે તેને મઅરિફત અને હકીકતનો એક સાગર બનાવી દીધો છે."

હકીમ સાહબ કહે છે કે :

બીજા દિવસે મેં શું જોયું ?

ખ્વાજા મુહમ્મદ ઝમાં સાની આ દુરવેશના તરફ મુતવજ્જિહ થઈને તેને ફયઝ પહોંચાડી રહ્યા છે અને વરસાદની જેમ રહમતના ફયઝાનની વર્ષા થઈ રહી છે. આ વાત પર મેં 'સુબ્હાનલ્લાહ' કહ્યું.

હઝરત ખ્વાજાએ મારા તરફ નઝર ઉઠાવીને જોયું અને ફરમાવ્યું :

"શા માટે 'સુબ્હાનલ્લાહ' પઢો છો ? "

મેં અરજ કરી કે :

"મેં એટલા માટે 'સુબ્હાનલ્લાહ' પઢી છે કે કાલે આપ શું ફરમાવી રહ્યા હતા અને આજે શું કરી રહ્યા છો ? "

આપે ફરમાવ્યું કે :

"બસ, અલ્લાહ તઆલાની મરઝી છે, એમાં આપણો કોઈ ઈખ્તિયાર અને બસ નથી."

**કરામતહાસ્ત અંદર પર્દએ ગયબ,**
**નિગહ કુન તા કિરા રેઝન્દ દરે હબીબ.**

## ઈન્તિકાલ

આપનો ઈન્તિકાલ ૧૨૩૩ હિજરીસનમાં થયો.

આપનો મઝારે મુબારક 'દેહા બલીચા'ના કબ્રસ્તાનમાં ઉત્તર દિશા તરફ આવેલો છે.

# આઠમો વિભાગ

## દરગાહે આલિયહ લુવારી શરીફના સજજાદાનશીનો

### ૧ મહબૂબુસ સમદ હઝરત ખ્વાજા ગુલ મુહમ્મદ રહમતુલ્લાહિ અલયહિ

- આપ સુલતાનુલ અવલિયા ખ્વાજા મુહમ્મદ ઝમાં રહમતુલ્લાહિ અલયહિ (કુલાં લુવારી શરીફ)ના લાડલા, મહબૂબ, લાયક અને ફાઝિલ સાહબઝાદહ હતા.
- આપ પૈદાઈશી વલી હતા.
- બાળપણમાં જ આપની પેશાનીથી વિલાયતના ચિહ્નો જાહેર હતા.
- આપ માત્ર ૧૧ (અગિયાર) વરસની ઉંમરમાં પોતાના કુતુબે વકત બાપની મહાન રુશદો હિદાયતની મસનદ પર બિરાજમાન થઈ ગયા.

#### નામ અને જન્મ

- આપનું મુબારક નામ મુહમ્મદ હતું.
- આપનો લકબ મહબૂબુસ સમદ હતો.

●આપનો જન્મ ૧૧, રબીઉલ અવ્વલ, ૧૧૭૭ હિજરી મુતાબિક ૧૭૬૩ ઈસ્વી, જુમેરાતના દિવસે રાતે અર્થાત્ જુમ્અહની રાતે થયો.

## વિલાયતની નિશાનીઓ

**[૧] ત્રણ વરસની ઉંમરે વાસણની તસ્બીહ બતાવી દીધી !**

નાનપણથી જ આપમાં વિલાયતના અનવાર ચમકવા લાગ્યા હતા. એક દિવસે જયારે કે આપની ઉંમર મુશકેલથી ત્રણ વરસની હશે, ત્યારે આપ ખાનકાહમાં દોડીને આવી રહ્યા હતા કે આપના પગથી એક પથ્થરને ધક્કો લાગ્યો તે પથ્થર જઈને એક વાસણને લાગ્યો, તે વાસણમાં અવાજ પૈદા થયો. હઝરત સુલતાનુલ અવલિયા તે સમયે ત્યાં હાજર હતા.

ખ્વાજા ગુલ મુહમ્મદે હઝરતને પૂછયું કે :

"અબ્બાજી ! આ વાસણ શું કહી રહ્યું છે ? "

હઝરતે આપને ફરમાવ્યું :

"તમે જ બતાવો ! "

નાના બાળક ખ્વાજા ગુલ મુહમ્મદે ફરમાવ્યું કે :

આ વાસણ કહી રહ્યું છે :

حَسْبِیْ رَبِّیْ جَلَّ اللّٰهُ مَا فِیْ قَلْبِیْ غَیْرُ اللّٰهِ

[મારા માટે મારો અલ્લાહ કાફી છે અને મારા અંદર અલ્લાહ તઆલાના સિવાય બીજી કોઈ વસ્તુ નથી.]

આ સાંભળીને તમામ હાજરજનો આ નાના બાળકની આરિફાનહ વાત પર હયરાન રહી ગયા.

## [૨] પાંચ વરસની ઉંમરે અલ્લાહ તઆલાની સિફત બતાવી દીધી !

એ જ પ્રમાણે એક વખત જયારે કે આપની ઉંમર લગભગ પાંચ વરસની હશે. આપ મસ્જિદની સહનમાં એક ઝાડ પર જઈને બેસી ગયા.

વાલિદે ગિરામીએ પૂછયું કે :

"બેટા ! અહીં શું કરી રહ્યા છો ? "

તો જવાબ આપ્યો :

"અલ્લાહ તઆલાને યાદ કરી રહ્યો છું."

હઝરત ખ્વાજાએ પૂછયું કે :

"અલ્લાહ શું વસ્તુ છે ? "

તો સાહબઝાદહએ તત્કાળ જવાબ આપ્યો :

"અલ્લાહ નૂર છે."

આ જવાબ પર હઝરત ખ્વાજા ઘણાં ખૂશ થયા અને હાજરજનોને સંબોધીને ફરમાવ્યું કે :

"જુઓ ! તેણે કેટલો ઉમદહ જવાબ આપ્યો છે, જે કુર્આન શરીફ અનુસાર છે, કારણ કે અલ્લાહ તઆલા પોતે ફરમાવે છે :

اَللّٰهُ نُوْرُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ط (سورۂ نور:۳۵)

[અલ્લાહ તઆલા આકાશો અને પૃથ્વીને નૂર આપનાર છે.]

## સુલતાનુલ અવલિયાની નઝરે કરમ

આપના વાલિદે ગિરામી હઝરત ખ્વાજા સુલતાનુલ અવલિયાની આપ પર ખુસૂસી નઝરે કરમ હતી અને તેઓ આપથી

બેહદ પ્યાર અને મુહબ્બત કરતા હતા.

એક દુરવેશના દિલમાં આ વસવસો પૈદા થયો કે આપ સાહબઝાદહ સાથે આટલો પ્યાર શા માટે કરે છે ?

દુરવેશના દિલની વાત હઝરતે કશ્ફથી જાણી લીધી.

આપે તેને ફરમાવ્યું કે :

"સાહબઝાદહ સાથે અમારો આ કુર્બે હકીકી છે ન કે મજાઝી.

અમોને ખબર છે કે અલ્લાહ તઆલાનો તેમના પર અનંત પ્યાર છે, એટલા જ માટે અમે પણ તેમની સાથે પ્યાર કરીએ છીએ, નહિતર આ તમામ મુરીદો પણ અમારા ફરઝંદો જ છે."

કયારેક પોતાની મસનદ પર સાહબઝાદહને બેઠેલા જોતા તો હસતા મુખે હઝરત ફરમાવતા :

"જાને પિદર ! પોતાની જગ્યા ઓળખીને બેસી ગયા છે."

અને કયારેક આ શે'ર પઢતા :

**બ હર ખાનએ દિલ એ જાન આં કીસત ઈસતા દેહ,**
**બર તખ્ત શહ કે બાશદ ખબર શાહ વ શાહ ઝાદહ.**

<u>ભાવાર્થ</u> :

દિલના દરવાજે કોણ ઊભો છે ? બાદશાહના તખ્ત પર બાદશાહ અને તેના શાહઝાદાઓ સિવાય બીજું કોણ બેસી શકે છે ?

## ફયઝ પહોંચાડવાનો સિલસિલો

- હઝરતે બાળપણમાં જ ન માત્ર આપને આ સજજાદગી સોંપી દીધી હતી બલકે પોતાની સામે જ હકના તાલિબોને ફયઝ અપાવવાનો સિલસિલો પણ શરૂ કરાવી દીધો હતો.

● અમુક સમયે હઝરત સુલતાનુલ અવલિયા પોતાની મુબારક પાઘડી પોતાના માથા પરથી ઉતારીને સાહબઝાદહના માથા પર મૂકી દેતા હતા અને પછી ફરમાવતા હતા કે :

"હવે મુરીદોને તવજ્જુહ આપો."

## આપ પોતાના સમયના મુજદ્દિદ હતા

કયારેક હઝરત આ પણ ફરમાવતા હતા કે :

"જાને પિદર કલંદર છે અને આ હદીસ શરીફના મિસદાક છે, જેમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો મુબારક ઈરશાદ છે કે :

"દર ૧૦૦ (એક સો) વરસ પછી અલ્લાહ આ ઉમ્મતમાં એક શખ્સ પૈદા ફરમાવે છે જે એના દીનની તજદીદ કરતો રહે."

એનાથી મા'લૂમ થયું કે મુરશિદની નિગાહમાં આપ મુજદ્દિદે વકત પણ હતા.

'ફિરદવસુલ આરિફીન'ના લેખક અનુસાર આ આગાહી ત્યારે જાહેર થઈ જયારે બારમી સદીની પૂર્ણતા પછી તેરમી સદીની શરૂઆતમાં આ 'મુજદ્દિદે વકત'નો ફયઝ ચઉદમી રાતના ચાંદની જેમ ફેલવાનો શરૂ થયો અને આ હિદાયતના નૂરે દુનિયાની દરેક દિશાને રોશન અને પ્રકાશિત કરી દીધી.

## તા'લીમ અને તરબિયત

આપને કુર્આન શરીફની તા'લીમ માટે મદ્રસહમાં દાખલ કરવામાં આવ્યા, પરંતુ શરૂઆતમાં આપનું દિલ પઢવામાં લાગતું ન હતું.

આ સ્થિતિને જોઈને કેટલાક મુરીદોને વિચાર આવ્યો કે આ

સાહબઝાદહ રુશદો હિદાયતની મસનદને કેવી રીતે સંભાળશે ?

હઝરત સુલતાનુલ અવલિયાને મુરીદોના આ ખતરાઓની જાણ થઈ ગઈ.

હઝરતે મુરીદોને ફરમાવ્યું કે :

"અલ્લાહે જે એમને આપવું છે, તે દરેક હાલતમાં આપશે."

આપનું ફરમાન પૂરું થયું અને ધીમે ધીમે ઈલ્મનો શોખ પૈદા થયો અને આપે તમામ દીની અને અરબી ઈલ્મની પરિપૂર્ણતા કરી.

જયારે હઝરતનો ઈન્તિકાલ થયો ત્યારે આપ ઘણાં નાના હતા, એટલા માટે આપના વાલિદના ખાસ ખાસ મુરીદોએ મશવરહ કરવા પછી આપની તા'લીમ અને તરબિયત માટે ફકીર અબ્દુર્રહીમ ગરહોડીને કહ્યું. જેને તેમણે ખૂશીથી સ્વીકારીને પોતાના પીરઝાદહની તા'લીમ અને તરબિયતમાં કોઈ કમી ન છોડી. અહીં સુધી કે કાવ્યશાસ્ત્ર અને કાફિયહના ઈલ્મ સુધી આપે તા'લીમ હાસિલ કરી.

આ ફન (કળા)માં આપના ઉસ્તાદ હઝરત મવલાના શરફુદીન શહદાદપૂરી હતા. જેમણે એ ઉપરાંત સર્ફ અને નહવ (વ્યાકરણ)નો ઈલ્મ અને બીજા ઈલ્મોની પણ આપને તા'લીમ આપી.

આપના ઉસ્તાદ ફરમાવે છે કે :

"એક દિવસે હું સાહબઝાદહ સાહબને એક ઘણો મુશકેલ મસઅલો સમજાવી રહ્યો હતો, પણ મેં મહેસૂસ કર્યું કે આપ ચુપચાપ કોઈ બીજા વિચારમાં ડૂબેલા છે અને મારી વાતો પર ધ્યાન આપતા નથી. આ વાત પર મને અફસોસ થયો. મેં કહ્યું કે :

"આજે તો મારી બધી મહેનત બેકાર ગઈ."

આ સાંભળીને સાહબઝાદહ સાહબે તે આખા સબકનો એક

એક શબ્દ મને સંભળાવી દીધો જે મેં તેમને પઢાવ્યો હતો.

## રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના લુત્ફો કરમ

એક દિવસ ખ્વાજા મુહમ્મદ ઝમાં રહમતુલ્લાહિ અલયહિએ શરૂઆતના દિવસોમાં આપને સબક યાદ ન કરવા પર ઠપકો આપ્યો.

જયારે બપોરે હઝરત સૂતા તો ખ્વાબમાં હુઝૂરે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આપને ઝિયારત થઈ.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવી રહ્યા હતા કે :

"સાહબઝાદહને તકલીફ આપવાની કોઈ જરૂરત નથી. અમે પોતે તેમના મુઅલ્લિમ (ઉસ્તાદ) છીએ."

આ બનાવ પછી હઝરત ખ્વાજાએ આપને કયારેય કોઈ શબ્દ કહ્યો નહિ અને તા'લીમ વિશે કયારેય ઠપકો આપ્યો નહિ. અને એના વગર આપે બધાં ઈલ્મોની તકમીલ ફરમાવી.

અને ઝાહિરી ઉલૂમમાં એ મકામ પર પહોંચ્યા કે તે ઝમાનાના સય્યિદ મુહમ્મદ અને કાઝી અહમદ જેવા મોટા મોટા ઉલમા અને ફાઝિલો કહ્યા કરતા હતા કે :

અમે આટલો ઈલ્મ અને બુદ્ધિ ધરાવવા છતાં પોતાને આપની સામે એક બાળકની જેમ મહેસૂસ કરીએ છીએ.

અને સય્યિદ મુહમ્મદ કહ્યા કરતા હતા કે :

ઝાહિરી ઉલૂમમાં અમોને જો કોઈ મુશ્કેલી પેશ આવતી હતી તો આપની પાસે જઈને હલ થઈ જતી હતી. અહીં સુધી કે ખગોળશાસ્ત્રના રહસ્યો અને મર્મો પણ આપ એવી તફસીર અને વિસ્તારની સાથે બયાન ફરમાવ્યા કરતા હતા કે ઉલમાની બુદ્ધિઓ દંગ રહી જતી હતી.

## સજ્જાદહ નશીની

હઝરત સુલતાનુલ અવલિયા ખ્વાજા મુહમ્મદ ઝમાં રહમતુલ્લાહિ અલયહિના ઈન્તિકાલના સમયે આપની ઉંમર માત્ર ૧૧ (અગિયાર) વરસ હતી.

જેથી હઝરતની જગ્યાએ આપને સજ્જાદહ નશીન બનાવવા પર કેટલાક મુરીદોને એ'તિરાઝ પણ થયો કે :

આપ હજુ બાળક છે, મુરીદોની તરબિયત કેવી રીતે કરશે ?

પણ શયખ અબ્દુર્રહીમ ગરહોડી અને શયખ હાજી અબૂ તાલિબ જેવા સુલતાનુલ અવલિયાના ખાસ ખલીફાઓએ અકલી અને નકલી દલીલોથી આ સાબિત કર્યું કે :

> “વિલાયત અને રુશદો હિદાયતના મકામને ઉંમરની સાથે નિસબત નથી, બલકે આ મકામ અલ્લાહ તઆલા જેને અને જે સમયે ચાહે તેને અતા ફરમાવી દે છે, અહીં સુધી કે કેટલાક તો પૈદાઈશી વલી હોય છે.”

શયખ અબ્દુર્રહીમ ગરહોડીએ બધાંના વહેમ અને શંકાઓને દૂર કર્યા અને હઝરત સુલતાનુલ અવલિયાના ઈન્તિકાલના ત્રણ દિવસ પછી આપના હાથ પર સૌથી પ્રથમ આપે પોતે બયઅત કરી.

તે પછી આપના બીજા ખલીફાઓ દાખલા તરીકે : શયખ અબૂ તાલિબ, હાજી તાહિર, હાફિઝ હિદાયતુલ્લાહ વગેરેએ અને છેવટે બાકી બધાં મુરીદોએ બયઅતનો શરફ હાસિલ કર્યો.

માત્ર એક જ ઝાહિરી આલિમે હઝરત ખ્વાજા ગુલ મુહમ્મદના હાથે બયઅત થવાથી ઈન્કાર કર્યો, જેથી તેને જમાઅતમાં કાઢી મૂકવામાં આવ્યો.

## આપના ઉમદહ અખ્લાક

- આખો દિવસ હુજરામાં તશરીફ ફરમાવીને લોકોને રુશદો હિદાયત ફરમાવ્યા કરતા હતા. માત્ર નમાઝના માટે મસ્જિદમાં જતા હતા અથવા ખાવું ખાવા માટે ઘરમાં તશરીફ લઈ જતા હતા.
- તકવાની આ હાલત હતી કે કયારેય કોઈ ગયર મહરમ અવરતની સાથે આપે વાતચીત કરી નથી.
- મોટાઓની ઈઝઝત અને નાનાઓ પર શફકત આપનો સ્વભાવ હતો.
- પોતાના વાલિદના અસહાબમાંથી જયારે પણ કોઈ આપની મજલિસમાં આવતો ત્યારે જો પોતે પગ ફેલાવ્યા હોય તો તેને તત્કાળ વાળી લેતા હતા.
- લોકો, ખાસ કરીને અવરતો દુઆ કરાવવા માટે આપની પાસે આવીને આપને ઘણી તંગ કરતી હતી, પણ આપ કયારેય પરેશાન થઈને કોઈને ઝટકી નાંખતા ન હતા, બલકે દરેક પર રહમ અને કરમની નઝર ફરમાવ્યા કરતા હતા.

## આપ કુતુબે ઈરશાદ અને કુતુબે મદાર હતા

હઝરત સુલતાનુલ અવલિયા આપના વિશે ફરમાવ્યા કરતા હતા કે :

> "આ કુતુબે ઈરશાદ અને કુતુબે મદાર બનશે અને તેનું દિલ કલન્દરો જેવું હશે."

જેથી શયખ અબ્દુર્રહીમ ફરમાવે છે કે :

> "આપ જેવો ફર્ઝોની હિફાઝત અને સંભાળ કરનાર કલન્દર ન કોઈ થયો છે અને ન ભવિષ્યમાં કોઈ થશે."

## આપની બે અનોખી આદતો

હઝરત શયખ અબ્દુર્રહીમ ગરહોડી રહિમહુલ્લાહુ ફરમાવે છે

"આપમાં બે આદતો એવી છે જે ન કોઈ શયખ અને મુરશિદમાં ભેગી થઈ અને ન ભેગી થશે."

લોકોએ પૂછયું :

"તે કઈ આદતો છે ? "

આપે ફરમાવ્યું :

- "એક તો એ કે આપની ઝાહિરી શૈલી એવી હૂબહૂ સુન્નત અનુસાર છે કે તેનો કોઈ એ'તિરાઝ થઈ શકતો નથી. અને
- બીજી એ છે કે આપથી કયારેય કોઈ હતાશ થઈ શકતો નથી."

## મુરીદ અને મુરાદનો તફાવત

એક દિવસે હઝરત ખ્વાજાની મહેફિલમાં મખ્લૂકને હતાશ કરવાની વાત નીકળી તો આપે ફરમાવ્યું કે :

- "ઘણાં લોકો એવા છે જેઓ કોઈને તંગ કરતા નથી, પણ તેઓ 'મુરીદ' છે અને
- 'મુરાદ' તેને કહેવામાં આવે છે કે જેઓ પોતે પણ કોઈ વસ્તુથી તંગ અને પરેશાન ન હોય."

## કનાઅત (સંતોષ)

- ખાવામાં : સાદુ, મીઠું, ફીકુ, જે મળે તે ખાય લેતા.
- પહેરવામાં : જાડું–પાતળું જેવું મળી જતું હતું તે પહેરી લેતા હતા.
- ઝબાન પર કયારેય ફરિયાદનો કોઈ શબ્દ ઉચ્ચાર્યો નહિ.

એક વખત આપે જુલાબની દવા લીધી હતી, જેના કારણે આપનું પરહેઝીનું અલગ ખાવાનું પકાવવામાં આવ્યું હતું, પણ મુરીદોની બેપરવાહીથી તે પરહેઝીના ચાવલોમાં ત્રણ વખત મીઠું નાંખવાના કારણે તે ઝેર સમાન બની ગયું હતું.

જયારે તે ખાવાનું આપની સામે પેશ થયું તો આપે કોઈ પણ અણગમા વગર ઝબાન પર શિકાયતનો એક શબ્દ લાવ્યા વિના ઘણી ખૂશીથી ખાવાનું ખાધું.

જયારે આપનું બચેલું ખાવાનું બરકત રૂપે મુરીદોમાં વહેંચવામાં આવ્યું અને લોકોએ તે ઝેર જેવા ચાવલોને ચાખ્યા તો આશ્ચર્યમાં પડી ગયા કે હઝરતે એને કેવી રીતે ખાધા હશે ?

જયારે આપને પૂછવામાં આવ્યું તો આપે ફરમાવ્યું કે :

"અમારી રોઝી આ જ હતી, અમે એનાથી જ પોતાની હાજત અનુસાર ખાઈ લીધું."

## કરામતો

આપની કરામતો ઘણી છે, ઘણી કરામતો 'ફિરદવસુલ આરિફીન'ના લેખકે નકલ કરી છે. અહીં માત્ર નમૂના તરીકે બે કરામતો નકલ કરી છે.

### [૧] ડાકૂઓ ભાગી ગયા

એક વખત ડાકૂઓએ 'લુવારી શરીફ' પર હુમલો કરી દીધો.

જયારે આપને ખબર પડી તો આપ બહારની દીવાલ પર ચઢી ગયા અને પોતાની મુબારક ચાદર હાથમાં લઈને તેને હલાવી.

આ રીતે કરવાથી બધાં ડાકૂઓ ભાગી ગયા.

જયારે આપને તેના વિશે પૂછવામાં આવ્યું તો આપે ફરમાવ્યું :

"તે સમયે મશાઈખની અરવાહે તય્યિબહ (પવિત્ર રૂહો) અમારી મદદ માટે અહીં ભેગી હતી."

### [૨] ગયબથી પૈસાની વ્યવસ્થા થઈ ગઈ

જે ઝમાનામાં હઝરત સુલતાનુલ અવલિયા ખ્વાજા મુહમ્મદ ઝમાંના મુબારક મઝારનું નિર્માણનું કામ ઘણી ઝડપથી થઈ રહ્યું હતું, ત્યારે અચાનક એક દિવસ પૈસા પૂરા થઈ ગયા. આપે પરેશાન થઈને પોતાના ઘરના બધાં ઘરેણાં ગિરવે મૂકીને પૈસાનો બંદોબસ્ત કરવાનો ઈરાદો કર્યો.

રાતે ખ્વાબમાં હઝરત મુહમ્મદ ઝમાંને જોયા કે આપ ફરમાવી રહ્યા છે :

"ચિંતા કરવાની જરૂરત નથી."

બે–ત્રણ દિવસ માટે કામને રોકાવી દો. જેટલા પૈસાની જરૂરત પડશે તે ઘણા જલ્દી તમારા સુધી પહોંચી જશે.

બીજા જ દિવસે એક અજાણ્યો માણસ બે હઝાર રૂપિયાની એક થેલી લઈને આવ્યો અને આપની ખિદમતમાં પેશ કરી દીધી. જેનાથી રવઝહના નિર્માણનું બાકી કામ પૂર્ણ કરવામાં આવ્યું.

### આખિરતની લગન

આપને આપની મોતની પહેલાંથી જ ખબર થઈ ગઈ હતી.

બીમારીથી કેટલાક દિવસો અગાઉ આપે ફરમાવ્યું કે :

"૧૮ (અઢાર) વરસની ઉંમર પહેલાં મને આ દુનિયા સારી લાગતી હતી, તે પછી ૩૦ (ત્રીસ) વરસ સુધી બન્ને દુનિયા

એક જેવી લાગવા લાગી, પણ હવે પેલી દુનિયા (આખિરત) અમોને સૌથી વધુ અઝીઝ (વ્હાલી) છે.''

## બીમારીની સખત તકલીફમાં સહનશીલતા

આપને શીતળાની બીમારી થઈ, જેના કારણે આખું શરીર દાણાઓથી ભરાઈ ગયું. ગરમીના કારણે આખું શરીર તપતું હતું, પણ કયારેય આપે ન આક્રંદ અને રુદન કર્યું અને ન કોઈએ આપની તકલીફનો અવાજ સાંભળ્યો.

## ઈન્તિકાલ

આ દુનિયાની રહબરી અને હિદાયત કરીને આપ ૨૭, રબીઉલ અવ્વલ, ૧૨૧૮ હિજરીસન મુતાબિક ૧૮૦૩ ઈસ્વીસનના મગરિબ અને ઈશાના દરમિયાન માત્ર ૪૧ (એકતાલીસ) વરસની યુવાન ઉંમરે આપ પેલી દુનિયા તરફ કૂચ કરી ગયા.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

## અવલાદ

આપના ૬ (છ) ફરઝંદોના નામો આ છે :

(૧) ગવસે આ'લમ ખ્વાજા મુહમ્મદ ઝમાં સાની
(૨) શયખ અબ્દુલ લતીફ સગીર
(૩) અબૂલ કાસિમ
(૪) મુહમ્મદ અકરમ
(૫) આદમ
(૬) હાજી મુહમ્મદ

- છેલ્લા ચાર છોકરાઓ કપૂત અને નાફરમાન નીકળ્યા.
- પ્રથમ બન્ને છોકરાઓ ફરમાંબરદાર અને આજ્ઞાંકિત હતા અને માનવંત વાલિદની નઝરે ઈનાયત પણ તેમના પર વધુ હતી.

- એટલા માટે છેલ્લા ચારે ભાઈઓ તે બન્ને ભાઈઓથી ઈર્ષા રાખતા હતા, બળતા હતા અને તેમને તકલીફો અને ઈજાઓ આપતા હતા.
- હઝરતને પોતાના પ્રથમ બન્ને છોકરાઓ સાથે ઘણો પ્યાર હતો.

હઝરત એક દિવસ ખાનકાહ તરફ આવી રહ્યા હતા, રસ્તામાં આ બન્ને ફરઝંદો દોડીને આપની સામે આવી ગયા. આપે બન્નેને મુહબ્બતથી ભરપૂર નિગાહોથી જોઈને ફરમાવ્યું :

> "મુહમ્મદ ઝમાં બિલ્કુલ મોટા હઝરત (ખ્વાજા મુહમ્મદ ઝમાં) જેવા છે અને અબ્દુલ લતીફ બિલ્કુલ હાજી અબ્દુલ લતીફ (દાદા) જેવા છે."

## સજ્જાદહ નશીન

ઈન્તિકાલથી થોડાં દિવસ અગાઉ એક રાતે પોતાના મોટા સાહબઝાદહ મુહમ્મદ ઝમાં (સાની)ને પોતાની પાસે બોલાવ્યા.

તમામ મુરીદોને ભેગાં કરીને એકાંતમાં તેમને કેટલીક નસીહતો કરી અને પછી સાહબઝાદહ મુહમ્મદ ઝમાંને ફરમાવ્યું કે :

> "હવે આ જમાઅત આપને સોંપેલી છે, આપ જ એમના ઈમામ છો."

સાહબઝાદહ મુહમ્મદ ઝમાંએ અરજ કરી કે :

> "આપના બીજા પણ ફરઝંદો છે. આ અગત્યના હોદ્દા પર કોઈ બીજાને નિયુકત કરી દો અને મને માફ ફરમાવી દો."

હઝરતે ફરમાવ્યું કે :

> "આ મા'મલો અમારા અને તમારા બન્નેના ઈખ્તિયારથી બહાર છે, કારણ કે અલ્લાહ તઆલાએ પહેલાંથી જ આ હોદ્દા માટે એના લાયક જેને પૈદા ફરમાવ્યા છે, તેને જ આ

ઝિમ્મેદારી સોંપવામાં આવશે."

સાહબઝાદાએ ફરી પાછી અરજ કરી કે :

"હું એટલો વધુ ઈલ્મ પણ જાણતો નથી, એટલે મને જો આપ માફ ફરમાવી દો તો ઘણું સારું થશે."

આ વાતથી હઝરતે ગુસ્સામાં આવી ફરમાવ્યું કે :

"આજે તમારા જેવો આલિમ આખી દુનિયામાં શોધવાથી પણ મળશે નહિ."

## મલફૂઝાત

આપ પોતાની મહેફિલમાં અકસર ઘણી બોધદાયક વાતો ફરમાવ્યા કરતા હતા. તેમાંથી થોડાં મલફૂઝાત નકલ કરવામાં આવે છે.

આપ ફરમાવે છે :

(૧) ઊંટ જેવા પશુ પર જયારે ઈશ્કે મજાઝી (દુન્યવી પ્રેમ)નો ગલબહ થાય છે તો તે ચાર માસ ખાવું–પીવાનું છોડી દે છે. હવે જરા વિચાર કરો કે જે ઈન્સાન અને કામિલ વલી પર (અલ્લાહના) ઈશ્કે હકીકીનો ગલબહ થશે તેની શી હાલત થશે ?

(૨) ઝિંદગી અને દુનિયા બન્ને નાશવંત છે, તેનાથી દિલ લગાવવું જોઈએ નહિ.

(૩) ધનવાનોથી કોઈ લોભ અને લાલચ રાખવી જોઈએ નહિ અને એમની કોઈ પ્રકારની ખૂશામદ કરવી જોઈએ નહિ. તેમનાથી હંમેશા દૂર રહેવું જોઈએ.

(૪) હકીકી બુદ્ધિશાળી તે છે જે દુનિયાથી સંબંધોને તોડે છે.

(૫) તરીકતના માર્ગમાં અંદરની આંખની જરૂરત છે, ન કે બહારની આંખની જરૂરત છે.

(૬) ફકીરોની નઝર હંમેશા દિલના તરફ હોય છે, શોભા અને શણગારના તરફ હોતી નથી.

(૭) બહેતરીન પુરૂષ તેને કહેવામાં આવે છે જેણે પોતાના મુરશિદને ઓળખ્યો.

## ૨ ગવસે આ'લમ
## હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાં (સાની) (રહ.)

સિંધમાં નકશબંદી સિલસિલાની મહાન મસનદ 'લુવારી શરીફ'ના બીજા સજ્જાદહ નશીન સુલતાનુલ અવલિયા હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાં (અવ્વલ)ના પૌત્ર અને મહબૂબુસ સમદ ખ્વાજા ગુલ મુહમ્મદના સાહબઝાદહ ગવસે આ'લમ ખ્વાજા મુહમ્મદ ઝમાં હતા.

આપના વિશે હઝરત સુલતાનુલ અવલિયા ખ્વાજા મુહમ્મદ ઝમાં રહમતુલ્લાહિ અલયહિના દોસ્તો અને મુરીદો જેઓ આપના દૌર સુધી જીવતા રહ્યા, તેમનું બયાન છે કે :

- આપ સૂરત અને સીરત,
- અખ્લાક અને આદતો,
- ઝાહિર અને બાતિન,
- ખસાઈસ અને શમાઈલ,
- નામ અને કામ,

મલતબ કે દરેક વસ્તુમાં પોતાના દાદાના સમાન હતા.

### ખૂશખબરી

આપના જન્મ અગાઉ હઝરત સુલતાનુલ અવલિયા ખ્વાજા મુહમ્મદ ઝમાંના એક ખાસ મુરીદ હઝરત હાફિઝ હિદાયતુલ્લાહ વારંવાર કહ્યા કરતા હતા કે :

ઈન્તિકાલથી પહેલાં થોડી મુદત અગાઉ હઝરત સુલતાનુલ

અવલિયાએ મને બે ખૂશખબરી આપી હતી તેમાંથી :

એક આ હતી કે :

"અમે તમારી ઝિંદગીમાં જરૂર પાછા આવીશું."

બીજી આ હતી કે :

'મરવાથી પહેલાં તમારા પર જરૂર હકીકતે અહમદી સ્પષ્ટ થશે.'

લોકો તેમને કહેતા કે :

આ તો અશકય છે કે કોઈ ઈન્સાન આ દુનિયાથી ચાલી જવા પછી બીજી વખત પાછો આવે, પણ હાફિઝ હિદાયતુલ્લાહ હંમેશા આજ કહેતા હતા કે :

"મને પોતાના પીરની વાત પર સંપૂર્ણ યકીન છે."

જયારે ગવસે આ'લમની પૈદાઈશ થઈ અને આપનું નામ આપના દાદાના નામ પર મુહમ્મદ ઝમાં રાખવામાં આવ્યું તો તે દિવસે હાફિઝ હિદાયતુલ્લાહે કહ્યું :

"અલ્હમ્દુ લિલ્લાહ ! એક વાયદો તો પૂરો થઈ ગયો અને મને અલ્લાહ તઆલાથી ઉમ્મીદ છે કે આપનો બીજો વાયદો પણ જરૂર પૂરો થશે."

જેથી એવું જ થયું. સકરાતના સમયે હાફિઝ હિદાયતુલ્લાહે લોકોને બોલાવીને કહ્યું કે :

"લોકો ! આજે મારા મુરશિદનો બીજો વાયદો પણ પૂરો થઈ ગયો અને અલ્હમ્દુ લિલ્લાહ ! આજે મારા પર હકીકીતે અહમદી સ્પષ્ટ થઈ ગઈ છે."

**<u>સામ્યતા</u>**

શયખ સુધા તૂરહ હઝરત ગવસે આ'લમ વિશે કહ્યા કરતા હતા કે :

"એક સરખા નામો હોવું સામાન્ય વાત છે. અને કેટલીક હાલતોમાં હકીકતની સામ્યતા પણ શકય થઈ જાય છે, પણ દરેક ઈન્સાનનું શરીર અલગ અલગ હોય છે, પરંતુ ગવસે આ'લમ ખ્વાજા મુહમ્મદ ઝમાં નામ અને શરીર તથા હકીકત દરેક રીતે હૂબહૂ પોતાના દાદા હઝરત મુહમ્મદ ઝમાં (અવ્વલ) જેવા છે."

એ જ પ્રમાણે 'મરગૂબુલ અહબાબ'ના લેખકના દાદા પણ આ જ કહ્યા કરતા હતા કે :

"આપમાં અને આપના દાદામાં ઝરા પણ ફરક નથી."

## જન્મ

આપનો જન્મ રમઝાનુલ મુબારક જેવા રહમતો અને બરકતોવાળા મહીનામાં ૧૧૯૯ હિજરીસન મુતાબિક ૧૭૮૪ ઈસ્વીસનમાં થયો. દિવસ અને તારીખ સારી રીતે મા'લૂમ થઈ શકી નથી.

## બાળપણ (પૈદાઈશી વલી)

આપ પૈદાઈશી વલી હતા.

આપના વાલિદ આપના વિશે ફરમાવ્યા કરતા હતા કે :

"એવા ફરઝંદ દુનિયામાં ઘણાં ઓછા પૈદા થાય છે."

## બાળપણમાં આપની કરામતો

બાળપણમાં જ આપથી કરામતો ઝાહિર થવા લાગી હતી.

જે ઝમાનામાં આપ મકતબ (મદ્રસહ)માં પઢતા હતા, ત્યારે એક દુરવેશ આપની પાસે આવ્યો અને ફરિયાદ કરવા લાગ્યો કે :

એક મુદ્દતથી વરસાદ થયો નથી અને દુકાળના કારણે અમારા ઘણાં જાનવરો હલાક થઈ ગયા છે.

આપે તે દુરવેશને સંતોષિત કર્યા અને કાગળના ટુકડા પર કંઈક લખીને તેને આપ્યો અને ફરમાવ્યું કે :

"એને મદ્રસહની ફલાણી દીવાલ પર જઈને લટકાવી દો."

દુરવેશે યકીન કરીને એવું જ કર્યું અને અલ્લાહ તઆલાની કુદરત, બપોરના સમયે ગાઢ વાદળો આસમાન પર છવાઈ ગયા અને મૂસળધાર વરસાદ આસમાનથી વરસવા લાગ્યો.

## દૂરના દેશો પણ આપને દેખાતા હતા

એ જ પ્રમાણે મીર નૂર અલી લખનવી આપના બાળપણનો એક બનાવ બયાન કરે છે કે :

એક દિવસ ગરમીની ઋતુની તીવ્ર બપોરે આપે ગરમ કોટ મંગાવ્યો અને પહેરી લીધો.

થોડા સમય પછી જયારે લોકોએ તેના વિશે પૂછયું તો ફરમાવવા લાગ્યા કે :

"આજે ફલાણા દેશમાં ઘણો વધારે વરસાદ થઈ રહ્યો હતો. જેનાથી ત્યાંની ઘણી ઈમારતો પડી ગઈ છે. અમે આ બનાવો જોઈ રહ્યા હતા કે હમોને પણ ઠંડી મહેસૂસ થવા લાગી, એટલા માટે મજબૂરીની હાલતમાં કોટ પહેરવો પડયો."

## સય્યિદ મીર અહમદ બરેલવી વિષે આગાહી

આપના એક સાચા મુરીદ શયખ મુહમ્મદ આબિદની હાજરીમાં એક દિવસે આપની સામે સય્યિદ અહમદ બરેલવીનો

ઉલ્લેખ થયો કે તેમનું કહેવું છે કે :

તેઓ શીખો સાથે જિહાદના માટે નીકળ્યા છે.

આપે ફરમાવ્યું કે :

“જો તેઓ સાચે જ અને હકીકતમાં અલ્લાહ તઆલાના તરફથી જિહાદ કરવા માટે મુકર્રર કરવામાં આવેલા છે તો ખરેખર તેમને સફળતા મળશે અને તેઓ કામિયાબી અને અલ્લાહ તઆલાની મદદથી સફળ થશે અને જો તેઓ એમ જ નીકળી પડેલા છે તો જુઓ ! તેમનું શું પરિણામ થાય છે ? કારણ કે બાદશાહ બનવું પણ અલ્લાહ તઆલાની કુદરત હેઠળ છે.”

એક વલીની ઝબાનથી નીકળેલા શબ્દોનો એક એક અક્ષર સહીહ નીકળ્યો અને સય્યિદ અહમદ બરેલવી આ લડાઈમાં જોરદાર પરાજયથી પરેશાન થઈને માર્યા ગયા.

કેટલાક ઈતિહાસકારોએ સય્યિદ અહમદ બરેલવીની આ બહાદુરી પર જે શંકાઓ અને વહેમોને પ્રગટ કર્યા છે, તેને હઝરત મખ્દૂમ મુહમ્મદ ઝમાં (સાની)ના આ ઈરશાદોથી સમર્થન મળે છે.

## ખિલાફત અને પ્રતિનિધિત્વ

આપના વાલિદ મહબૂબુસ સમદ ખ્વાજા ગુલ મુહમ્મદ આપની સાથે ઘણી મુહબ્બત કરતા હતા અને આપને ઘણાં પ્યારથી ‘મિયાં જિયૂ’ કહીને પુકાર્યા કરતા હતા. અને કયારેક કોઈ કામની તકલીફ આપતા ન હતા.

આપના વાલિદના એક ખાસ ખિદમત કરનાર વૃદ્ધ શયખનું બયાન છે કે :

કોઈ પ્રબળ કારણથી આપ પોતાના વાલિદ બુઝુર્ગવારના

બીમારીના અંતિમ દિવસોમાં બીમારપુરસી માટે આવતા ન હતા.

માત્ર એક વખત આવ્યા તો આપના વાલિદે એક લોટાના તરફ ઈશારો કરીને ફરમાવ્યું કે :

"આ મને આપી દો."

આપે તે લોટો પોતાના વાલિદની સામે લાવીને પેશ કરી દીધો.

આ વાત પર આપના વાલિદે ખૂશ થઈને ફરમાવ્યું :

"બેટા ! તમારી આ એક જ ખિદમત કિયામત સુધી કાફી છે."

આપના વાલિદની વસિય્યત અનુસાર ખિલાફત અને પ્રતિનિધિત્વની ઝિમ્મેદારી આપને સોંપવામાં આવી.

જે સમયે આપના માનવંત વાલિદનો ઈન્તિકાલ થયો તે સમયે આપની ઉંમર મુશકેલથી ૧૯ (ઓગણીસ) વરસ હતી.

## સુલતાનુલ અવલિયાની હિદાયત

આપને મસનદ પર બેસવાને હજુ થોડાં જ દિવસો વીત્યા હતા કે એક દિવસ ફજરની નમાઝ પછી જયારે આપ મસ્જિદમાં પોતાના દોસ્તો સાથે બેઠા હતા, ત્યારે એક મશહૂર મજઝૂબ બુઝુર્ગ ખ્વાજા મુઅમિન અચાનક મસ્જિદમાં દાખલ થયા અને કહેવા લાગ્યા કે :

> "હે દોસ્તો ! હઝરત સુલતાનુલ અવલિયા ખ્વાજા મુહમ્મદ ઝમાંએ મને એક સંદેશો આપ્યો છે જેને તમે બધાં ધ્યાનિત થઈને સાંભળી લો."

હઝરત ખ્વાજાએ ફરમાવ્યું કે :

મારી અવલાદમાં એક એવો શખ્સ પૈદા થશે જેનું નામ મારા નામ જેવું હશે. જયારે તે ઈરશાદની મસનદ પર બેસશે તો તમે તે

સમય સુધી જ જીવતા રહેશો.

મારા તરફથી બધાંને કહી દેજો કે આ અલ્લાહ તઆલાના વલીથી બયઅત કરે. કયારે પણ તેના વિરોધ ન કરે, કારણ કે તેઓ હક અને બાતિલને પારખનારા છે.

## હિફાઝત માટે કિલ્લો બંધાવ્યો

૧૮૦૪ ઈસ્વીસનમાં અહમદ શાહ દુર્રાનીના પૌત્ર શાહ શુજાઅએ સિંધ પર હુમલો કરી દીધો. આખો દેશ તેની લપેટમાં આવી ગયો અને ચારે દિશામાં લૂટમાર થવા લાગી. લોકો પરેશાન થઈને પોતાનું ઘર છોડીને ભાગવા લાગ્યા. લુવારી શહેર પણ ખાલી થઈ ગયુ. હઝરત પણ લાચાર થઈને વતન છોડીને નજીકમાં કોઈ ઈલાકામાં જઈને વસી ગયા.

આ તરફ મકાન શરીફનો પણ બધો સામાન લૂટી લેવામાં આવ્યો, અહીં સુધી કે રવઝહ શરીફનો પણ લિહાઝ કરવામાં ન આવ્યો.

જયારે કંઈ શાંતિ થઈ તો હઝરત પાછા વતન તશરીફ લાવ્યા.

અને આ પ્રકારની દુર્ઘટનાઓ અને બનાવોથી મહફૂઝ અને સુરક્ષિત રહેવા માટે આપે એક દીવાલ કિલ્લા રૂપે નિર્માણ કરાવવાની શરૂ કરી દીધી. તે સમયે આપની પાસે માત્ર બે તોલા સોનું હતું. પણ આપે કામની શરૂઆત કરી દીધી. પછી અલ્લાહ તઆલાએ ગયબથી એવી મદદ કરી કે દર મહિને હઝારો રૂપિયા આવતા ગયા, અહીં સુધી કે ૧૨૨૬ હિજરીસન મુતાબિક ૧૮૧૧ ઈસ્વીસનમાં કિલ્લાનું કામ પૂર્ણ થઈ ગયું.

## ઈર્ષાળુઓની શરારત

આપના ઉચ્ચ મરતબાઓ અને મકામથી અદેખાઈ કરનારા ઈર્ષાળુઓએ આ કિલ્લાના નિર્માણને બીજો રંગ આપી દીધો.

તે સમયના હાકિમ મીર ગુલામ અલી ખાં તાલપૂરના કાન જઈને આ વાતથી ભરી દીધા કે આ કિલ્લાનું નિર્માણ તમારા વિરુદ્ધ અંગ્રેજ હુકૂમતના ઈશારા પર અને તેમની જ આર્થિક મદદ પર કરવામાં આવ્યું છે.

મીર સાહબના મગજમાં આ વાત બેસી ગઈ અને તેમણે હઝરતને લખ્યું કે :

"આ કિલ્લો તત્કાળ તોડી નાંખવામાં આવે."

આપે તેમને જવાબમાં લખ્યું કે :

"આપને અમારી દુઆખ્વાહીનો પહેલાંથી ઈલ્મ હશે. અમે દુરવેશોએ જે આ કામમાં હાથ નાંખ્યો છે તે માત્ર આપની ખૈરખ્વાહીના માટે છે. પણ એવું મા'લૂમ થાય છે કે કેટલાક ઈર્ષાળુઓના કહેવા પર આપ અમારી સાથે પહેલાંના સંબંધો તોડવા ચાહો છો. ખૈર, અમારા જેવા ફકીરોનો રક્ષક તો અલ્લાહ છે અને અલ્લાહ પોતાના અમ્ર પર ગાલિબ છે."

પરંતુ મીર સાહબ પર આ જવાબની કોઈ અસર થઈ નહિ અને તેણે પોતાના માણસોને મોકલાવીને તે કિલ્લાને તોડાવી નાંખ્યો.

એનાથી હઝરતને ઘણો અફસોસ થયો અને આપે ફરમાવ્યું કે :

"અફસોસ ! મીર સાહબ અમારી સાથે બદગુમાની કરે છે કે અમે અંગ્રજો સાથે મળેલા છીએ. અમારા જેવા દુરવેશો પર તેમનો ખુલ્લો આક્ષેપ છે. મીર સાહબને અલ્લાહ તઆલાની બીક નથી. અલ્લાહ તઆલાથી ઉમ્મીદ છે કે આ જ અંગ્રજો

પોતે મીરોના (ખાનદાન)ની હુકૂમત છીનવી લેશે."

આપની આહ અસર કરી ગઈ અને થોડાં જ દિવસો પછી અંગ્રેજોએ મીર ખાનદાનની હુકૂમત છીનવી લીધી.

## મીર ગુલામ અલીની શરમિંદગી

જયારે મીર ગુલામ અલી તાલપૂરે કિલ્લો તોડી નંખાવ્યો તો તેના થોડાં દિવસો પછી એક મજઝૂબ અચાનક તેના દરબારમાં આવ્યો અને મોટા અવાજે કહેવા લાગ્યો કે :

"હે બદનસીબ ઈન્સાન ! તેં એક સાહિબે દિલની નિસબત બદગુમાની કરી અને અહીં સુધી કે તું હદથી આગળ નીકળી ગયો અને તેં કિલ્લો તોડાવી નાંખ્યો ! "

આ સાંભળીને મીર સાહબ સ્તબ્ધ થઈ ગયા અને શરમિંદગી તથા અફસોસની સાથે માથા પર હાથ મારીને કહેવા લાગ્યા :

"તકદીરમાં આ જ લખ્યું હતું."

આ વાત પર મજઝૂબે જવાબ આપ્યો :

"કાલે જયારે તમારી અવલાદને અંગ્રેજ તંગ કરશે ત્યારે પણ એવું જ કહેશો કે, તકદીરમાં લખેલું હતું."

## હરમયન શરીફયનની ઝિયારત

આ બનાવના એક વરસ પછી હઝરતને હરમયન શરીફયનની ઝિયારતનો શોખ પૈદા થયો. જેથી ૧૨૨૮ હિજરીસન મુતાબિક ૧૮૧૨ ઈસ્વીસનમાં ઝિલહજજની ૧૬, તારીખે પોતાના ભાઈ ખ્વાજા અબ્દુલ લતીફને પોતાનો પ્રતિનિધિ બનાવીને હજના સફર માટે રવાના થઈ ગયા.

કચ્છનું રણ પાર કરીને પોતાના એક બીજા સાથીના

સહવાસમાં આપ માંડવી બંદરગાહ પર પહોંચ્યા, જયાં 'ગવરાબ' પર સવાર થઈને આપ જિદ્દહ તરફ રવાના થઈ ગયા.

થોડાં દિવસોનો સફર તય કરીને જયારે આપ એક બંદરગાહ પર પહોંચ્યા તો જહાઝના મુઅલ્લિમે કોઈ કામ માટે ત્યાં થોડાં દિવસ રોકાવું પડયું, પરંતુ મહબૂબના વિયોગની આ થોડી પળો પણ આપથી બરદાશ્ત ન થઈ અને આપ આ જહાઝ છોડીને બીજું જહાઝ જે જવા માટે તૈયાર હતું તેમાં સવાર થઈ ગયા.

આ વાત પર એક વડીલે અરજ કરી કે :

"હુઝૂર ! જો બે–ચાર દિવસ મોડું થઈ ગયું તો શું વાંધો છે ? "

આપે ફરમાવ્યું :

"પોતાના મશાઈખના મઝારો પાછળ છોડીને આવ્યા છીએ, પણ આગળનો જે ખ્યાલ છે તે હવે બરદાશ્ત કરવું ઘણું મુશકેલ છે. અહીં બેસવાથી સેંકડો દરજજે બહેતર છે કે બીજા જહાઝ પર સવાર થઈને ઘણાં જલ્દી મંઝિલે મકસૂદ પર પહોંચી જાયે."

## શયખ આબિદની ઈરાદત

રસ્તામાં જયારે આપ યમનની 'મન્હા' બંદરગાહ પર પહોંચ્યા તો ત્યાં શહેરના કેટલાક પ્રતિષ્ઠિત હઝરાત આપને આવકારવા માટે આવ્યા, જેઓમાં તે સમયના મશહૂર અને જાણીતા તથા વિદ્વાન આલિમ અને મુફતી શયખ મુહમ્મદ આબિદ મદની પણ હતા. તેમણે ઘણી ઈરાદત અને અકીદતથી આપને આવકાર્યા અને ઘણાં દિવસો આપની પાસે રાખ્યા અને આપની ઝાત અને સિફાતથી ઘણાં પ્રભાવિત થયા અને ત્યાં જ આપથી મુરીદ થઈ ગયા.

એક વખત માત્ર આપથી મુલાકાત અને ફયઝ હાસિલ

કરવાની ગરઝથી લુવારી શરીફ પણ તશરીફ લાવ્યા.

શયખ આબિદ ફરમાવ્યા કરતા હતા કે :

"મેં પોતાની આખી ઝિંદગીમાં આપ જેવા કામિલ ઈન્સાન ધરતી પર ન જોયા અને ન સાંભળ્યા."

## મક્કા મુઅઝઝમહનો અદબ

છેવટે આપ જિદ્દહની બંદરગાહ પર પહોંચી ગયા. પણ દેશના કંઈક આંતરિક ઝઘડાના કારણે આપને સવારી મળી શકી નહિ. આપ અધિક શોખમાં પગપાળા જ ચાલી નીકળ્યા. હજુ બે–ચાર માઈલ ચાલ્યા હતા કે કુદરતે મદદ કરી અને આપને સવારી મળી ગઈ. આપ ઘોડા પર સવાર થઈને મક્કા મુઅઝઝમહ પહોંચી ગયા. અદબ અને એહતિરામના કારણે આપ મક્કા શહેરથી બહાર જ ઘોડા પરથી ઉતરી ગયા અને કઅબએ મુઅઝઝમહ સુધી પગપાળા જ ચાલીને આવ્યા. અને જયારે સઈની જગ્યાએ પહોંચ્યા તો ખ્વાજા નકશબંદનો આ શે'ર (પંક્તિ) આપની ઝબાન પર જારી હતો :

**મુફલિસાનમ આમદહ દર કૂએ તૂ,**
**શયઅન લિલ્લાહિ અઝ જમાલે રૂએ તૂ.**

**ભાવાર્થ :**

એક મુફલિસ હૂઁ, તેરે દર પે ચલા આયા હૂઁ !
તેરે દીદારકી હસરત ભી લિએ આયા હૂઁ.

આપ જયાં સુધી ત્યાં રહ્યા ત્યાં સુધી ખ્યાતિથી બચતા રહ્યા, એટલા જ માટે લિબાસ પણ એ જ દેશનો પહેરતા હતા. ખાદિમોને પણ પોતાની પાસે ભેગાં થવાથી મના ફરમાવતા હતા. તવાફ પણ અકસર રાતે કરતા હતા. દિવસે પણ દીની પ્રવૃત્તિઓ પછી એક

થાંભલા સાથે ટેકો લગાવીને મુરાકબહમાં મશગૂલ થઈ જતા હતા.

## મદીનહ મુનવ્વરહમાં પાંચ મહિના રહ્યા

તે પછી જયારે આપ બયતુર્રસૂલ મદીનહ મુનવ્વરહના તરફ રવાના થયા તો અદબ અને તઅઝીમની એ હાલત હતી કે :

અસરથી લઈને રાત સુધી આપ પગપાળા સફર ફરમાવ્યા કરતા હતા અને ત્યાં પહોંચીને પાંચ માસના કિયામમાં આપનો એ મા'મૂલ હતો કે મોટા ભાગે રસૂલે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના રવઝહ તરફ અદબ સાથે ધ્યાનિત થઈને મુરાકિબ થઈ જતા હતા.

## વતન વાપસી

આપ મક્કા મુઅઝઝમહથી ૨૦, રમઝાનુલ મુબારક, ૧૨૩૦ હિજરીસન મુતાબિક ૧૮૧૪ ઈસ્વીસનના રોજ પોતાના વતન માટે રવાના થયા અને ૧૨, શવ્વાલના માંડવી બંદરગાહથી પસાર થઈને લુવારી શરીફ પાછા આવ્યા.

## સખત આફતોના કારણે ઉદાસીનતા

અહીં આવવા પછી એક પછી એક ઘણી દુર્ઘટનાઓ થતી ગઈ.

સૌથી પ્રથમ ૧૨૩૬ હિજરીસનમાં આપના પ્યારા ભાઈ ખ્વાજા અબ્દુલ લતીફનો ઈન્તિકાલ થઈ ગયો.

તે પછી ૧૨૩૭ હિજરીસનમાં આપના પ્યારા સાહબઝાદહ પૈદાઈશી વલી ખ્વાજા મુહમ્મદ સઈદનો ઈન્તિકાલ થઈ ગયો.

આ સતત દુર્ઘટનાઓ અને બનાવોએ આપના દિલને પરેશાન અને ઉદાસ કરી દીધું.

## બીજી હજ માટે રવાનગી

- પોતાના આ ઉદાસ દિલને તસલ્લી આપવા માટે હુઝૂરે અકદસ સરવરે કાઈનાત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દરબારમાં આપે બીજી વખત હાજર થવાનો પાકો ઈરાદો ફરમાવી લીધો. અને ૧૨૩૮ હિજરીસન મુતાબિક ૧૮૨૨ ઈસ્વીસનના સફર માસમાં આપ બીજી વખત હરમયન શરીફયનની હાજરી માટે રવાના થઈ ગયા.
- હજ્જ અને હરયમન શરીફયનની ઝિયારતોથી મુશર્રફ થઈ વતન વાપસ આવ્યા.

## ભાઈઓની અદેખાઈ

આપના ભાઈઓએ ફકીર અને દુરવેશીના માર્ગને છોડીને દુનિયાદારીના માર્ગને અપનાવી લીધો હતો. તેઓ આપના આ રૂહાની મકામ અને ખ્યાતિથી ઈર્ષાની આગમાં બળવા લાગ્યા અને હંમેશા આપને તકલીફ પહોંચાડવા માટે તૈયાર રહેવા લાગ્યા, અહીં સુધી કે એક વખત આપને હુજરહમાં એકલા જોઈને અંદર આવી ગયા અને આપને મોટા અવાજે ઘણું બૂરું–ભલું કહેવા લાગ્યા અને આપની મોજડીઓ ઉઠાવીને બહાર ફેંકી દીધી, પરંતુ આ ઉશ્કેરણીજનક વર્તન છતાં આપે અત્યંત ધીરજ અને સહિષ્ણુતા જાળવી અને તેમને કંઈ કહ્યું નહિ.

અહીં સુધી કે કોલાહલ અને ઘોંઘાટ સાંભળીને સામેના કમરામાંથી લોકો આવી ગયા. અને આપના ભાઈઓ પર ગુસ્સે થયા, પણ આપે તેમને પણ મના ફરમાવી દીધું.

છેવટે આ તકલીફ પહોંચાડવાનો સિલસિલો અહીં સુધી પહોંચ્યો કે તે ભાઈઓએ ત્યાંના હાકિમ (શાસક) મીર કરમ અલી ખાન તાલપૂરને આપના વિરુદ્ધ ભડકાવી દીધા.

કેટલાક દોસ્તોએ આપને પણ કહ્યું કે આપ પણ મીર સાહબને લખો કે તેઓ પક્ષપાત છોડીને ન્યાયથી કામ લે, પણ આપે ફરમાવ્યું કે :

વિરોધીઓની ચાલાકીઓ અને હાકિમોની લુચ્ચાઈઓથી ઘણાં દરજજે બહેતર છે કે દેશ છોડી દેવાનું અપનાવી લેવામાં આવે.

## લુવારી શરીફથી હિજરત

આપે લુવારી શરીફને છોડી દીધું અને ત્યાંથી બે–ચાર માઈલના અંતરે મીર મહમૂદખાં શહરાવાનીની જાગીર 'ભમાડી'માં રહેવા લાગ્યા.

પોતાના મકબૂલ બંદાઓની યાતના અને તકલીફ અલ્લાહ તઆલાને કયારે ગવારા થઈ શકે છે. જેથી અલ્લાહની કુદરત જુઓ ! અલ્લાહ તઆલાના વલીઓને કાઢી મૂકનારા પોતે ભટકતા થઈ ગયા. મીર કરમ અલીખાંની સત્તા માત્ર ત્રણ માસની અંદર ખતમ થઈ ગઈ.

જયારે આપને આ સમાચાર મળ્યા તો આપે ફરમાવ્યું :

કદાચ અમારા વડીલોની ઈચ્છા નથી કે અમે પોતાના મકાનોને છોડીને અહીં રહીએ. કારણ કે અમારા પૂર્વજોએ અલ્લાહ તઆલાથી દુઆ કરી હતી કે અમારું આ મકાન કિયામત સુધી આબાદ રહે. તે ઉપરાંત આ જગ્યાએ જે કૂવાઓ ખોદાવ્યા હતા તે પણ કડવા નીકળ્યા. આ બધાં અસબાબ એટલા જ માટે છે કે અમે પાછા પોતાના ઘરે જઈએ, નહિતર ઝાડના નીચે જીવન વિતાવીને અલ્લાહ તઆલાની તલબમાં રાજી રહેવું પણ ફકીરી છે.

## લુવારી શરીફમાં વાપસી

મતલબ કે છ માસના પોતે અપનાવેલા દેશ નિકાલ પછી આપ પાછા લુવારી શરીફ તશરીફ લઈ આવ્યા.

આપનું પાછું આવવું ભાઈઓ પર ઘણું કઠિન થયું. તેમણે

પહેલાંથી વધારે તકલીફ આપવાનું શરૂ કર્યું. છેવટે ચાર દિવસ પછી ઘણાં તંગ આવીને આપ તલહારની નજીક રહેવા લાગ્યા, અહીં પણ ભાઈઓએ આપને છોડયા નહિ અને ઘણી વખત ડાકૂઓ અને લૂંટારાઓ મારફતે આપને પરેશાન કરાવ્યા. તે સમયના શાસકોથી મળીને આપના વિરુદ્ધ કાવત્રા કર્યા, પરંતુ દરેક સમયે ગયબી મદદ આપની સાથે હતી અને દુનિયાની કોઈ તાકત આપને નુકસાન પહોંચાડી શકી નહિ.

## દબદબો અને પ્રભાવ

આપ વધારે સમય ચુપ રહેતા હતા. આપના મુબારક ચહેરા પર એટલું નૂર અને દબદબો હતો કે અલ્લાહ તઆલાના નૂરના પ્રભાવના કારણે હાજરજનોમાંથી કોઈની હિમ્મત થતી ન હતી કે આપની સામે વાતચીત કરી શકે.

જો કયારેક આપ વાતચીત કરતા તો દબદબાના કારણે કોઈને હિમ્મત થતી ન હતી કે તેના પર કોઈ સવાલ પૂછે કે તેને રદ કરે.

## શરીઅત અને તરીકતનું અનુસરણ

- આપ શરીઅત અને તરીકતના ઉલૂમથી સુશોભિત હતા.
- શરીઅતના અનુસરણનો ઘણો ખ્યાલ રાખતા હતા.
- પાંચે સમયની નમાઝ પાબંદીની સાથે જમાઅતની સાથે અદા કરતા હતા.
- આખો દિવસ મજલિસમાં બેસીને રુશદો હિદાયતનું કામ અંજામ આપતા હતા.
- રાતે પણ ઓછો આરામ ફરમાવતા હતા.
- રાતનો વધુ પડતો ભાગ ઈબાદત અને રિયાઝતમાં વીતાવતા હતા.
- ખાવાનું ઘણું ઓછું ખાતા હતા.

આલી દુરવેશથી રિવાયત છે કે :

એક દિવસ આપ ખાવું ખાઈ રહ્યા હતા અને હું માખીઓને હટાવતો હતો. તે સમયે મારા દિલમાં અચાનક વિચાર આવ્યો કે :

"આપ થોડું વધારે ખાઈ લે તો કેટલું સારું થાય."

હઝરતે મારા દિલની વાત જાણી લીધી અને મારા તરફ જોઈને ફરમાવ્યું કે :

"આટલું પણ અમે જ ખાઈએ છીએ, નહિતર અમારા ખ્વાજા સાહબ (મુરશિદ અને વાલિદ) એનાથી પણ અરધું મુશકેલીથી ખાતા હતા અને છતાં તંદુરસ્ત અને બળવાન રહેતા હતા."

આપે આગળ ફરમાવ્યું :

"અસલમાં આરિફોનું ખાવાનું કંઈક બીજું જ છે.

મોટા મોટા મશાઈખનો આ નિયમ હતો કે :

તેઓ ઓછું સૂતા, ઓછું બોલતા અને ઓછું ખાતા હતા."

## ઉદારતા અને સખાવત

આપ સહિષ્ણુતા અને લજજા તથા ઉદારતા અને સખાવતમાં ઊછાળા મારતો સમુદ્ર હતા.

એક દિવસે આપના એક ઓળખીતાએ સંદેશો મોકલ્યો કે :

"મને ૫૦૦ (પાંચ સો) રૂપિયાની સખત જરૂરત છે, જો આપ મોકલી આપો તો ઘણી મહેરબાની થશે."

આપે તે જ સમયે ૫૦૦ (પાંચ સો) રૂપિયા કાઢીને આપી દીધા અને હાજરજનોથી સંબોધીને ફરમાવ્યું કે :

“આ રકમ અમારી પાસે ઘણાં દિવસોથી પડેલી હતી અને તેને ખર્ચ કરવાની જરૂરત પડી જ નથી.

વિચાર આવ્યો કે એમાં પણ કોઈ હિકમત અને મસ્લિહત હશે.

હવે ખબર પડી કે આ રકમ તેના નસીબની હતી.”

[નોંધ : ત્યારની એ રકમ આજના લાખો રૂપિયા જેટલી થાય.]

## ગરીબોની મદદ

આપ ખામોશીથી ગરીબો અને દુરવેશોની મદદ કરતા હતા.

એક વૃદ્ધા (જેનો પતિ સુલતાનુલ અવલિયાથી બયઅત હતો) રડતી રડતી આપની ખિદમતમાં હાજર થઈ અને અરજ કરવા લાગી કે :

“મારા છોકરાને હાકિમે કૈદ કરી દીધો છે અને તેના છૂટકારા માટે બે હઝાર રૂપિયા જામીનરૂપે નક્કી થયેલ છે. અને મારી પાસે તાંબાનો એક સિક્કો પણ નથી.”

આપે તત્કાલ પોતાના એક ધનવાન મુરીદને હુકમ આપ્યો કે :

“આ સ્ત્રીને સાથે લઈ જાઓ અને બે હઝાર રૂપિયા આપીને તે છોકરાને છોડાવીને લઈ આવો.”

જેથી તે છોકરો મુકત થઈ ગયો અને તેની વૃદ્ધ માતા આપને હઝારો દુઆઓ આપીને ખૂશીની સાથે પોતાના ઘરે પાછી ફરી.

## કરામતો

બાળપણમાં જ આપથી કરામતો જાહેર થવા લાગી હતી. યુવાનીમાં તો કરામતો ખૂબ વધારે જાહેર થવા લાગી.

નમૂના તરીકે માત્ર બે બનાવો અહીં લખ્યા છે :

### [૧] કશ્ફે કુલૂબ (દિલની વાતો જાણવી)

સય્યિદ મીર નૂર અલી કહે છે કે :

હું એક વખત ગામથી આવી રહ્યો હતો તો રસ્તામાં આપના ઘણાં મુરીદો મળ્યા, જેમણે આપના માટે મને ઘણી બક્ષિસો પણ આપી અને પોતપોતાની ઈચ્છાઓની પરિપૂર્ણતા માટે દુઆઓની દરખ્વાસ્ત પણ કરી.

જયારે મેં હાજર થઈને તે બધાંની ઈચ્છાઓ અને લાલસાઓને બયાન કરવાનું વિચાર્યું તો આપે ફરમાવ્યું કે :

"બયાન કરવાની જરૂરત નથી. અમે દરેકની ઈચ્છાના સારી રીતે જાણકાર છીએ."

### [૨] સય્યિદ સાહબની ઝિંદગી લાંબી હોવાની આગાહી

એ જ પ્રમાણે એક સાહબ એટલા સખત બીમાર થયા કે તેમના બચવાની કોઈ ઉમ્મીદ રહી નહિ. તેમણે વસિય્યત કરી અને થોડી રકમ ખાનકાહના માટે વકફ કરી દીધી.

જયારે આપને ખબર પડી તો આપે ફરમાવ્યું કે :

"સય્યિદ સાહબની અમાનત હિફાઝતની સાથે રાખજો, કારણ કે એમને મરવામાં પણ હજુ ઘણાં દિવસો બાકી છે."

જેથી એવું જ થયું અને સય્યિદ સાહબ તે બીમારીથી તંદુરસ્ત થઈ ગયા અને ઘણાં વરસ જીવીને પછી ઈન્તિકાલ થયો.

## સજ્જાદહનશીની અને પ્રતિનિધિત્વ

રમઝાનુલ મુબારક ૧૨૪૬ હિજરીસન મુતાબિત ૧૧૮૩ ઈસ્વીસનના દિવસે આપ બીમાર થયા અને આ બીમારી આપની

મોતની બીમારી સાબિત થઈ.

આ બીમારી દરમિયાન કોઈએ આવીને બતાવ્યું કે :

પીર સાહબ સિબગતુલ્લાહ શાહ ઈન્તિકાલ કરી ગયા છે અને ઈન્તિકાલથી થોડાં સમય અગાઉ પોતાની આખી જમાઅતને બોલાવીને પોતાના સાહબઝાદહને સોંપી દીધો અને બધો માલ પોતાના પરિવારમાં વહેંચીને પછી વફાત પામ્યા.

આપ ચુપચાપ સાંભળતા રહ્યા, પછી ફરમાવ્યું કે :

"અમે પોતાના બધાં કામ અલ્લાહ તઆલાને સોંપીએ છીએ અને અંતિમ સમય પણ અલ્લાહની યાદમાં વીતાવીશું."

આ બનાવના થોડાં દિવસ પછી આપે પોતાના સાહબઝાદહ ખ્વાજા મુહમ્મદ હસનને પોતાનો જાનશીન મુકર્રર ફરમાવ્યા અને તેમને પોતાની મસનદ પર બેસાડી દીધા.

શયખ આલી તે સમયે હાજર હતા, તેમના દિલમાં વિચાર આવ્યો કે :

"સાહબઝાદહ હજું ૧૧ (અગિયાર) વરસના છે. તેના સિવાય ભાઈઓ પણ યુદ્ધ માટે તૈયાર છે. હવે જુઓ ! શું થશે ? "

આપ તેમના આ ભય પર પરિચિત થઈ ગયા અને ફરમાવ્યું :

- "જયારે કોઈ કામિલ ઈન્સાન ચાહે છે કે તે પોતાની અમાનત કોઈ બીજાને હવાલે કરે તો તે પોતાના ઉસ્તાદને પૂછે છે.
- તેનો ઉસ્તાદ પછી પોતાના ઉસ્તાદની તરફ ધ્યાનિત થાય છે.
- તેનો ઉસ્તાદ પછી પોતાના ઉસ્તાદની તરફ એ રીતે થતા થતા હઝરત મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સુધી વાત પહોંચે છે.
- તેઓ અલ્લાહ તઆલાની તરફ ધ્યાનિત થઈને કુબૂલિયત હાસિલ

કરે છે.

- જેથી જેને અલ્લાહ તઆલાએ કબૂલ કરી લીધો હોય અને જેને બધાં ખ્વાજગાંની અરવાહનું સમર્થક હાસિલ હોય, તેને કોઈ વસ્તુની બીક અથવા ભય કયારે થઈ શકે છે ?
- યાદ રાખો ! મવલાના રૂમે ઈન્તિકાલના સમયે પોતાના સાથીઓને ફરમાવ્યું હતું કે :

"મારા ઈન્તિકાલ પછી ઉદાસ થશો નહિ."

- મનસૂર હલ્લાજે ઈન્તિકાલની ત્રણ સદીઓ પછી પણ આવીને શયખ ફરીદુદ્દીનની રૂહ પર તજલ્લી ફરમાવી અને તેમના મુરશિદ બન્યા.
- એટલા માટે આપ પણ દરેક સ્થિતિમાં મારી સાથે રહેજો અને મને યાદ રાખજો. હું દરેક સ્થિતિમાં આપનો સમર્થક રહીશ, કારણ કે આ દુનિયા સાથે મારા બે પ્રકારના સંબંધ છે :

એક મારા શરીર સાથે,
બીજો મોત પછી રૂહ સાથે,

મોત પછી રૂહ સાથેનો સંબંધ વધુ બળવાન થઈ જાય છે."

## સશસ્ત્ર ડાકૂઓના હુમલા વખતે આપની દ્રઢતા અને તવક્કુલ

આપના ધીરજ અને સહિષ્ણુતા, દ્રઢતા અને શાંતિ તથા ઉદારતાની આ સ્થિતિ હતી કે :

૨૧, મુહર્રમ, ૧૨૪૭ હિજરીસન મુતાબિક ૧૮૩૧ ઈસ્વીસનના દિવસે આપના ઈર્ષાળુ ભાઈઓએ બદમાશોના એક શસ્ત્રસજ્જ સમૂહ સાથે આપના ઘર પર હુમલો કરી દીધો. તે લોકો સીડી પરથી કિલ્લાની ઉત્તર દિશા તરફની દીવાલ કૂદીને અંદર આવી ગયા. અને હઝરતના બે-ત્રણ ખાસ ખાદિમોને કતલ કરી નાંખ્યા.

ઘણાંને ઘાયલ કરી દીધા અને ઘણાં લોકોને ચાદરથી બાંધીને એક ખૂણામાં નંખાવી દીધા અને પોતે લૂંટવા લાગ્યા.

જયારે આપે ઘોંઘાટ સાંભળ્યો તો ફરમાવ્યું કે :

"આ શી વાત છે ? "

આપ પૂરેપૂરી હકીકતથી પરિચિત થયા તો બીમારીના કારણે આપ ઉઠી શકતા ન હતા, એટલા માટે ખાદિમોને ફરમાવ્યું કે :

"મને સીધો કરીને તકિયાના સહારે બેસાડી દો અને સાહબઝાદહને મારી પાસે લઈને આવો."

જેથી એવું જ કરવામાં આવ્યું અને સાહબઝાદહને આપની પાસે લાવીને બેસાડવામાં આવ્યા અને પાંચ દુરવેશો આપના ચારો તરફ ઊભા થઈ ગયા.

એટલામાં એક દુરવેશે પોકારીને કહ્યું કે :

"જુઓ ! સીડીઓ મારફતે બદમાશો કૂદીને આવી રહ્યા છે."

આપે ફરમાવ્યું કે :

لَاتَحْزَنْ اِنَّ اللّٰهَ مَعَنَا

[ખૌફ ન કરો, અલ્લાહ તઆલા આપણી સાથે છે.]

પણ એક દુરવેશ પરેશાની અને ગભરાટ પર કાબૂ રાખી શકયો નહિ અને બૂમ—બરાડા કરવા લાગ્યો.

આ વાત પર આપે ફરમાવ્યું કે :

"જયારે હું એકલો હતો તો તેમને અહીં આવવાની હિમ્મત ન થઈ. આ સમયે તો બે શેર અહીં બેસેલા છે. સૂર્ય નીકળતા જ જુઓ, અમે તેમને કેવી રીતે બહાર ઢક્કો મારીએ છીએ."

જેથી એવું જ થયું. જયારે ફજરના સમયે મુરીદોને ખબર પડી અને તેઓ આવવા લાગ્યા તો બધાં બદમાશો ડરીને ભાગી ગયા અને આપનું કંઈ જ નુકસાન કરી શકયા નહિ. આ વાત પર આપે અલ્લાહ તઆલાનો શુક્રિયહ અદા કરીને ફરમાવ્યું :

"અલ્હમ્દુ લિલ્લાહ ! અમે મઝલૂમ જ રહીએ, ન કે ઝાલિમ. અમારા તરફથી તેમના કોઈ માણસને નુકસાન પહોંચ્યું નહિ, જો કે તેઓ અમારા ઘણાં દુરવેશોને શહીદ અને ઘાયલ કરી ગયા."

## ઈન્તિકાલ

ઈન્તિકાલથી બે અઠવાડિયા અગાઉ ફરમાવ્યું કે :

"એક મુદ્દતથી અમે પોતાના વડીલોની ઝિયારત કરી નથી. તેમની એક ઝિયારત લાખો બરાબર છે."

પછી ફરમાવ્યું કે :

"મને રવઝહ શરીફથી લઈ ચાલો."

મુરીદો પાલકીમાં બેસાડીને ઝિયારતના માટે લઈ ગયા. લગભગ એક કલાક આપ રવઝહ શરીફ પર મુરાકિબ રહ્યા.

પછી જયારે ત્યાંથી પાછા આવ્યા તો આ ફરમાવી રહ્યા હતા કે :

"દોસ્તો મને આ તરફ ખેંચી રહ્યા છે અને મવલાના શમ્સુદીન બીજી તરફ ખેંચી રહ્યા છે."

ઈન્તિકાલથી એક દિવસ અગાઉ વસિયત ફરમાવી કે :

"હાફિઝ સઅદુલ્લાહને કહેજો કે તેઓ મને ગુસલ આપે અને મારી કબર ખ્વાજા કુલાંની કબરની પૂર્વ દિશા તરફ બનાવે અને કબર જેટલી વધારે ઊંડી ખોદવામાં આવે એટલું બેહતર છે."

૧૭, સફરુલ મુઝફ્ફર, ૧૨૪૭ હિજરીસન મુતાબિક ૧૮૩૧ ઈસ્વીસનના જુમેરાતના સાંજ અને સૂર્યાસ્તના સમયે તરીકત અને શરીઅતનો આ સૂર્ય સદાના માટે અસ્ત થઈ ગયો.

اِنَّا لِلّٰهِ وَاِنَّا اِلَيْهِ رَاجِعُوْنَ

હાફિઝ સઅદુલ્લાહ જેઓ ઘણાં સારા હાફિઝ અને કારી હતા અને આપ જેમની પાછળ અકસર તરાવીહમાં કુર્આન શરીફ સાંભળ્યા કરતા હતા. તેઓ સંજોગોવશાત એટલા દૂર ગયા હતા કે ત્યાંથી બે દિવસનું અંતર હતું, પરંતુ આ હઝરતની જીવતી કરામત હતી કે તેઓ ઈન્તિકાલના દિવસે પહોંચી ગયા અને હઝરતની વસિયત અનુસાર તેઓએ કફન અને દફનનું કામ પૂર્ણતા સુધી પહોંચાડયું.

**મલફૂઝાત**

આપ ઘણું ઓછું બોલતા હતા, પણ જયારે પણ બોલતા હતા તો મઅરિફતના કિમતી મોતી લૂંટાવતા હતા.

નમૂનારૂપે થોડાં મલફૂઝ લખવામાં આવે છે :

(૧) જે રીતે કુતુબનુમા (હોકાયંત્ર)ને કેટલું પણ હલાવવામાં આવે તે કુતુબના તરફ જ રહેશે. એ જ પ્રમાણે મુરીદે પણ અટલ રહીને પોતાના મુરશિદના તરફ જ પાછા ફરવું જોઈએ.

(૨) આ દુનિયામાં કેટલાક મશાઈખે અલ્લાહ તઆલાથી પોતાના મતલબના માટે કંઈ માંગ્યું નહિ, જેથી આખિરતમાં મુરીદોના માટે શફાઅતની માંગણી કરી શકે અને તે મકબૂલ થાય.

**દર આં રોઝે કસી ન પુરસદ,**
**મન અઝ પીરે મગાં મનત પઝીરમ.**

[આખિરતના તે દિવસે કોઈ કોઈને પૂછશે નહિ,

ત્યારે હું અલ્લાહ તઆલાથી શફાઅતની વિનંતી કરીશ.]

(૩) ઈન્સાનમાં એક એવી ખુસૂસિયત જોવામાં આવે છે કે જો તે કોઈ કામમાં દિલ લગાવીને હાથ નાંખે છે તો તે કામ જરૂર પૂર્ણતા સુધી પહોંચે છે. અને જયાં સુધી તે કોઈ કામમાં દિલથી કોશિશ કરશે નહિ તે કયારેય પોતાની મુરાદને હાસિલ કરશે નહિ.

(૪) અલ્લાહ તઆલા તકલીફો એટલા માટે આપે છે કે બંદો તેને બરદાશ્ત કરે અને સબરની લિઝઝત હાસિલ કરે.

## 3 હઝરત શયખ અબ્દુલ લતીફ (સગીર) (રહ.)

આપ હઝરત ખ્વાજા ગુલ મુહમ્મદ (લુવારી)ના નાના સાહબઝાદહ અને ખ્વાજા મુહમ્મદ ઝમાં સાનીના ભાઈ છે. આપ ઘણાં સાહિબે કમાલ અને ઈબાદતગુઝાર તથા પરહેઝગાર હતા.

### બયઅત અને ખિલાફત

આપને બયઅત અને ખિલાફતનો શરફ પોતાના મોટા ભાઈ ખ્વાજા મુહમ્મદ ઝમાં સાનીથી હાસિલ હતો.

જયારે શરૂઆતમાં આપે પોતાના મુરશિદથી રૂહાની ફયઝ હાસિલ કર્યો તો આપ પર તલ્લીનતા અને બેખૂદીની એક કૈફિયત તારી થઈ ગઈ. અને આ કૈફિયતમાં આપની આ હાલત હતી કે આપ તીવ્ર ઠંડીમાં ખુલ્લા માથે અને ખુલ્લા પગે ફર્યા કરતા હતા.

### મુરશિદનો ઈશ્ક

પોતાના મોટા ભાઈ અર્થાત્ પોતાના મુરશિદથી આપને ઘણો ઈશ્ક અને મુહબ્બત હતી.

આપ એક વખત હરમયન શરીફયનની ઝિયારત માટે રવાના

થયા. જયારે ત્યાં પહોંચ્યા તો મુરશિદની યાદ સતાવવા લાગી.

પોતાના એક સાથીને ફરમાવવા લાગ્યા કે :

"જયારે ત્યાં હતા તો કઅબહ શરીફની ઝિયારતનો શોખ બેચેન કરી રહ્યો હતો. હવે અહીં આવી ગયા છે તો મુરશિદની ઝિયારતનો શોખ બેચેન કરી રહ્યો છે."

## ઉદારતા અને સખાવત

● આપ હંમેશા ફકીરો અને હાજતમંદોની મદદ ફરમાવતા હતા.
● ઠંડીની ઋતુમાં પાથરણા અને ધાબળા, કપડાં વગેરે મંગાવીને પોતાની પાસે રાખતા હતા અને જો કોઈ જરૂરતમંદ આવતો તો તેને આપી દેતા હતા.

## આપના અખ્લાક

● આપ અત્યંત નરમ સ્વભાવના અને શરમ તથા હયાના ભંડાર હતા.
● આખી રાત ઈબાદતમાં મશગૂલ રહેતા હતા.
● દુનિયાના માલ અને દૌલત તરફ આપનું જરા પણ ધ્યાન ન હતું.
● આપે પોતાના માટે દુનિયાના માલ અને સામાનમાંથી કંઈ ભેગું કર્યું નહિ.

## મલફૂઝાત

● આપ ફરમાવતા હતા કે :

"ઈન્સાન આ દુનિયવી ઝિંદગીના માટે હંમેશા પરેશાન અને ચિંતિત રહે છે, પણ આખિરતની ઝિંદગીની તેને કોઈ ચિંતા નથી."

● આપ ફરમાવતા હતા કે :

"સય્યિદ અહમદ બરનીએ સહીહ લખ્યું હતું કે :

પાછળના ઝમાનાના લોકો બાતિની ઈલ્મનો ઈન્કાર કરીને બેનસીબ થઈ જશે.''

## ઈન્તિકાલ

આપે એક દિવસ પોતાના મોટા ભાઈ અને મુરશિદને અરજ કરી કે :

''મેં ખ્વાબમાં જોયું છે કે :

આ વરસે અમારા બન્નેમાંથી કોઈ એકનો ઈન્તિકાલ થઈ જશે.

મારી દુઆ છે કે મારો ઈન્તિકાલ થઈ જાય, અને આપ વરસો સુધી સલામત રહો.''

તે પછી આપ બીમાર પડી ગયા. એ જ બીમારીની હાલતમાં જયારે આપના ભાઈ અને મુરશિદ આપની બીમારપૂરસી માટે આવ્યા અને આપની તબીઅત પૂછી.

આ ફરમાવીને આપે કિબ્લહ તરફ મુખ કર્યું અને હસતા મુખે ઈન્તિકાલ ફરમાવ્યો.

આપના ઈન્તિકાલની તારીખ ૧૫, શા'બાનુલ મુઅઝઝમ, ૧૨૩૬ હિજરીસન છે. જે આ શે'ર (પંકિત)થી પણ નીકળે છે :

**સાલ આં બા કમાલ ખાકી રા,**
**ગુફ્ત હાતિફ અમીન બ જન્નત રફ્ત.**

**(૧૨૩૬ હિજરીસન)**

## ૪ હઝરત ખ્વાજા મુહમ્મદ હસન શાહ મદની રહમતુલ્લાહિ અલયહિ

● સિંધના મહાન નકશબંદી બુઝુર્ગ હઝરત સુલતાનુલ અવલિયા ખ્વાજા

મુહમ્મદ ઝમાંની ત્રીજી પેઢીમાં લુવારી શરીફના સજ્જાદ નશીન અર્થાત્ હઝરત ગવસે આ'લમ ખ્વાજા મુહમ્મદ ઝમાં સાની રહમતુલ્લાહિ અલયહિના લખ્તે જિગર અને નૂરે નઝર તથા આપના જાનશીન હઝરત ખ્વાજા મુહમ્મદ હસન રહમતુલ્લાહિ અલયહિ છે.

- આપ શાહે મદનીના લકબથી મશહૂર છે.
- આપ લુવારી શરીફના નકશબંદી સિલસિલાના આ મહાન બુઝુર્ગોની એક ચમકતી કડી છે.

## જન્મથી અગાઉ ખૂશખબરી

મીર નૂર અલી કહે છે કે :

આપના જન્મ અગાઉ

હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાં અવ્વલ,
હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાં સાની અને
હઝરત ખ્વાજા ગુલ મુહમ્મદે
આપના વિશે ખૂશખબરીઓ આપી હતી કે :

- એક એવો છોકરો આવશે કે તેના જેવા ઘણાં ઓછા લોકો દુનિયામાં પૈદા થયા હશે.
- તેની શાન આ હશે કે હયાત અને મર્હૂમ મશાઈખો તેની રઝા ચાહશે.
- તેના ઝમાનાના બુઝુર્ગ તેની સહાય અને તેની મદદના ઈચ્છુક રહેશે.
- બલકે જેને પણ જે ફયઝ મળશે તે એનાથી જ મળશે, ભલે તે ઓળખતો હોય અથવા ઓળખતો ન હોય.

## ઈલ્મે લદુન્ની (દિવ્ય જ્ઞાન)

આપના વાલિદ ખ્વાજા મુહમ્મદ ઝમાં (સાની) ફરમાવે છે કે :

"બાળપણમાં આપ ઝાહિરી ઉલૂમને હાસિલ કરવા તરફ કોઈ

ધ્યાન આપતા ન હતા. ઘણી કોશિશ કરી, અહીં સુધી કે એક વખત તેમને શિક્ષા પણ કરી."

એક દિવસ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મેં ઝિયારત કરી અને આપથી અરજ કરી કે :

"ઘણી કોશિશ કરી લીધી, પણ આ છોકરાને પઢવાનો શોખ પૈદા થતો નથી."

આ બાબતમાં હુઝૂરે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

"તમે એની તા'લીમની બિલકુલ ચિંતા ન કરો, એને અમારે હવાલે કરી દો. અમે એના કફીલ (જામીન) છીએ."

હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાં (સાની) ફરમાવે છે કે :

"તે પછીથી મેં કયારે પર આપની તા'લીમની ચિંતા ન કરી અને હુઝૂરે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના હવાલે કરીને હું નિશ્ચિંત થઈ ગયો.

તે પછી અલ્લાહ તઆલાએ તે દિવ્ય જ્ઞાન અતા ફરમાવ્યું કે મોટા મોટા ઉલમા અને બુદ્ધિશાળીઓ હયરાન રહી ગયા."

## સજ્જાદહ નશીની

હઝરત શાહ મદનીની ઉંમર હજુ નવ વરસની હતી કે એક રાતે બે ફરિશ્તાઓએ એમના માનવંત વાલિદને પોતાની સાથે લઈ જઈને અલ્લાહ તઆલાના દરબારમાં પેશ કર્યા.

ગયબથી અવાજ આવ્યો કે :

"અમારો આપને હુકમ છે કે આપ પોતાના ફરઝંદને પોતાનો

ખલીફા (સજજાદહ) નિયુકત કરી દો.''

આપે અલ્લાહ તઆલાના આ હુકમ અનુસાર હઝરત શાહ મદનીને ખિલાફતના ખિર્કહ (વસ્ત્ર)થી સરફરાઝ ફરમાવ્યા અને પોતાના તમામ મુરીદોને હુકમ આપ્યો કે તેમના હાથ પર બયઅત કરે. પછી ફરમાવ્યું કે :

> ''જે માણસ આ સાહબઝાદહના હાથ પર આજે બયઅત કરશે તેની કાલે કિયામતના દિવસે મદદ કરીશ.''

તમામ મુરીદોની જમાઅતે આપના હુકમનું પાલન કરીને આપના હાથ પર બયઅત કરી, ત્યારે આપની ઉંમર માત્ર ૧૧ (અગિયાર) વરસ હતી અને આ ઘટનાના બે વરસ પછી આપના વાલિદનો ઈન્તિકાલ થયો.

'આટલી નાની ઉંમરમાં હું આ મહાન બોજ કેવી રીતે ઉપાડીશ ? '

એવા વિચારો અને ભયોએ શાહ મદનીને પરેશાન કર્યા તો આપ ફરમાવે છે કે :

સામેના કમરામાં માનવંત વાલિદ આરામ ફરમાવી રહ્યા હતા અને હું બીજા કમરામાં હતો, પણ આપ મારા આ ભયો અને વિચારો પર વાકિફ થઈ ગયા અને મને અવાજ આપીને બોલાવ્યો.

જયારે હું હાજર થયો તો મને ફરમાવ્યું કે :

> ''અમે આપને એક મુદ્દતથી આ દુનિયાના સંબંધોથી બહાર કાઢતા રહ્યા છે, પણ આપ હજુ સુધી તેમને પોતાના દિલમાં ઉપસ્થિત થવા દો છો. અમે આપને પાછા એક વખત તાકીદ કરીએ છીએ કે :
>
> ભવિષ્યમાં આ પ્રકારના દુન્યવી વિચારો બિલકુલ દિલમાં

લાવશે નહિ.”

## દરરોજના રાત-દિવસના આપના મઅમૂલાત

- આપ ફર્ઝ, વાજિબો અને મુસ્તહબોની ઘણી પાબંદી કરતા હતા.
- નફિલોનો ખાસ પ્રબંધ ફરમાવતા હતા.
- પાંચે નમાઝો જમાઅતની સાથે અદા ફરમાવતા હતા.
- તહજજુદની નમાઝ કયારેય છોડતા ન હતા.
- રમઝાનમાં આખી રાત ઈબાદત ફરમાવતા હતા.
- અકસર તહજજુદ પછી મુરાકબહમાં તલ્લીન થઈ જતા અહીં સુધી કે ફજરની નમાઝ માટે મસ્જિદમાં તશરીફ લઈ જતા.
- ત્યાં ફજરની નમાઝ પછી ઈશરાક સુધી મુરાકબહમાં તલ્લીન રહેતા અને બીજા વઝીફાઓ પઢતા.
- ત્યાંથી ફારિગ થઈને બેઠકમાં તશરીફ લઈ જતા.
- અહીં કુર્આન શરીફની તિલાવત અને નફિલ વગેરે પઢતા.
- તે પછી સામાન્ય મજલિસમાં બેસતા અને લોકોને વઅઝ અને નસીહત ફરમાવતા.
- તે પછી હવેલીમાં તશરીફ લઈ જતા.
- ત્યાં ખાવાનું ઘણું ઓછું ખાતા.
- બપોરે થોડો સમય સૂઈને મસ્જિદમાં ઝોહરની નમાઝ અદા ફરમાવતા.
- બેઠકમાં બેસીને દૂરથી આવેલા ઉલમા, મુફતીઓ અને ફાઝિલોના સમૂહમાં તફસીર, હદીસ, ફિકહ અને તસવ્વુફની સુક્ષ્મ વાતો ઈરશાદ ફરમાવતા.
- આપના ફરઝંદ મુહમ્મદ સઈદને ત્યારે હદીસ શરીફ પઢવાની ઝિમ્મેદારી સોંપી હતી.
- અસરની નમાઝ પછી મગરિબ સુધી મુરાકબહ કરતા હતા.

● મગરિબની નમાઝથી ફારિગ થઈને હવેલીમાં જઈ ખાવાનું ખાતા.
● તે પછી ઈશાની નમાઝ મસ્જિદમાં અદા ફરમાવતા.
● તેના થોડાં સમય પછી મુરીદો સાથે મુરાકબહ ફરમાવતા.
● તે પછી એકાંતમાં ઈબાદત કરતા હતા.

આ આપના દરરોજના રાત–દિવસના મઅમૂલાત હતા.

## રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે ઈશ્ક અને સુન્નતોનું ચુસ્ત અનુસરણ

પોતાના પ્યારા નબી હુઝૂર સરવરે કાઈનાત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે આપને કેટલી મુહબ્બત અને લગાવ હતો તેનું અનુમાન નીચેના કેટલાક બનાવોથી અને આપની સીરતના કેટલાક પહેલૂઓથી થઈ શકે છે.

### [૧] વુઝૂમાં સુન્નતોની ચુસ્ત પાબંદી

આપ આ હદીસ શરીફ અનુસાર તમામ સુન્નતોની સાથે વુઝૂ કરતા હતા :

وَاِسْبَاغُ الْوُضُوْءِ عَلَى الْمَكَارِهِ

આપ પૂરેપૂરું વુઝૂ કરવામાં ઘણો મુબાલગહ કરતા હતા, અહીં સુધી કે કેટલીક વખત બીમારીની તીવ્રતામાં જ્યારે કે પાણીને હાથ લગાવવું પણ નુકસાનકારક હતું ત્યારે આપે સુન્નતની રિઆયત કરીને પૂરેપૂરું વુઝૂ ફરમાવ્યું.

એ જ પ્રમાણે ઠંડીના દિવસોમાં જ્યારે પાણીનો બરફ જામી જતો હતો ત્યારે આપ એ જ પાણીથી જે બિલકુલ ઠંડું હોય તેનાથી વુઝૂ ફરમાવતા હતા. તહજ્જુદની નમાઝ માટે પૂરેપૂરું વુઝૂ ફરમાવતા હતા.

એ જ પ્રમાણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની અહાદીસ હેઠળ નમાઝોથી સર્વ પ્રથમ ખાસ કરીને તહજ્જુદ, ઝોહર, અસર અને ઈશાની નમાઝથી અગાઉ વુઝૂ કરતી વખતે આપ મિસ્વાકનો ઉપયોગ ફરમાવતા હતા. અહીં સુધી કે અંતિમ ઉંમરમાં આપના અકસર દાંત પડી ગયા હતા, પણ સુન્નતની અદાયગીનો સવાબ હાસિલ કરવા માટે મિસ્વાક જરૂર ફરમાવતા હતા.

### [૨] સુન્નતના અનુસરણ માટે આપ ચટાઈ પર સૂતા હતા

પોતાના નબીની સુન્નત અને આદતને નજર સમક્ષ રાખીને આપે પણ યુવાનીમાં જ પલંગ અને ગાદલા પર સૂવાનું છોડી દીધું હતું. આપ અકસર ચટાઈ પર આરામ ફરમાવતા હતા. અહીં સુધી કે મૃત્યુ સમયે પણ વિદ્યાર્થીઓના આગ્રહ પર પણ આપે પલંગનો ઉપયોગ ન કર્યો, બલકે ચટાઈ પર આરામ ફરમાવતા રહ્યા, અહીં સુધી કે ચટાઈના નિશાન આપના શરીર પર પડી ગયા

### [૩] દરરોજ ૧૦૦૦ વખત પાબંદીથી દુરૂદ શરીફ પઢતા

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુહબ્બતની એક આ પણ નિશાની હતી કે :

દરરોજ તહજ્જુદની નમાઝ પછી ૧૦૦૦ વખત પોતાના પ્યારા આકા અને મવલા પર આ શબ્દોમાં દુરૂદ અને સલામ મોકલતા હતા :

اَللّٰهُمَّ صَلِّ وَسَلِّمْ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ
وَّاٰلِهٖ وَاَصْحَابِهٖ عَدَدَ خَلْقَ

### [૪] ખાવા-પીવામાં સુન્નતોની પાબંદી

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈશ્ક એટલો

હતો કે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પસંદ અનુસાર આપને પણ ખાવામાં દૂધી ઘણી પસંદ અને પ્રિય હતી, અહીં સુધી કે દમની બીમારીમાં દૂધી ખાવાથી હકીમો બીમારોને મના કરે છે. જયારે આપને પણ આ બીમારી હતી, છતાં આપે દરરોજ નહિ તો એક દિવસ છોડીને દૂધી જરૂર ખાતા હતા.

અને ફરમાવ્યા કરતા હતા કે :

مَرْغُوْبُ النَّبِیِّ صَلَّی اللّٰہُ عَلَیْہِ وَسَلَّمَ
عِنْدَ الْمُحِبِّ مَحْبُوْبٌ

જે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પસંદપાત્ર છે તે એક આશિકના માટે સૌથી વધારે મહબૂબ છે.

એ જ પ્રમાણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની હદીસ શરીફ 'અકસરુ વલ મરકુ'ના નિયમ હેઠળ આપ વધુ પાણીવાળો રસો વધુ ઉપયોગ કરતા અને તેને ઘણું પસંદ ફરમાવતા હતા.

### [૫] સુન્નત અનુસાર બીમારીમાં મધનો ઉપયોગ કરતા

એ જ પ્રમાણે બીજી હદીસ શરીફ અનુસાર કે મધમાં શિફા છે. આપ અકસર બીમારીમાં ભલે તે બીમારી કોઈ પણ પ્રકારની કેમ ન હોય, મધનો ઉપયોગ કરતા હતા.

### [૬] દરરોજ હદીસ શરીફનો દર્સ આપતા

દરરોજ ઝોહરની નમાઝ પછી હદીસ શરીફનો દર્સ આપતા હતા અને ફરમાવ્યા કરતા હતા કે :

જે દિવસે પણ '**કા-લ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ**'નો અવાજ સાંભળતો નથી તો તે દિવસ મારા પર ઘણો સખત

અને કઠિન હોય છે.

### [૭] અમામહ અને ફેંટાની સુન્નતનું અનુસરણ

એ જ પ્રમાણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના આશિકને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના અનુસરણમાં માથા પર અમામહ અને ફેંટાનું બાંધવું પણ ઘણું પ્રિય હતું, પણ સળેખમ અને બીજા અવરોધોના કારણે જુમ્અહ અને બન્ને ઈદો સિવાય આપ તેને પહેરી શકતા ન હતા, જેનું આપને ઘણું દુઃખ હતું.

## મઝારોની ઝિયારત

દર જુમ્અહની નમાઝ પછી અને બન્ને ઈદોની નમાઝ પછી પોતાના પૂર્વજોના મઝારો પર હાજરી આપવું આપનો જરૂરી મઅમૂલ હતો, અહીં સુધી કે એક વખત એક જુમ્અહના બેહદ મશગૂલીના કારણે હાજર ન થઈ શકયા, જેનું આપને એટલું દુઃખ થયું કે તેના વળતર રૂપે ઘણી વખત ઈસ્તિગફાર પઢી. અને તે પવિત્ર રૂહોના ઈસાલે સવાબની નિય્યતથી એક સારામાં સારી ગાય ઝબહ કરાવી.

## આપને છ વખત હજની સઆદત નસીબ થઈ

આમ તો આપે અકસર એકાંતવાસને પસંદ ફરમાવ્યું. ઘરથી મઝારો સુધી જતા અથવા મઝારોથી મસ્જિદ સુધી જતા. એના સિવાય આપે કયાં પણ સફર ફરમાવ્યો નહિ. હાં, અલબત્ત હરમયન શરીફયનની ઝિયારત માટે આપે છ વખત સફર ફરમાવ્યો. એ રીતે આપે છ વખત હજની સઆદત હાસિલ કરી. દરેક સફરની વિગત ટૂંકમાં લખવામાં આવે છે :

## પ્રથમ હજ વીસ વરસની ઉંમરે કરી

આપે પ્રથમ હજ ૧૨૫૫ હિજરીસન મુતાબિક ૧૮૩૯ ઈસ્વીસનમાં માત્ર ૨૦ (વીસ) વરસની ઉંમરે કરી.

## મુંબઈથી રવાના થયેલું જહાજ ત્રણ વખત પાછું આવ્યું

- રણપ્રદેશ પસાર કરીને લખપત થઈને આપ મુમ્બઈ પહોંચ્યા.
- ખરાબ વાતાવરણના કારણે આપે અહીં બે માસ કિયામ ફરમાવ્યો.
- છેવટે એક જહાઝ પર સવાર થઈને રવાના થયા તો રસ્તામાં પીવાનું પાણી પૂરું થઈ ગયું, જેના કારણે પાછું મુમ્બઈ આવવું પડયું.
- અહીં એક માસના કિયામ પછી જયારે બીજી વખત મુમ્બઈથી રવાના થયા તો રસ્તામાં ઘણું મોટું તોફાન આવી ગયું, જેના કારણે પાછું આવવું પડયું. એ રીતે અહીં એક માસ વધારે થઈ ગયો.
- થોડાં દિવસો પછી પાછા રવાના થયા, પણ અલ્લાહ તઆલાના હુકમથી તોફાન આવી ગયું અને પાછા આવવું પડયું.

## સફર કરવાનો આપનો મક્કમ નિર્ધાર

આ સ્થિતિ જોઈને સાથીઓએ આપને અરજ કરી કે :

આ વખતે સફર મુલતવી કરી દો. આવતા વરસે જઈશું.

આપે આ વાત સાંભળીને ગુસ્સામાં ફરમાવ્યું કે :

અલ્લાહ તઆલાના રસ્તામાં સુસ્ત અને આળસુ થવું જોઈએ નહિ, જેણે જવું હોય તે ચાલ્યો જાય. અમારી પાસે જયાં સુધી ભાથું હશે અમે ચાલતા રહીશું. અલ્લાહ તઆલાના રસ્તામાં ફકીરોની જેમ ફાટેલા જૂના કપડાંઓમાં પણ અમોને કોઈ વાંધો નથી. આ રસ્તામાં નીકળવા પછી અમે હવે પાછા કદાપિ ફરીશું નહિ.

આપના ઈરશાદે બધાંને પ્રોત્સાહન આપ્યું અને બધાં આપના

સહવાસમાં ચોથી વખત રવાના થઈ ગયા, પણ વિરુદ્ધ હવાના કારણે જહાઝ એટલું ધીમે ધીમે ચાલ્યું કે હજનો સમય નજીક આવી ગયો અને મંઝિલ હજુ ઘણી દૂર હતી.

જહાઝ ચલાવનારે બતાવ્યું કે :

"હજું પાંચ દિવસનો સફર બાકી છે, જેથી હજ માટે પહોંચવું ઘણું મુશકેલ છે."

## અલ્લાહ તઆલાની મદદથી પાંચ દિવસનો સફર એક જ રાતમાં પૂરો થઈ ગયો !

આ વાત સાંભળીને આપના સાથીઓ ગમગીન અને ઉદાસ થઈ ગયા અને બીજા મુસાફરો આપનો મઝાક ઉડાવવા લાગ્યા.

પણ અલ્લાહ તઆલા પોતાના મકબૂલ બંદાઓનો સમર્થક અને મદદગાર હોય છે.

બીજા દિવસે સવારે લોકો સૂઈને ઉઠયા તો જોયું કે :

સામે બંદરગાહ છે. તપાસ કરતાં મા'લૂમ થયું કે આ 'જિદ્દહ'ની બંદરગાહ છે.

આ વાત સાંભળીને બધાં નવાઈ પામ્યા અને આપની ગયબી શકિત અને કરામતને માનનારા થઈ ગયા.

૯, ઝિલહજજના આપ બરાબર મક્કા મુઅઝઝમહ પહોંચ્યા. અહીં થોડી મુદ્દત વિતાવવા પછી મદીનતુર્રસૂલમાં હાજરી આપી અને ત્યાં થોડી મુદ્દત કિયામ ફરમાવવા પછી પાછા વતન તશરીફ લઈ આવ્યા.

## બીજી હજ

આપે બીજી હજ ૧૨૬૬ હિજરીસન મુતાબિક ૧૮૪૯

ઈસ્વીસનમાં કરી.

આ વરસે ૨૫, સફરુલ મુઝફ્ફરના દિવસે હજજે બયતુલ્લાહ અને રસૂલે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના રવઝહની ઝિયારત માટે લુવારી શરીફથી રવાના થયા.

તરાઈથી પસાર થઈને ૨, રબીઉલ અવ્વલના ઠટા પહોંચ્યા, અહીં મકલીમાં પોતાના પીરાને કિરામના મઝારોની ઝિયારતથી મુશર્રફ થયા અને ૫, રબીઉલ અવ્વલના કરાંચી પહોંચી ગયા. આ વખતે આપે મુમ્બઈના રસ્તાના બદલે મસકતના રસ્તાને અગ્રતા આપી. ૧૧, તારીખે મસકત જનારા જહાઝમાં સવાર થઈ ગયા. રસ્તામાં ઘણી વખત તોફાન અને વિરોધી હવાએ મોતને સામે કરી દીધું, પણ આપની દઢતામાં જરા પણ ઓટ ન આવી, અહીં સુધી કે એક દિવસે વિરોધી હવાના કારણે વહાણમાં સમુદ્રના વચ્ચે ચાલીસ દિવસ વીતી ગયા. ભાથું અને પાણી પૂરું થવા લાગ્યું. બધાંએ રોઝહ રાખવાનું શરૂ કર્યું.

આપના સાથીઓએ એક દિવસ આપને પ્યાલો ભરીને પાણી પેશ કર્યું, જેના પર આપ નારાઝ થઈ ગયા અને ફરમાવ્યું કે :

"એ કદાપિ શકય નથી કે હું સાથીઓ કરતાં વધુ પાણી પીઉં.

જો મુરીદો તરસ્યા છે તો હું પણ એ જ હાલતમાં રહીશ."

આપના એક ખાસ મુરીદે કહ્યું કે :

"આપને અલ્લાહ તઆલાની કસમ છે, જો આપ આ પ્યાલામાંથી થોડું પણ પાણી પી લેશો તો તેની બરકતથી અલ્લાહ તઆલા અમારા બધાં પરથી આ મુસીબત હટાવી દેશે."

આ વાત પર મજબૂરીથી આપે માત્ર બે ઘૂંટ પીધા.

અલ્લાહ તઆલાની કુદરત કે તેના પછી તરત જ અનુકૂળ હવા

ચાલવા લાગી અને લોકોને ઝિંદગીના થોડાં કિરણો દેખાવા લાગ્યા.

૧૫, જમાદિલ આખરના આપે વહાણમાં સવાર ખાદિમોને હુકમ આપ્યો કે :

આજે રાતે હઝરત અલી (રદિ.)એ મને ફરમાવ્યું છે કે :

"હું તમામ વહાણવાળાઓને ખાવું ખવડાવું, જેથી જેટલું પાણી બચેલું છે તેનાથી ખાવાનું પકાવીને બધાં ખાઓ."

જો કે આ હુકમ પર બધાંએ અમલ કર્યો, પણ બધાં હયરાન હતા, પણ હયરત તે સમયે ઘણી વધારે થઈ ગઈ જયારે બીજા દિવસે લોકોને રસ્તામાં એક વહાણ મળી ગયું. જેનાથી તેમને પુષ્કળ પ્રમાણમાં પાણી મળી ગયું. પછી બે દિવસ પછી અર્થાત્ ૧૮ તારીખે એક બીજું વહાણ મળી ગયું, જેનાથી પાણી ઉપરાંત ખાવા–પીવાનો બીજો સામાન પણ મળી ગયો.

૨૧, જમાદિલ આખરના આપ અદન (એડન) પહોંચ્યા. અહીંથી ૨૦, તારીખે રાનહ થઈને જિદ્દહ પહોંચી ગયા.

તે ઝમાનામાં ત્યાં રોગચાળો ફેલાયેલો હતો. દરરોજ સેંકડો માણસો મરી રહ્યા હતા. આપ પોતાના સાથીઓ સાથે બીમારોની બીમારપુરસી પણ કરતા અને જનાઝાઓ પર નમાઝ પઢીને તેને દફનાવતા પણ હતા.

આપ હજ અદા કરીને ૧૯, તારીખે મક્કા મુઅઝ્ઝમહથી મદીનહ મુનવ્વરહ પહોંચ્યા અને ૧૧, સફરુલ મુઝફ્ફરના પાછા મક્કા મુઅઝ્ઝમહ પહોંચી ગયા.

## નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત

આપે જયારે ત્યાંથી પોતાના વતન પાછા ફરવાનો ઈરાદો ફરમાવ્યો તો પ્રથમ ઈસ્તિખારહ ફરમાવ્યો.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત એ હાલતમાં થઈ કે આપનો ચહેરો પરેશાન હતો.

આપ ફરમાવે છે કે :

**હઝરત ખતમુલ મુરસલીન સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ**
**રા દીદમ કે બ ચેહરા મા બશર,**
**નશ્તહ અન્દ બર ઈશાં સલામ દાદમ,**
**વ અલય-કસ્સલામહ જવાબ દાદન્દ.**

<u>અર્થાત</u> :

"મેં જોયું કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો મુબારક ચહેરો પરેશાન છે.

મેં સલામ કરી અને આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે **'વ અલયકુમુસ્સલામ'** ફરમાવીને તેનો જવાબ આપ્યો."

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના પરેશાન ચહેરાથી આપે આ ફાલ કાઢી કે :

વાપસીના આ સફરમાં ઘણી તકલીફો પેશ આવશે.

પણ **'વ અલયકુમુસ્સલામ'**ના જવાબથી આ પરિણામ કાઢયું કે ઈન્શા અલ્લાહ અમે ખૈરિયતની સાથે પહોંચી જઈશું.

જેથી આપ ૧, રબીઉલ અવ્વલ, ૧૨૬૭ હિજરીસનના રવાના થઈ ગયા અને આ ઈસ્તિખારહ અનુસાર રસ્તામાં એક મોટી દુર્ઘટના બની કે :

જિદ્દહથી વહાણ રવાના થતાં જ સાંજના સમયે એક પહાડ સાથે ટકરાઈ ગયું. તેનો આગળનો ભાગ પાણીમાં ડૂબી ગયો. બધાં મુસાફરો તેના પાછળના ભાગમાં ભેગાં થઈ ગયા.

વહાણનો કેપ્ટન ગભરાઈને ભાગી ગયો અને જતાં જતાં આપને કહેવા લાગ્યો કે :

"આપ પણ મારી સાથે ચાલો."

પણ આપે ફરમાવ્યું કે :

"હું પોતાના સાથીઓને છોડીને કયાંય જઈ શકતો નથી."

સવારે તે પાછો આવ્યો અને વહાણને સહીહ સલામત જોયું તો તેને ઘણું આશ્ચર્ય થયું.

તે કહેવા લાગ્યો :

"આવો ! હું આપને કિનારા પર પહોંચાડી દઉં."

આપે ફરમાવ્યું કે :

પ્રથમ વહાણના બીજા ગરીબ અને મિસ્કીન મુસાફરોને પહોંચાડો, તે પછી અમારા સાથીઓને પહોંચાડો અને પછી સૌથી અંતમાં મને પહોંચાડજો.

કેપ્ટન અને બધાં સાથીઓએ ઘણો આગ્રહ કર્યો કે :

પ્રથમ આપ તશરીફ લઈ જાઓ.

પણ આપે ઈન્કાર કરીને ફરમાવ્યું કે :

અમારી હિફાઝત તો ખૂદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવી રહ્યા છે.

હજુ આ વાતો થઈ જ રહી હતી કે દૂરથી વહાણ આવતું

દેખાયું. તેને પાસે બોલાવ્યું અને બધાં મુસાફરો તેના પર સવાર થઈ ગયા અને ૨૦ તારીખે અદન (એડન) પહોંચી ગયા.

જો કે ત્યાર પછી પણ મોટી તકલીફો પેશ આવી, પણ આપ ૭, જમાદિલ અવ્વલના મસકત અને પછી ત્યાંથી મનોડા અને ત્યાંથી જમીન માર્ગે નન્ગર અને ઠટાથી થઈ વતન લુવારી શરીફ પાછા આવી ગયા.

## ત્રીજી હજ

આપે ત્રીજી હજ ૧૨૭૬ હિજરીસન મુતાબિક ૧૮૫૯ ઈસ્વીસનમાં અદા ફરમાવી.

૧૭, રબીઉલ અવ્વલના આપ લુવારી શરીફથી રવાના થયા. આ વખતે આપની સાથે ઘણાં ઉલમા અને ફાઝિલો પણ હતા. તેઓને આપે કેટલીક અદભૂત અમુલ્ય કિતાબો લખવા અને નકલ કરવા માટે પોતાની સાથે લીધા હતા. કારણ કે ઈસ્લામી ઉલૂમ પર ખાસ કરીને તસવ્વુફ પર અદભૂત અને અમૂલ્ય કિતાબો ભેગી કરવાનો આપને ઘણો શોખ હતો.

રસ્તાની તકલીફો બરદાશ્ત કરીને આપ મક્કા મુકર્રમહ પહોંચ્યા.

થોડાં દિવસ અહીં કિયામ કરવા પછી ૫, શવ્વાલુલ મુકર્રમના મદીનહ મુનવ્વરહ માટે રવાના થઈ ગયા.

રસ્તામાં આપના કાફલાના સાથીઓ અને બીજા અરબ સાથીઓના કેટલાક દુશમનો નીકળી આવ્યા.

બન્નેમાં લડાઈ અને કતલની તૈયારી થવા લાગી, પણ આપના મલફૂઝાત અને રૂહાની તસર્રુફે તમામ દુશમનોને પરસ્પર મેળવી દીધા અને તમામ દિલોની ઉદાસીનતાને ખતમ કરીને બધાંને ભાઈ ભાઈ બનાવી દીધા.

૩૦ (ત્રીસ) દિવસ મદીનહ મુનવ્વરહમાં કિયામ ફરમાવ્યો. તે પછી પાછા મક્કા મુઅઝઝમહ આવી ગયા.

આ વરસ અકબરી હજ હતી, જેથી આ ફઝીલત હાસિલ કરવા પછી માંડવીના માર્ગે થઈને ૧૬, સફરુલ મુઝફ્ફર, ૧૨૭૭ હિજરીસન મુતાબિક ૧૮૬૦ ઈસ્વી.ના ખૈરિયતની સાથે લુવારી શરીફ પહોંચી ગયા.

## ચોથી હજ

આપે ચોથી હજ ૧૨૮૬ હિજરીસન મુતાબિક ૧૮૬૯ ઈસ્વીસનમાં અદા કરી.

૧૨, રમઝાનુલ મુબારકના સોમવારે સવારના સમયે લુવારી શરીફથી ઘણાં દબદબા અને પ્રતિષ્ઠા સાથે રવાના થયા

માંડવી બંદરગાહ પર સય્યિદ હાજી મુહમ્મદ શાહ, જેઓ આપના મહાન ખલીફાઓમાંથી હતા, તેમણે આપનું ઘણું શાનદાર સ્વાગત કર્યું.

૧૪ તારીખે વહાણમાં સવાર થઈને ૨૬ તારીખે 'મકલહ' બંદરગાહે પહોંચ્યા. ત્યાં પહોંચીને ખબર થઈ કે રસ્તામાં જે ઝબરદસ્ત તોફાન આવ્યું હતું તેમાં ૫૦ જેટલા વહાણ ડૂબી ગયા છે.

પણ અલ્લાહ તઆલાના ફઝલથી અને આપની બરકતથી આપનું વહાણ ખૈરિયત સાથે પહોંચી ગયું.

મકલા બંદરગાહ પર આપનું સ્વાગત સરકારી સ્તરે કરવામાં આવ્યું અને આપને સરકારી મહેમાનખાનામાં રોકાવવામાં આવ્યા.

ઈદુલ ફિત્ર (રમઝાન ઈદ) પછી એક વહાણ મારફતે અદન (એડન) રવાના થયા, ત્યાં પહોંચીને બીજા વહાણથી જિદ્દહના માટે

રવાના થયા અને ૧, ઝીકઅદના જિદ્દહ પહોંચી ગયા. ત્યાં તુર્કીના ઉચ્ચ કક્ષાના અધિકારીઓએ સરકારી સ્તર પર આપનું સ્વાગત કર્યું.

આપના માનમાં જ્યારે ફૌજી સલામી આપવાની દરખાસ્ત મૂકવામાં આવી તો આપે આ શે'ર (પંક્તિ) પઢીને ઈન્કાર ફરમાવ્યો :

**"મા બર ઈં દર ન પએ શવકત વ જાહ આમદહ અમ,**
**અઝ કફે હાદસહ ઈં જા બહરે પનાહ આમદહ અમ.**

<u>ભાવાર્થ</u> :

અમે આ દરબારમાં શાન અને શૌકત માટે આવ્યા નથી,
અમે તો અહીં આફતો અને મુસીબતોથી પનાહ મેળવવા માટે આવ્યા છીએ.

૩, ઝીકઅદહના આપ મક્કા મુકર્રમહ પહોંચી ગયા. અહીં બીમારીની વિપુલતાએ અને આપના ચાર વરસના પુત્ર અબ્દુર્રહમાનના ઈન્તિકાલે આપને ઘણાં ગમગીન કરી દીધા. પણ આપની ઈબાદતોમાં કોઈ ફરક આવ્યો નહિ.

બીમારીના કારણે અશકિતની આ સ્થિતિ થઈ ગઈ કે :

ઉઠવું–બેસવું પણ મુશકેલ થઈ ગયું, પણ હાજરીનો શોખ ખેંચી ખેંચીને મદીનહ મુનવ્વરહના તરફ લઈ ગયો. આ જ સ્થિતિમાં આપ ૧૦, ઝિલહજજના રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દિયાર તરફ રવાના થઈ ગયા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દરબારની હાજરીના શોખે આપની બધી બીમારી સારી કરી દીધી અને આપ ૮, મુહર્રમુલ હરામ, ૧૨૮૭ હિજરીસન મુતાબિક ૧૮૭૦ ઈસ્વીસનના મદીનહ મુનવ્વરહ પહોંચી ગયા. ત્યાંના ફયઝો અને બરકતો હાસિલ

કરવા પછી પાછા મક્કા મુકર્રમા હાજર થયા અને અહીંથી જિદ્દહ આવીને વહાણમાં સવાર થયા અને ૧૨, જમાદિલ અવ્વલના લુવારી શરીફ ખૈરિયતની સાથે પાછા પહોંચી ગયા.

## પુત્રના ઈન્તિકાલનો ગમ

- આ હજના દરમિયાન આપના સાહબઝાદહ અબ્દુર્રહમાનનો ઈન્તિકાલ થઈ ગયો.
- જયારે આપને તેમના ઈન્તિકાલના સમાચાર મળ્યા તો બેઈખ્તિયાર આપની ઝબાન પર આ શે'ર (પંક્તિ) આવી ગયો :

**ગનીમત હસ્ત મુરદન પેશે જાનાં,**
**વલે કલકે કઝા દર દસ્તે મા નેસ્ત.**

ભાવાર્થ :

પ્રિયજનની રૂબરૂ મોત આવવું ગનીમત છે,
પરંતુ મોત કયારે થાય તે આપણા હાથમાં નથી.

આ પુત્રના ઈન્તિકાલનો આપને ઘણો અફસોસ હતો, પણ સૌથી વધારે મહબૂબ દોસ્ત મુહમ્મદે અરબીના મિલન અને મુલાકાતની ખૂશીમાં આ ગમ આપના માટે હલકો થઈ ગયો.

અને જે દિવસે સવારે મદીનહ મુનવ્વરહમાં દાખલ થવાના હતા, તે રાતે 'આરિફ જામી'ની નઅત આપની ઝબાન પર હતી.

## નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો મુબારક જન્મ દિવસ

આપ દર વરસે રબીઉલ અવ્વલના મૌકા પર મીલાદ શરીફનો પ્રબંધ ફરમાવતા અને આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ

સલ્લમના મુબારક જન્મની ખૂશીમાં ઘણું ખાવાનું પકાવીને વહેંચતા હતા.

આ ચોથી હજના મૌકા પર પણ આપે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના જન્મની ખૂશીમાં ઘણું ખાવાનું પકાવીને વહેંચાવ્યું. તેનો ખર્ચ તે ઝમાનામાં ત્રણસો રૂપિયા થયો.

આપ ફરમાવતા હતા કે :

અમે બીજી હજના મૌકા પર રબીઉલ અવ્વલનો ચાંદ જિદ્દહ બંદરગાહ પર જોયો હતો, એટલા માટે સફરના કારણે અમે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની શાન અનુસાર ખાવાનું વગેરે પકાવી શકયા નહિ, જેથી એ વાત પર અમોને હુઝૂરે ખતમી મરતબત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તરફથી નારાઝગીનો સામનો કરવો પડયો. ત્યાર પછીથી અરબ શરીફમાં આ મીલાદની ખૂશી મનાવવાને હું ઘણી ગનીમત મહેસૂસ કરું છું અને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખૂશી અને આનંદને વધુ મહેસૂસ કરીને આ તરફ વધુ ધ્યાન આપું છું.

## પાંચમી હજ

આપે પાંચમી હજ ૧૨૯૨ હિજરીસન મુતાબિક ૧૮૭૫ ઈસ્વીસનમાં અદા ફરમાવી.

ઊંટો અને ઘોડાઓનો આપનો કાફલો સમગ્ર સામાન સહિત હૈદરાબાદ પહોંચ્યો. તે ઝમાનામાં હૈદરાબાદ અને કરાંચી વચ્ચે રેલગાડી શરૂ થઈ ગઈ હતી. જેથી રેલ મારફતે આપ કરાંચી પહોંચ્યા. ત્યાંથી ૨૪ તારીખે વહાણમાં સવાર થઈને જિદ્દહ પહોંચી ગયા અને ૧૨, રમઝાનુલ મુબારકના મક્કા મુઅઝઝમહ પહોંચી ગયા.

રસ્તામાં થોડી તકલીફો અને બનાવો બન્યા તો આપે ઈલ્મે ઝાહિરી અને બાતિનીના ભંડાર આપના સાહબઝાદહ ખ્વાજા મુહમ્મદ

સઈદને હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની બારગાહમાં ફારસી ભાષામાં એક મુનાજાત લખવાનો હુકમ આપ્યો, જેથી ખ્વાજા મુહમ્મદ સઈદે એક વિસ્તૃત મુનાજાત ફિલ બદીહ (તત્કાલ) લખીને પેશ કરી, જેને આપે ઘણી પસંદ ફરમાવી.

બલકે ખ્વાજા મુહમ્મદ સઈદ કહે છે કે :

આ મુનાજાતને આંસૂ ભરેલી આંખોથી પઢતા પઢતા મેં ઘણી વખત આપને જોયા.

૨૧, શવ્વાલુલ મુકર્રમના કિડનીમાં પથરીના કારણે સખત તકલીફ થવા છતાં ઉત્કત શોખમાં આપ મદીનહ મુનવ્વર પહોંચી ગયા.

અહીં સરકારનો એટલો કરમ થયો કે આપને બે વખત રવઝહ શરીફની જાળીઓની અંદર જવાનું નસીબ થઈ ગયું.

જયારે આપ ત્યાંથી બહાર તશરીફ લાવતા તો અનવાર અને તજલ્લીઓ આપના ચહેરા પર ચમકતા હતા.

આ વખતે પણ હજજે અકબર કરીને આપ ૯, મુહર્રમુલ હરામના પાછા આવી ગયા.

## છઠ્ઠી હજ

આપે છઠ્ઠી હજ ૧૨૯૭ હિજરીસન મુતાબિક ૧૮૭૯ ઈસ્વીસનમાં અદા કરી.

આ આપની અંતિમ હજ હતી, એટલા જ માટે તેને 'હજજતુલ વદાઅ'ના નામથી યાદ કરવામાં આવે છે.

આ હજના એક વરસ અગાઉ આપને આપના ઈન્તિકાલ વિશે ખબર પડી ગઈ હતી. જેથી આપે આ તરફ ઘણાં ઈશારાઓ ફરમાવ્યા.

તે ઝમાનામાં મવલાના રૂમ રહમતુલ્લાહિ અલયહિના અશઆર આપની ઝબાન પર સતત રહેતા હતા.

ઉંમરના વિશે પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના અનુસરણની આપને ઘણી ઉમ્મીદ હતી.

આપ ફરમાવતા હતા કે :

"અલ્લાહ તઆલાની મુલાકાતનો શોખ દિવસે દિવસે વધતો જાય છે. અલ્લાહ તઆલાના ફઝલથી મારી ઉંમર પણ નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઉંમર જેટલી થવાની તૈયારીમાં છે. મારી ઉંમર નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઉંમર જેટલી થાય અને જો મારું મોત આવી જાય અને અલ્લાહની મુલાકાત પ્રાપ્ત થઈ જાય તો કેટલી મોટી ખૂશનસીબી થશે."

શા'બાન માસથી આપને અકસર તાવ આવવા લાગ્યો.

તે તાવમાં આપે ફરમાવ્યું કે :

"પહેલાં દવાથી અને દુઆથી કોશિશ કરતા હતા કે અલ્લાહ તઆલા અમોને પોતાની રહમતથી નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઉંમર બખ્શે. હવે આ તમન્ના પણ પૂર્ણ થઈ રહી છે, એટલા માટે દવા અને દુઆના ઝરીએ શિફા હાસિલ કરવાની અમોને કોઈ જરૂરત નથી. હવે તો માત્ર નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના પડોશની ઉમ્મીદ બાકી છે."

આપે ૧, રમઝાનુલ મુબારકે મદીનહ મુનવ્વરહ જવાનો પાકો ઈરાદો કરી લીધો.

૨, શવ્વાલુલ મુકર્રમના રોજ પોતાના પૂર્વજ હઝરત સુલતાનુલ

અવલિયાના રવઝહ પર એકલા તશરીફ લઈ ગયા. અને પછી બહાર આવીને ફરમાવ્યું કે :

"સુલતાનુલ અવલિયાએ અમોને (કબરમાંથી) બહાર તશરીફ લાવીને અલ વિદાઅ કહી દીધું છે."

બીજા દિવસે જોરદાર વરસાદ થયો. બધાં રસ્તાઓ બંધ થઈ ગયા, પણ આપ કોઈની પરવાહ કર્યા વિના મદીનહ મુનવ્વરહના માટે રવાના થઈ ગયા.

બધાંને રુખસત કરતી વખતે આપે ફરમાવ્યું :

"આ અમારો છેલ્લો સફર છે."

૨૨, શવ્વાલુલ મુકર્રમના કરાંચીથી જિદ્દહના માટે રવાના થઈ ગયા.

૫, ઝીકઅદહના જિદ્દહ પહોંચ્યા અને ત્યાંથી ૮, ઝીકઅદહના મક્કા મુકર્રમહ પહોંચી ગયા. આ વખતે પણ અકબરી હજ હતી.

હજની અદાયગી દરમિયાન મિનામાં ઝાડા લાગી ગયા અને તાવ આવી ગયો, પણ આ તમામ બીમારીઓ હોવા છતાં ૨૪, ઝિલહજના કઅબહ શરીફમાં કુરસી પર બેસીને તશરીફ લાવ્યા અને અલ વિદાઅ કહીને મદીનતુર્રસૂલ (મદીનહ મુનવ્વરહ)ના તરફ રવાના થઈ ગયા.

રસ્તામાં ફરમાવ્યું કે :

ઊંટોને ઝડપથી ચલાવો, જેથી જલ્દીથી પહોંચી શકાય. અમારી તકલીફ અને બીમારીની કોઈ ચિંતા કરો નહિ.

## ઈન્તિકાલ

૮, મુહર્રમુલ હરામના મદીનહ મુનવ્વરહ પહોંચ્યા. અહીં

બીમારી ઘણી વધી ગઈ. ખાંસી, તાવ, ઝાડા, પેટનો દુઃખાવો, ઊલટી અને અશકિતએ આપને ઢીલા કરી નાંખ્યા. પણ તેમ છતાં ખાદિમોની મદદથી આપ મસ્જિદે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમમાં હાજર થઈને મુરાકબહ વગેરે ફરમાવતા રહ્યા. પણ છેવટના થોડાં દિવસોમાં તેની પણ હિમ્મત રહી નહિ.

આપે ફરમાવ્યું કે :

"હવે જો મને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો પડોસ મળી જાય તો મારી ઝિંદગીનો મકસદ પૂરો થઈ જશે. અને મને મંઝિલે મકસૂદ મળી જશે."

આપ આ પણ ફરમાવ્યા કરતા હતા કે :

"બીમારી દરમિયાન અકસર હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની રૂહ મારી બીમાર પુરસી માટે તશરીફ લાવે છે અને મને તસલ્લી અને દિલાસો આપે છે."

જેથી આપની ઉમ્મીદ અનુસાર ૬૩ (ત્રેસઠ) વરસની ઉંમરમાં ૭, સફરુલ મુઝફફર, ૧૨૯૮ હિજરીસન મુતાબિક ૧૮૮૦ના આપનો ઈન્તિકાલ થઈ ગયો.

## કબર મુબારક

આપની વસિયત અનુસાર આપનો મઝારે મુબારક હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઘરવાળાઓના ગુંબજ નજીક જન્નતુલ બકીઅમાં ખ્વાજા મુહમ્મદ પારસાના મઝાર નજીક બનાવવામાં આવ્યો.

## અવલાદ

આપના ત્રણ ફરઝંદો હતા, જેમના નામો આ છે :

(૧) ખ્વાજા મુહમ્મદ સઈદ, (૨) ખ્વાજા અબ્દુલ કાદિર
(૩) ખ્વાજા અબ્દુર્રહમાન. (બાળપણમાં ગુજરી ગયા હતા.)

આપના ઈન્તિકાલ પછી ખ્વાજા મુહમ્મદ સઈદ આપની મસનદ પર બેઠા.



## હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ મુહાજિરે મક્કી રહમતુલ્લાહિ અલયહિ

આપ લુવારી શરીફના આસ્તાનહના પાંચમાં ગાદી પર બેસનારા અને હઝરત ખ્વાજા મુહમ્મદ હસન શાહ મદનીના સાહબઝાદહ અને જાનશીન હતા.

આપ ઈલ્મ અને ફઝલ, શરીઅત અને તરીકતમાં અજોડ હતા અને પૈદાઈશી વલી હતા.

### જન્મ

આપનો જન્મ રમઝાનુલ મુબારકના મસઊદ અને મુબારક માસમાં ૧૨૬૪ હિજરીસન મુતાબિક ૧૮૪૭ ઈસ્વીસનમાં લુવારી શરીફમાં થયો.

### તા'લીમ

આપની તા'લીમના માટે તે સમયના સશક્ત આલિમ સય્યિદ અલી શાહ બુખારીની નિમણુંક કરવામાં આવી, જેમની પાસે આપે ઝાહિરી ઉલૂમની પૂર્ણતા કરી. એ ઉપરાંત હદીસ શરીફનો દર્સ ખૂદ પોતાના માનવંત વાલિદ પાસે લીધો અને એની સાથે તસવ્વુફની કેટલીક અગત્યની કિતાબો જેમના લેખક શયખ મુહ્યુદીન ઈબ્ને અરબી છે તેમનો દર્સ પણ પોતાના વાલિદ માજિદથી જ લીધો. એ રીતે

ઝાહિરી અને બાતિની ઉલૂમમાં કમાલ હાસિલ કર્યો.

એ જ પ્રમાણે આપના માનવંત વાલિદને રવઝએ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના અંદર જવાની સઆદત નસીબ થઈ. ત્યાં જે હકાઈક અને દકાઈક, તજલ્લિયાત અને કૈફિયતો ઝાહિર થઈ તેમાંથી જો કોઈને કંઈક બતાવ્યું તો તે માત્ર આપની જ ઝાત હતી.

## સજ્જાદહ નશીની

વિલાયતના નિશાનીઓ બાળપણથી જ આપની પેશાની પર જાહેર હતી. આ જ કારણ છે કે આપના માનવંત વાલિદ અને પોતાના સમયના કુતુબ ખ્વાજા મુહમ્મદ હસન મુહાજિરે મદની રહિમહુલ્લાહુએ આપની સમજશકિત અને પાત્રતાને સામે રાખીને બાળપણના ઝમાનામાં જ આપને ખિલાફત અને ઈજાઝતથી સરફરાઝ ફરમાવી દીધાં હતા.

આપના વાલિદ મદીનહ મુનવ્વરહની ત્રીજી હજ માટે ૧૨૭૬ હિજરીસનમાં તશરીફ લઈ ગયા તો તે સમયે આપની ઉંમર ૧૩ (તેર) વરસ હતી.

ખ્વાજા મુહમ્મદ હસન મુહાજિરે મદનીએ સફરમાં જવા અગાઉ ઈસ્તિખારહ કર્યો તે પછી આપને જાનશીન મુકર્રર ફરમાવ્યા અને બાતિની તવજ્જુહોથી સરફરાઝ ફરમાવ્યા અને તે પછી હજ માટે રવાના થયા.

આપે ત્રણ હજ પોતાના માનવંત વાલિદની સાથે કરી. ખ્વાજા મુહમ્મદ હસનની અંતિમ હજમાં પણ આપ તેમના સાથે હતા.

જયારે ૭, સફરુલ મુઝફફર, ૧૨૯૮ હિજરીસનના આપના વાલિદનો મદીનહ મુનવ્વરહમાં ઈન્તિકાલ થઈ ગયો તો મદીનહ શરીફના મોટા મોટા ઉલમા, ફુકહા અને આપના ઉચ્ચ કક્ષાના મુરીદો

અને મુઅતકિદોએ ત્યાં જ આપની દસ્તારબંદી કરાવી. તે વખતે આપની ઉંમર ૩૩ વરસ હતી.

તે પછી આપ લુવારી શરીફ તશરીફ લાવ્યા. અહીં ફાતિહાખ્વાની, દુરૂદ અને ખતમ વગેરેથી ફારિગ થવા પછી તત્કાળ હઝરત ઈમામે રબ્બાનીના રવઝહ પર હાજરી માટે સરહિંદ શરીફ તશરીફ લઈ ગયા. ત્યાંથી ફારિગ થઈને પાછા લુવારી શરીફ આવી ગયા અને લોકોની રુશદો હિદાયત તથા રેહબરી અને માર્ગદર્શનમાં મશગૂલ થઈ ગયા.

## આપના મઅમૂલાત

- આપ દિવસે અને રાતે અલ્લાહના ઝિક્રમાં મશગૂલ રહેતા હતા.
- દરેક નમાઝની ઈમામત પોતે કરાવતા હતા.
- ફજરની નમાઝ પછી ઈશરાક સુધી પોતાના સાથીઓ સાથે મુરાકબહમાં બેસતા હતા. તે પછી ઘરે તશરીફ લઈ જઈને કંઈક ખાવાનું ખાતા હતા.
- તે પછી ઝોહરની નમાઝ પછી ઈરશાદના મસનદ પર બેસીને લોકોને રુશદો હિદાયત ફરમાવતા અને જો સવારે વઝીફા પઢવાનું બાકી રહી જતું, દાખલા તરીકે : કુર્આને પાકની તિલાવત વગેરે તો તે ત્યારે પૂરું કરી લેતા હતા.
- કુર્આન શરીફ અને હદીસ શરીફ તથા તસવ્વુફની સૂક્ષ્મ વાતોથી હાજરજનોને ફયઝયાબ ફરમાવ્યા કરતા હતા.
- અસરની નમાઝ પછી પાછા મગરિબ સુધી મુરાકબહમાં મશગૂલ થઈ જતા.
- મગરિબની નમાઝ પઢીને ખાવા વગેરેથી ફારિગ થઈને પાછા મસ્જિદમાં તશરીફ લઈ આવતા.

- ઈશાની નમાઝ પછી નફિલ નમાઝ અને મુરાકબહમાં લાગી જતા.
- રાતે તહજજુદ માટે ઉઠતા ત્યારે દરરોજ ૭૦૦૦ (સાત હઝાર) વખત 'લા ઈલા–હ ઈલ્લલ્લાહ'નો વિર્દ ફરમાવતા હતા.

## અખ્લાક અને આદતો

- આપની ઝિંદગી હૂબહૂ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના અખ્લાક અને આદતો જેવી હતી.
- આપે કયારે કોઈ શરીઅત વિરુદ્ધ અને સુન્નત વિરુદ્ધ કામ કર્યું નથી. બલકે જો કોઈને આ પ્રકારનું કામ કરતા જોઈ લેતા તો ન માત્ર તેને સખત ધમકાવતા, બલકે અમુક વખત કોરડા પણ મારતા હતા.
- મહેમાનોની ઘણી ઈઝઝત કરતા હતા.
- ગરીબો અને મિસ્કીનોને સતત ખયરાત આપતા હતા.
- દર મહિનાની ચોથી તારીખે (અર્થાત્ સુલતાનુલ અવલિયાના ઈન્તિકાલની તારીખે) આમ ખયરાતનો પ્રબંધ ફરમાવતા હતા અને મીઠા ચાવલ બનાવીને વહેંચતા હતા.
- સવારે દહી, બપોરે બિરયાની પકાવીને ગરીબોને આપવામાં આવતી હતી.
- રમઝાનુલ મુબારકના દિવસોમાં સહેરી અને ઈફતારના સમયે ખાસ ખાવાનું તૈયાર કરાવવામાં આવતું હતું.
- ઈદના મૌકા પર આમ લંગર (ભોજન) વહેંચવામાં આવતું હતું.
- આપ રબીઉલ અવ્વલ શરીફના આખા મહીનામાં ખાસ પ્રકારનું ખાવાનું તૈયાર કરાવીને લોકોને ખવડાવ્યા કરતા હતા.
- ૧૨, રબીઉલ અવ્વલના મીલાદ શરીફ ઘણાં ઉચ્ચ તરીકાથી મનાવવામાં આવતી હતી.
- આપ ઘણાં સારા કપડાં પહેરતા હતા, ઘણાં ઉમદહ લિબાસ પહેરતા હતા.

- શરીઅત અને તરીકતના મસઅલાઓ હોય અથવા લોકોના ફેસલા હોય, આપ તે બધાં કુર્આન શરીફ અને હદીસ શરીફની રોશનીમાં હલ ફરમાવ્યા કરતા હતા. આપના લખેલા ફેસલાઓ પર તે સમયના મુકતદિર ઉલમાના હસ્તાક્ષર થતા હતા.
- આપની મજલિસમાં ઘણી શાંતિ હતી, કારણ કે આપ અકસર ખામોશ મુરાકબહમાં તલ્લીન અને મશગૂલ રહેતા હતા.
- આપની મશહૂર કહેવત છે :

  "જેમણે અમારી શાંતિ અને ખામોશીથી ફાયદો ઉઠાવ્યો નહિ, તે અમારી વાતચીતથી શું ફાયદો ઉઠાવશે ? "
- આપ કયાં પણ તશરીફ લઈ જતા ન હતા, જે કોઈ ખિદમતમાં હાજર થઈને પોતાની મુશકિલી રજૂ કરતો આપ ત્યાં જ તેની મુશકેલી હલ ફરમાવી દેતા હતા.
- નેકીના કામોમાં આગળ આવીને ભાગ લેતા હતા.
- સિંધના મદ્રસાઓ સિવાય બીજા પ્રદેશોના મદ્રસાઓના માટે પણ આપ મદદ આપતા હતા.
- કરાંચીમાં મદ્રસતુલ ઈસ્લામ સિંધની આખી મસ્જિદ આપે પોતાના ખર્ચે નિર્માણ કરાવી અને ઈખ્લાસની આ સ્થિતિ કે હસન અલી આફન્દીને કહી દીધું કે :

  "અમારું નામ જાહેર કરશો નહિ."

## ઈલ્મી મકામ

આપના ઈલ્મી, દીની અને રૂહાની મકામનું અનુમાન એનાથી થઈ શકે છે કે :

- મદીનહ મુનવ્વરહમાં રહેતા સિંધના મશહૂર આલિમ શયખ મુહમ્મદ આબિદ મદની સુમ્મ યમની આપની ખિદમતમાં હાજર થયા અને

પોતાની કિતાબ 'તવાલિઉલ અનવાર' હદિયહરૂપે પેશ કરી.

- એ જ પ્રમાણે અલ્લામહ કત્તાનીએ પણ આપથી જ ઝાહિરી ઉલૂમનો ફયઝ હાસિલ કર્યો.

તેઓ પોતાની કિતાબ 'ફહરસુલ ફહારિસ'માં લખે છે :

"મેં હદીસ શરીફની સનદ મક્કા શરીફમાં ખ્વાજા મુહમ્મદ સઈદ કુદ્દિસ સિર્રુહૂ પાસે હાસિલ કરી."

- તદઉપરાંત સિંધના મશહૂર આલિમ મવલાના ગુલ મુહમ્મદ અને મવલાના ગુલામ સિદ્દીક (શહદાદ કોટ)એ પણ ઈલ્મી અને રૂહાની ફુયૂઝો અને બરકતો આપની જ સોહબતથી હાસિલ કરી.

આપ અકસર કહ્યા કરતા હતા :

"મેં આખા હિન્દુસ્તાનનો સફર કર્યો છે, પણ હઝરત જેવા આલિમ, મુજતહિદ, કામિલ વલીયુલ્લાહ અને વાસિલ બિલ્લાહ મેં કયાંય જોયા નથી."

એક વખત હઝરતે તેમને પોતાની સાથે હજ માટે લઈ જવા કહ્યું. સંજોગવશાત્ જયારે રવાનગીનો સમય આવ્યો તો તેમને ખબર આપી શકયા નહિ, જેના પર તેમણે અરબી ભાષામાં ઘણી સુંદર અને રંગીન ઈબારતની સાથે એક શિકાયતનામું આપને મોકલાવ્યું.

આપે તેના જવાબમાં અત્યંત જ મુશકેલ મકતૂબ ગિરામી મોકલાવ્યો જેને તેઓ સમજી શકયા નહિ.

મુલાકાતના સમયે તેમણે અરજ કરી કે :

"હઝરત ! અમે તો તે પત્રને સમજી શકયા નહિ."

આપે ફરમાવ્યું કે :

"અમારી તો આદત નથી કે આ પ્રકારની મુશકેલ અને કઠિણ

ઈબારતો લખવામાં આવે, પણ એટલા માટે કે આપે એ શૈલીમાં પત્ર લખ્યો હતો, એટલા માટે જવાબમાં અમારે પણ આપની શાન અનુસાર શૈલી અપનાવવી પડી.''

તે પછી આપે તે પત્રનો મતલબ વિસ્તૃત બયાન ફરમાવ્યો. જેને સાંભળીને તેઓ હયરાન રહી ગયા.

'સિકાલુઝઝમાઈર'માં છે કે એક વ્યકિતએ આપને પૂછયું કે :

''અવરતોએ પીરોના સામે જવું અને તેમનાથી બયઅત થવું દુરુસ્ત છે કે નથી ? ''

(પરદાના ચુસ્ત પાલન સાથે) તેના જાઈઝ હોવામાં આપે જે દલીલો સહિત જવાબ આપ્યો તેનાથી આપનો સાગર સમાન ઈલ્મ જાહેર થાય છે.

## શયખે અરબીની નઝરે કરમ

આપના વાલિદ ખ્વાજા મુહમ્મદ હસનની મજલિસમાં તસવ્વુફના એક ઉચ્ચ કક્ષાના ઈમામ શયખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબીની કિતાબનો દર્સ થતો હતો. અને તે કિતાબ શરૂઆતમાં કાઝી મખ્દૂમ અઝીઝુલ્લાહ પઢતા હતા. તેમના ઈન્તિકાલ પછી આ કામ મિટયારીના કાઝી અશરફના હવાલે થયું, પણ રાતે હઝરત ખ્વાજા મુહમ્મદ હસન શાહ મદનીને હઝરત મુહ્યુદ્દીન ઈબ્ને અરબીની ઝિયારત થઈ અને આપે ફરમાવ્યું કે :

''અમારી કિતાબ ખ્વાજા મુહમ્મદ સઈદને આપો, તેઓ પઢશે, કારણ કે તેઓ જવાન સાહિબુસ સકલયન છે.''

તે દિવસ પછીથી આપ તે કિતાબને પઢતા હતા.

હાજરજનોનું બયાન છે કે :

"આપના પઢવામાં તે કૈફિયત તારી થતી હતી કે મોટા મોટા ઉલમા અને સૂફીઓ ઝુમી ઉઠતા હતા."

## કરામતો

આપ કરામત બતાવવાના અને ખ્યાતિ તથા પ્રસિદ્ધિના સખત વિરોધી હતા અને ફરમાવતા હતા કે :

હઝરત સુલતાનુલ અવલિયા ખ્વાજા મુહમ્મદ ઝમાંનો ઈરશાદ છે કે :

"હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તા'બેદારી અને અનુસરણથી વધીને કોઈ કરામત નથી. જો કરામતોને ઝાહિર કરવું કમાલની દલીલ હોતે તો સૌથી વધુ કરામત સહાબએ કિરામ અને ખુલફાએ રાશિદીનથી જાહેર થતે. નકશબંદી સિલસિલામાં કરામત બિલ્કુલ મના છે. હાં, અલ્લાહ તઆલાના હુકમથી કોઈ વલીથી જાહેર થાય છે તો તે અલ્લાહ તઆલાની રહમતનું નિમિત્ત છે, નહિતર નહિ."

## એક શખ્સ હિકમત શીખવા વગર આપની દુઆથી નિષ્ણાત હકીમ બની ગયો !

હઝરતથી ઘણી કરામતો જાહેર થઈ છે જેમાંથી એક આ છે :

અલ્લામહ હાફિઝ અબ્દુલ કાદિર બૂબકાઈની રિવાયત છે કે :

એક માણસ સય્યિદ અલ્લામહ ગુલામ શાહ લખવી આપની ખિદમતમાં હાજર થયા ત્યારે હાજરજનોએ હઝરતને અરજ કરી કે :

"કિબ્લહ ! મિટયારીના મોટા મોટા સાદાત તો ઈન્તિકાલ કરી ચુકયા છે. તેમના ખાનદાનનો એક માણસ આ છે જે બેરોઝગારીના કારણે ઘણો પરેશાન છે, તેના માટે કંઈ

મહેરબાની ફરમાવો.''

આપે ગુલામ શાહના તરફ મુતવજિજહ થઈને ફરમાવ્યું કે :

''તમારા ખાનદાનમાં હિકમત પ્રચલિત હતી તો તમે પણ હિકમત કર્યા કરો.''

તેણે અરજ કરી કે :

''કિબ્લહ ! મેં હિકમત શીખી નથી.''

આપે ફરમાવ્યું :

''કિતાબ વગેરે જોયા કરો.''

તેણે અરજ કરી કે :

''કિતાબોનો તો અમારા વડીલોએ નાશ કર્યો છે.''

હઝરતે ફરમાવ્યું કે :

''હું તમોને એક કિતાબ હિકમત વિશે આપું છું, તમે એને નકલ કરીને મને પાછી આપી દેજો.''

તેણે હાથ જોડીને અરજ કરી કે :

''હુઝૂર ! મારામાં આટલી પાત્રતા કયાં ? ''

હઝરતનો રહમતનો સમુદ્ર જોશમાં આવી ગયો અને ફરમાવ્યું :

''જાઓ ! દિલમાં જે આવે તે લખી દો. અલ્લાહ તઆલા એમાં જ શિફા આપશે અને જો કયારે કોઈને ઝેર આપી દીધું તો અલ્લાહ તઆલા તેને પણ ઔષધ (દવા) કરી દેશે.''

તે પછીથી ગુલામ શાહે દવાખાનું ખોલીને હિકમતનું કામ શરૂ કરી દીધું અને નિષ્ણાત હકીમ બનીને દબદબા અને પ્રતિષ્ઠા સાથે ઝિંદગી વિતાવવા લાગ્યા.

## કરાંચીમાં દફન થયેલા મુરીદની લાશને લુવારી શરીફ મંગાવી દફન કરી

પ્રોફેસર અલી નવાઝ જતોઈએ આ રિવાયત બયાન કરી છે કે :

મેં પોતે કરાંચીના એક ધનવાન પરિવાર હાજી મૂસા મેમણના રિશ્તેદારોથી આ વાત સાંભળી છે કે :

તેમનો એક દોસ્ત હજ માટે ગયો. વાપસીમાં કરાંચી આવીને તેનો ઈન્તિકાલ થઈ ગયો. અહીં જ તેને દફનાવી દીધો. તે હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદનો મુરીદ હતો.

ચાર–પાંચ માસ પછી જયારે તેમના કેટલાક રિશ્તેદારો આપની ખિદમતમાં લુવારી શરીફ ઝિયારતના હેતુથી હાજર થયા તો આપે ફરમાવ્યું કે :

"તમારામાંથી કેટલાક શખ્સો હમણાં કરાંચી જાઓ અને અમારા તે મુરીદને કબરમાંથી કાઢીને તત્કાળ અમારી પાસે લઈ આવો."

લોકોએ અરજ કરી કે :

"હુઝૂર ! તેને ઈન્તિકાલ થયાને ચાર–પાંચ માસની મુદ્દત વીતી ગઈ છે, હવે તો તેના હાડકાંઓ પણ ઓગળી ગયા હશે."

આપે ફરમાવ્યું :

"નહીં ! એવું નથી. અમે જેવું કહી રહ્યા છીએ તેવું જ કરો."

મુરશિદનો હુકમ સાંભળીને કેટલાક શખ્સો કરાંચી રવાના થઈ ગયા. ત્યાં કબર ખોદી તો તે મુર્દહને એવો જ જોયો જેવો કે હમણાં દફન કર્યો છે અને હઝરતના ઈરશાદ અનુસાર તે લાશને લુવારી શરીફ લઈને હાજર થઈ ગયા.

આપે ત્યાં તેના માટે કબર ખોદાવી અને તે કબરમાં તેને મૂકીને તેને સંબોધીને ફરમાવ્યું :

“હવે તો ખૂશ છો ? ! ”

આ બનાવથી હાજરજનોના આશ્ચર્ય અને અચંબાને દૂર કરતા ફરમાવ્યું કે :

“આ અમારો મુરીદ ઘણાં દિવસોથી ઝિદ કરીને અમોને પરેશાન કરી રહ્યો છે કે મને લુવારી શરીફ બોલાવી લો, જેથી આજે અમે તેની ઈચ્છા પૂર્ણ કરી દીધી.”

## સરહિન્દીઓનું સન્માન

હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિની અવલાદ હોવાનો શરફ ધરાવવાના કારણે સરહિન્દી બુઝુર્ગોનું હઝરત ઘણું સન્માન કરતા હતા અને તેમની સાથે ઘણી મુહબ્બત ધરાવતા હતા.

પ્રોફેસર અલી નવાઝ જતોઈએ બયાન કર્યું છે કે :

હૈદરાબાદ સિંધના એક મશહૂર સરહિન્દી બુઝુર્ગ હઝરત પીર હાફિઝ મુહમ્મદ હાશિમ જાન સરહિંદી, મુજદ્દિદી (ખ્વાજા મુહમ્મદ હસન જાન સરહિંદીના સાહબઝાદાઓ)એ તેમને બતાવ્યું કે :

ખ્વાજા મુહમ્મદ સઈદને મારા દાદા હઝરત ખ્વાજા અબ્દુર્રહમાન સરહિન્દી, મુજદ્દિદી સાથે ઘણી મુહબ્બત અને અકીદત હતી, જેનો ઈઝહાર આ વાતથી થાય છે કે :

ખ્વાજા મુહમ્મદ સઈદે હજ સિવાય બીજી કોઈ જગ્યાનો સફર કર્યો નથી, પણ એક રાત્રે અચાનક ખ્વાજા અબ્દુર્રહમાન સાથે મુલાકાત માટે (આપના ગામ) ટખડ તશરીફ લઈ આવ્યા અને મુલાકાત કરીને

રાતો રાત પાછા લુવારી તશરીફ લઈ ગયા.

તે પછી મુહબ્બત અને પ્રેમથી ભરપૂર એક પત્ર મોકલ્યો. જેમાં લખ્યું કે :

અમારા આ રીતે આપની પાસે આવવા પર અમારા ખલીફાઓએ અમોને કહ્યું કે :

> 'આ આપનો અને આપના પૂર્વજોનો તરીકો નથી કે અહીંથી કોઈ બીજી બાજુ સફર કરીને જાય, પણ અમે તેમને કહી દીધું છે કે :
>
> ''આ કાયદો બીજા લોકો માટે છે, (સરહિન્દી) ખાનદાનના માટે નથી.''

## ૭ વખત હરમયન શરીફયનની ઝિયારત

- આપને હરમયન શરીફયનની ઝિયારત અને બયતુલ્લાહ શરીફની સઆદત ૭ વખત હાસિલ થઈ.
- પ્રથમ ત્રણ વખત પોતાના વાલિદ માજિદની સાથે આ સઆદત નસીબ થઈ અને ચોથી વખત ૧૩૦૧ હિજરીસન મુતાબિક ૧૮૮૩ ઈસ્વી.માં આપ પોતાના પરિવારની સાથે સઆદતમંદ થયા. તે સમયે આપના સાહબઝાદહ ખ્વાજા અહમદ ઝમાં માત્ર ૭ વરસના હતા.

દરેક મકામ પર રસ્તામાં મુરીદોને રુશદો હિદાયત ફરમાવતા જયારે આપ મદીનતુર્રસૂલ પહોંચ્યા તો મુહબ્બત અને અકીદત તથા અદબની આ સ્થિતિ હતી કે :

બન્ને જગતના વાલી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પવિત્ર ધરતી દેખાતા જ આપ સવારી પરથી ઉતરી પડયા અને પગપાળા ચાલતા ચાલતા રવઝએ રસૂલ પર હાજર થયા.

આ એ જ અદબનું ફળ હતું કે તે સમયનો બાદશાહ 'શરીફે

મક્કા' પણ આપની ખિદમતમાં હાજર થઈને વિનય અને વિનમ્રતા તથા અદબ કરતો હતો.

- આપે પાંચમી હજ ૧૩૧૦ હિજરીસન મુતાબિક ૧૮૯૬ ઈસ્વીસનમાં કરી. આ સફરમાં પણ આપનો પરિવાર આપની સાથે હતો. આ વખતે આપે પોતાના મહબૂબ આકા અને બન્ને જહાંના મવલાના બાદશાહ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ સાથે પોતાનો દિલી લગાવ, મુહબ્બત અને બેપનાહ અકીદતને ઝાહિર કરવાની રીતે ગુંબદે ખિઝરાના માટે એક કીમતી જાળી તૈયાર કરાવી અને મક્કા મુઅઝઝમહના શરીફની ઈજાઝતથી તે ચઢાવી. તે જાળી પર તે ઝમાનામાં લગભગ ત્રણ લાખ રૂપિયા ખર્ચ થયા હતા. ઈબ્ને સઊદની હુકૂમતના સમયમાં જયારે કે તમામ ગુંબદ જમીન દોસ્ત કરવામાં આવી રહ્યા હતા ત્યારે તે જાળીને પણ ઉતારી લેવામાં આવી.
- આપ છઠ્ઠી અને અંતિમ હજ માટે ૧૨, શા'બાનુલ મુઅઝઝમ, ૧૩૨૩ હિજરીસનના સુલતાનુલ અવલિયાના મઝાર પર હાજર થયા અને ત્યાંથી રૂખસત થઈને પોતાના પરિવાર સાથે હરમયન શરીફયનની ઝિયારત માટે રવાના થઈ ગયા.

## ઈન્તિકાલ

જયારે આપ મક્કા શરીફ પહોંચ્યા તો ૧૨, ઝિલહજજના આપની તબીઅત ખરાબ થઈ ગઈ.

આપે મહેસૂસ ફરમાવ્યું કે :

અંતિમ સમય નજીક છે. જેથી પોતાના સાહબઝાદહ ખ્વાજા અહમદ ઝમાંને ત્યાં જ પોતાના ખલીફા અને સજજાદહ નશીન જાહેર કર્યા. પૂર્વજો અને બુઝુર્ગોની અમાનત તેમના સીનામાં મુન્તકિલ કરી અને એ જ દિવસે અર્થાત્ ૨, મુહર્રમુલ હરામ ૧૩૨૪ હિજરીસનના

રોજ પોતાના પુત્ર ખ્વાજા અહમદ ઝમાંને સીનાથી લગાવી ઈન્તિકાલ ફરમાવી ગયા.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

## મુબારક મઝાર

આપની વસિયત અનુસાર આપનો મુબારક મઝાર જન્નતુલ મુઅલ્લામાં હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ તઆલા અન્હુના સાહબઝાદહ હઝરત અબ્દુર્રહમાન રદિયલ્લાહુ તઆલા અન્હુની નજીક બનાવવામાં આવ્યો.

## ખલીફાઓ

- અસંખ્ય મખ્લૂકે આપથી ફયઝ હાસિલ કર્યો અને કમાલની મંઝિલો તય કરી.
- આપના ફયઝ પામેલાઓમાં કેટલાક કામિલ મજઝૂબો પણ થયા છે.

## કિતાબો

- ફારસી, અરબી અને સિંધી ત્રણે ભાષાઓમાં આપની ઉચ્ચ કક્ષાની કિતાબો નઝમમાં અને ગદ્યમાં મવજૂદ છે.
- ગદ્યમાં ફારસી ભાષામાં એક કિતાબ 'સિકાલુઝઝમાઈર' છે, જે આપે પોતાના વાલિદ ખ્વાજા મુહમ્મદ હસન મુહાજિરે મદનીના હાલાત પર લખી છે.
- બીજી કિતાબ 'હકીકતે લુવારી' છે.
- ત્રીજી કિતાબ 'ફુયૂઝાતે લુવારી' છે.
- નઝમમાં ફારસી અને અરબીમાં 'દીવાને સઈદ' છે.
- સિંધી ભાષામાં 'મઅરિફતે નામોં નઅતિયહ કલામ' વગેરે છે.

## શાઈરી

- આપ ફારસી, અરબી અને સિંધીના ઉચ્ચ કક્ષાના શાઈર પણ હતા.
- આપની લખેલી એક અરબી મુનાજાત આપના વાલિદને ઘણી પસંદ હતી અને આપ એને રવઝએ અતહરની સામે પઢવાનો હુકમ આપતા હતા.
- એ જ હજના સફર દરમિયાન એક મુશકેલીના સમયે આપના માનવંત વાલિદે અને શયખે આપને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની બારગાહમાં એક મુનાજાત લખવાનો હુકમ ફરમાવ્યો અને આપે મદીનહ મુનવ્વરહના રસ્તામાં તત્કાલ એક ફારસી ભાષામાં મુનાજાત ઈરશાદ ફરમાવી.
- એ જ સફરમાં હઝરતના ઈરશાદ પર એક બીજી મુનાજાત લખી.
- જયારે આપના મુરશિદ હજના સફરનો ઈરાદો ફરમાવી રહ્યા હતા તો તે સમયે આપે પોતાના વતનમાં બે મુનાજાત એક અરબી ભાષામાં અને બીજી ફારસી ભાષામાં લખી.

## ૬ હઝરત ખ્વાજા અહમદ ઝમાન રહિમહુલ્લાહ

લુવારી શરીફના છટ્ઠા સજ્જાદહ નશીન અને હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ મુહાજિરે મક્કીના સાહબઝાદહ અને જાનશીન હઝરત ખ્વાજા અહમદ ઝમાન રહમતુલ્લાહિ અલયહિ છે.

### બશારતો

અવલિયાના જન્મ અગાઉ તેમની પધરામણીનું એ'લાન પહેલાંથી જ કરી દેવામાં આવે છે.

[૧]

આપના જન્મ અગાઉ આપના દાદા ખ્વાજા મુહમ્મદ હસન મુહાજિરે મદની રહમતુલ્લાહિ અલયહિએ આપના વાલિદને હજના સફરમાં જતી વખતે હિજરીસન ૧૨૯૭ માં કહ્યું કે :

તમારી ઘરવાળીને બાળકની ઉમ્મીદ છે તેને મારી પાસે બોલાવી લાવો.

જયારે તે હાજર થઈ તો આપે તેમને ફરમાવ્યું કે :

"તમારે ત્યાં એક પુત્ર પૈદા થશે તેનું નામ 'અહમદ' રાખજો."

તે પછી હઝરત સુલતાનુલ અવલિયાના રવઝહના ગુંબદની તરફ ઈશારો કરીને ફરમાવ્યું કે :

"તે પુત્ર એવો હશે જેવા આ મીનારાવાલા છે."

[૨]

- એક વખત હજના સફર દરમિયાન નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના રવઝહની ઝિયારતથી ફારિગ થઈને પોતાના સાહબઝાદહ ખ્વાજા મુહમ્મદ સઈદને ફરમાવ્યું કે :
- "અહમદ (ઝમાં) આવી ગયો છે, પણ તેની ખૂશખબરી કેટલાક લોકો સાંભળી શકશે નહિ.
- જો મારી ઝિંદગીમાં મને આ ખબર મળશે તો હું આખા મદીનહ શહેરમાં ખડી સાકર વહેંચીશ."
- આપની આ આગાહી અનુસાર આપના ઈન્તિકાલ પછી ખ્વાજા મુહમ્મદ સઈદને ખ્વાજા અહમદ ઝમાંના જન્મની ખબર મદીનહ મુનવ્વરહમાં મળી.
- આપે આ ખૂશખબરી પર આખા મદીનહ શહેરમાં ખડા સાકર વહેંચી.

## જન્મ અને નામ

- આ બશારતો અનુસાર ખ્વાજા અહમદ ઝમાંનો જન્મ ૧૨, ઝિલહજજ, ૧૨૯૭ હિજરીસન, શનિવારે લુવારી શરીફમાં થયો.
- આપના દાદાના ઈરશાદ અનુસાર આપનું નામ 'અહમદ' રાખવામાં આવ્યું.
- જયારે આપના વાલિદ ખ્વાજા મુહમ્મદ સઈદ હજના સફરથી પાછા આવ્યા તો તેના થોડાં દિવસો પછી ખ્વાજા અહમદની તબીઅત ખરાબ થઈ ગઈ.
- આપના વાલિદ આપની તંદુરસ્તીની દુઆ માટે હઝરત સુલતાનુલ અવલિયાના મઝાર પર હાજર થયા.
- ખ્વાબમાં સુલતાનુલ અવલિયાએ ઈરશાદ ફરમાવ્યો કે :

"જો બાળકના નામની સાથે અરધું નામ અમારું પણ મેળવી લેશો તો તંદુરસ્ત થઈ જશે."

જેથી એના પછીથી આપનું નામ 'અહમદ ઝમાં' રાખવામાં આવ્યું અને એ જ દિવસે અલ્લાહ તઆલાએ આપને તંદુરસ્તી અતા ફરમાવી દીધી.

## તા'લીમ

આપના વાલિદ ખ્વાજા મુહમ્મદ સઈદ ફરમાવતા હતા કે :

એક વખત અમેં જોયું કે :

"નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તશરીફ ફરમા છે અને આપની મેહફિલમાં :

શયખ અબ્દુલકાદિર જીલાની,

શયખ મુહુદ્દીન ઈબ્ને અરબી,

હઝરત ઈમામે રબ્બાની

અને ઘણાં ઉલમા અને સૂફીઓ બેઠેલા છે.

મેં તે સમયે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં 'અહમદ ઝમાં'ની તા'લીમ વિશે અરજ કરી.

તો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

"એની તા'લીમના અમે પોતે કફીલ છીએ અને પોતે તેના મુઅલ્લિમ છીએ."

આપ ફરમાવે છે કે :

તે પછીથી મેં કયારેય અહમદ ઝમાંને તા'લીમના માટે તા'કીદ કે ચેતવણી વગેરે કરી નહિ.

આપે પોતાની મરજી અનુસાર જેનાથી ચાહ્યું તેનાથી ફયઝ હાસિલ કર્યો.

જેથી ઝાહિરી ઉલૂમના સિલસિલામાં આપના ઉસ્તાઝોમાં :

હાફિઝ સુલયમાન મેમણ,
કાઝી મુહમ્મદ અલી હાલાઈ અને
કાઝી વલી મુહમ્મદ મિટયારવીના નામો લેવામાં આવે છે.

## શાદી

૨૨ (બાવીસ) વરસની ઉંમરમાં ૧૩૧૯ હિજરીસનમાં અડેરોલાલના એક કુટુંબમાં આપની શાદી થઈ. જયાં આપની શાદી થઈ તે લોકો ખાનદાની રીતે આ આસ્તાનહથી અકીદત અને બયઅતનો શરફ ધરાવતા હતા.

## જાનશીની

- આપે ત્રણ હજ પોતાના વાલિદના સંગતમાં અદા ફરમાવી.
- હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદે ૧૩૨૩ હિજરીસનમાં જે અંતિમ હજ અદા ફરમાવી હતી, તેમાં પણ આપ તેમની સાથે હતા.
- આ જ સફરમાં ૩, મુહર્રમુલ હરામ, ૧૩૨૪ હિજરીસનના આપના વાલિદનો ઈન્તિકાલ થયો અને તેના ત્રીજા દિવસે મક્કા મુઅઝઝમહના મોટા મોટા ઉલમા, સૂફીઓ અને અહલે દિલ હઝરાતે આપની દસ્તારબંદી કરાવી અને આપને આપના વાલિદની જગ્યાએ બેસાડયા.
- તે પછી જયારે આપ વતન પાછા આવ્યા તો અહીં તમામ મુરીદો, મુઅતકિદો અને ઘણાં ઉલમા અને મહાન સૂફીઓએ રબીઉલ અવ્વલ, ૧૩૨૪ હિજરીસનના આપની દસ્તારબંદી કરી અને આપને આપના પૂર્વજોની મસનદ પર બેસાડયા.

## બાતિની ફયઝ

- ખ્વાજા અહમદ ઝમાં અકસર ફરમાવ્યા કરતા હતા કે :

  "મારા ઝાહિરી મુરશિદ ઈમામુલ અવલિયા હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ છે, પણ અમારા બાતિની અને રૂહાની મુરશિદ હઝરત સુલતાનુલ અવલિયા હઝરત મુહમ્મદ ઝમાં રહિમહુલ્લાહુ છે."
- અને કયારેક આમ ફરમાવ્યા કરતા હતા કે :

  "અમોને બે બાજુથી ખિલાફત મળી છે :

  એક અમારા મક્કાવાળા મુરશિદ ખ્વાજા મુહમ્મદ સઈદના તરફથી અને

  બીજી ખ્વાજા હઝરત સુલતાનુલ અવલિયાના તરફથી મળી છે, કારણ કે ૨૭, રમઝાનુલ મુબારકની શબે કદ્રમાં અમોને સુલતાનુલ અવલિયાની ઝિયારત થઈ અને આપે અમોને ખિલાફતનો જુબ્બહ પહેરાવ્યો."

## કિલ્લાની બહાર નિવાસ

એક દિવસ આપે ફરમાવ્યું કે :

હઝરત સુલતાનુલ અવલિયા ખ્વાજા મુહમ્મદ ઝમાંએ હુકમ આપ્યો છે કે :

"લુવારી શરીફના કિલ્લામાં અદબની સાથે રહો."

તે પછી ફરમાવ્યું કે :

'કિલ્લાની અંદર કોઈ રહે નહિ. બધાં બહાર રહેવાનું પસંદ કરે.'

આ હુકમ મળતાં જ આપે કિલ્લાને પોતે પણ ખાલી કરીને કિલ્લાની બહાર રહેવાનું શરૂ કરી દીધું અને બીજા રિશ્તેદારો પાસે પણ ખાલી કરાવીને બીજી જગ્યાએ આબાદ થવા માટે તેમને પૈસા પણ આપ્યા. જેથી તે લોકો અશરફઆબાદ નામના એક ગામમાં આબાદ થઈ ગયા.

## કરાંચીમાં નિવાસ

- ૨૭, રજબુલ મુરજજબ, ૧૩૨૫ હિજરીસનના આપ પોતાના પરિવારજનો સાથે ઠટા તશરીફ લાવ્યા.
- ઠટ્ટામાં પોતાના પૂર્વજોની ખાનકાહમાં બે માસથી વધુ મુદત કિયામ ફરમાવ્યો.
- આપ ૧૦, શવ્વાલુલ મુકર્રમ, ૧૩૨૫ હિજરીસનના કરાંચી તશરીફ લઈ આવ્યા અને અહીં એક ભાડે મકાન લઈને રહેવાનું શરૂ કર્યું.
- અહીં અલ્લાહ તઆલાની મખ્લૂકના માર્ગદર્શન અને હિદાયતમાં મશગૂલ થઈ ગયા.
- ૪, ઝીકઅદહ, ૧૩૨૮ હિજરીસનના પોતાના બંગલા 'કલ્બે ઈસ્લામ'

પર પોતાના સાહબઝાદહ ગુલ હસન સિદીકીથી 'કુલ' નિશાનવાળો ઝંડો લગાવ્યો અને એક જાહેરાત મારફતે આમ એ'લાન કરાવ્યું કે :

"જે માણસ શાંતિ, સુકૂન, રાહત, સંતોષ અને સીધા માર્ગનો ઈચ્છુક છે તેણે આ ઝંડા નીચે આવી જવું જોઈએ."

## હિજરતની ચળવળ

એક વખત સિંધના મોટા મોટા ઉલમા જેમની આગેવાની મવલાના તાજ મહમૂદ અમરોટી કરી રહ્યા હતા, તેઓ આપની પાસે આવ્યા અને આપથી 'હિજરતની ચળવળ'માં શામિલ થવા માટે કહ્યું.

આપે તેના જવાબમાં ફરમાવ્યું :

"મવલાના ! જો આપમાં કોઈને પણ રૂહાની તરીકાથી હિજરતનો હુકમ થયો છે, ત્યારે તો મને બતાવો, જેથી હું પણ આપની સાથે હિજરત કરી શકું. પણ એમાં અલ્લાહ તઆલાનો હુકમ તો નથી, જેથી મને એમાં કોઈ કામિયાબી દેખાતી નથી."

જેથી અહલે ઈલ્મથી આ વાત પોશીદહ નથી કે અંગ્રેજોના ઈશારાઓથી અફઘાનિસ્તાનના હાકિમના વચન ભંગના કારણે હિજરત કરનારાઓને કેટલી સખત તકલીફોનો સામનો કરવો પડયો અને હઝરતની આગાહી દરેક રીતે સાચી ઠરી.

## મહાત્મા ગાંધીની પધરામણી

કૉંગ્રેસના સ્થાપક અને સંચાલક 'મહાત્મા ગાંધી' આપની ખિદમતમાં હાજર થયા અને કૉંગ્રેસમાં શામિલ થવા માટે દરખ્વાસ્ત કરી, પણ રાજકારણથી દિલચસ્પી ન હોવાના કારણે આપે તેમની દરખ્વાસ્ત મંજૂર ફરમાવી નહિ.

## સિન્ધના મહાન ઈતિહાસકાર પીર અલી મુહમ્મદ રાશિદીએ કરેલી પ્રશંસા

સિંધના મશહૂર ઈતિહાસકાર અને લેખક પીર અલી મુહમ્મદ રાશિદી પોતાની કિતાબ 'અ હિ—ય દીનહુન્ન અ હિ—ય શીહીન'માં આપના વિશે લખે છે કે :

- જો કોઈ ચિત્રકારને કયારેક મહાન ઈન્સાનિયતની તસવીર ખેંચવી પડે તો તે સાંઈ અહમદ ઝમાંની સૂરતને પોતાની સામે રાખીને કરશે.
- તેમની શાન આ છે કે તેમને જોવાથી રૂહને રાહત અને દિલને કરાર હાસિલ થાય છે.
- અને અલ્લાહ તઆલાના મહબૂબોની ઓળખ પણ આ જ છે કે તેમને જોવાથી દુ:ખ—દર્દ દૂર થઈ જાય.
- સાંઈ અહમદ ઝમાંની શખ્સિયત બિલકુલ નિરાલી હતી. આપ પોતાના સમયના મોટા મોટા ઉલમા અને ફાઝિલોમાં સૌથી ઉચ્ચ મકામ ધરાવતા હતા.
- વાતચીતની શૈલી એટલી મધુર હતી કે પોતાના દરેક વાકયની શરૂઆત 'મિનજહા હબીબ લબીબ'થી ફરમાવ્યા કરતા હતા.
- આપની ઝબાન ઘણી સાદા, શબ્દો ઘણાં થોડાં અને ખ્યાતિ તથા શૃંગારથી પાક હતા.
- આપ આજિઝી, વિનમ્રતા અને ઈલ્મ તથા રૂહાનિયતમાં બેનમૂન હતા.

## અલ્લામા ઈનાયતુલ્લાહ મશરિકીએ કરેલી પ્રશંસા

મવલવી મુહમ્મદ શરીફ બધાઈ બયાન કરે છે કે :

અમૃતસરમાં જયારે અલ્લામહ ઈનાયતુલ્લાહ મશરિકી (ખાકસાર ચળવળના સ્થાપક) સાથે મારી મુલાકાત થઈ તો તેમણે

હઝરત અહમદ ઝમાંના વિશે મને ફરમાવ્યું કે :

"બેશક, આવી મુહકકિક (સંશોધક) હસ્તીઓ આજે પણ આ ધરતી પર મવજૂદ છે."

## અમૃતસરમાં કિયામ

દીનની તબ્લીગ અને શરીઅતના પ્રચારના હેતુથી આપ અમૃતસર તશરીફ લઈ ગયા, જયાં ૨૫, રમઝાનુલ મુબારક, ૧૩૪૧ હિજરીસનથી લઈને ૨૧, ઝીકઅદ, ૧૩૪૯ હિજરીસન સુધી અર્થાત્ લગભગ આઠ વરસ આપે ત્યાં કિયામ ફરમાવ્યો.

થોડી મુદ્દત આપના ફરઝંદ હઝરત ગુલ હસન આપના સંગાથે રહ્યા, પણ પાછળથી તેઓ પાછા ચાલ્યા આવ્યા.

આપ અમૃતસરથી કયારેક પોતાના સાહબઝાદહને પત્રો લખતા રહેતા હતા, જેમાં ઈલ્મ અને હિકમતની મોટી સિફતો હતી.

## સમાનતા

આપના એક સાહબઝાદહ હઝરત ગુલ હસન અને બે સાહબઝાદીઓ હતી.

આપે ઊંચ–નીચનો તફાવત મિટાવવા માટે અને મુહમ્મદી સમાનતા કાયમ કરવાના હેતુથી પોતાની મોટી સાહબઝાદીના નિકાહ પોતાના એક મુરીદ પીર ઈનાયત હુસયન સાથે કર્યા. આ વાત પર કુટુંબના લોકો ઘણાં ગુસ્સે થયા અને મુરીદોથી ભરેલી એક ગાડી અમૃતસર પહોંચી અને આપને કહ્યું કે :

"આ કૌટુંબિક પરંપરાની વિરુદ્ધ છે કે આપ પોતાની સાહબઝાદીની શાદી પરાયા સાથે કરો."

આપે એના જવાબમાં ફરમાવ્યું :

"ઈનાયત હુસયન કોઈ પરાયો નથી, બલકે મારો છોકરો છે. મેં કોઈ ખોટું કામ કર્યું નથી. પોતાની છોકરી નિકાહમાં આપી છે, કોઈ બીજાની છોકરી આપી નથી."

## વાલિદની નઝરે કરમ

આપના માનવંત વાલિદ ખ્વાજા મુહમ્મદ સઈદની આપ પર કેટલી નઝરે કરમ હતી અને આપનો શું મકામ હતો તેનું અનુમાન આ બનાવથી સારી રીતે થઈ શકે છે કે :

હજના સફર માટે જયારે આપના વાલિદ આપની સાથે મુમ્બઈ જવા માટે સ્ટેશને પહોંચ્યા તો આપના વાલિદ પ્રથમ ટ્રેઈનમાં સવાર થયા નહિ.

જયારે મુરીદોએ આપના વાલિદને એનું કારણ પૂછયું તો આપે ફરમાવ્યું કે :

"અહમદ ઝમાંથી પહેલાં હું કેવી રીતે ચઢી શકું ? "

જયારે ખ્વાજા અહમદ ઝમાં ટ્રેઈનમાં ચઢી ગયા ત્યારે આપના વાલિદ સવાર થયા.

## મુરીદો

આપના મુરીદોનું વર્તુળ ઘણું વિશાળ હતું અને તેમાં ઘણાં મશાઈખ, ઉલમા અને ફાઝિલો પણ શામિલ હતા.

## માસિક બેઠક

● દર માસની પાંચમી તારીખની રાતે વઅઝ અને નસીહતની એક મજલિસ અને બેઠક યોજાતી હતી, જેમાં કુર્આન શરીફ અને હદીસ

શરીફ ઉપરાંત હઝરત સુલતાનુલ અવલિયા અને બીજા અવલિયાએ કિરામના મલફૂઝાતની તફસીર અને વિવરણ બયાન ફરમાવતા હતા.

- જો કોઈ માણસ કોઈ પણ પ્રકારનો કોઈ ઈલ્મી સવાલ કરતો તો નારાજ થવા વિના આપ ઘણી સહિષ્ણુતાથી તેને ઘણો તસલ્લીવાળો જવાબ ઈનાયત ફરમાવતા હતા.
- આ પ્રકારની ૮૪ મેહફિલોમાં થયેલી આપની તકરીરો અને મલફૂઝાતને આપના એક ખાસ ખાદિમ આખૂન્દ અલહડનૂએ બે મોટા ગ્રંથોમાં ભેગાં કર્યા હતા, જે પ્રકાશિત થયા નથી.

## ખિલાફત

- આપે પોતાની ઝિંદગીમાં જ પોતાના સાહબઝાદહ ખ્વાજા ગુલ હસન (જેઓ પીર બાદશાહના નામથી મશહૂર છે)ને ખિલાફત અને ઈજાઝતથી સરફરાઝ ફરમાવીને પોતાના જાનશીન બનાવી દીધાં હતા. અને તમામ મુરીદોને પોતાના સામે જ તેમને હવાલે કરી દીધાં હતા.
- પોતે અમૃતસરમાં કિયામ ફરમાવ્યો અને અહીં કરાંચીમાં મુરીદોને સંભાળવા માટે હઝરત ખ્વાજા ગુલ હસનને મોકલ્યા.

## ઈન્તિકાલ અને દફન

૩૦, જમાદિલ આખર, ૧૩૫૭ હિજરીસન મુતાબિક ૧૯૩૮ ઈસ્વીસન, શનિવારના દિવસે સાંજે છ વાગ્યે કરાંચીમાં પોતાની ગાર્ડન ઈસ્ટવાળી કિયામગાહ પર આપે ઈન્તિકાલ ફરમાવ્યો.

આપનો મુબારક દેહ સ્પેશિયલ ટ્રેઈન મારફતે બુદયન લાવવામાં આવ્યો, જયાંથી પગપાળા આપને અસંખ્ય મુરીદો લુવારી શરીફ લઈને આવ્યા. અને અહીં હઝરત સુલતાનુલ અવલિયાના રવઝહ શરીફની અંદર આપને દફન કરવામાં આવ્યા.

# ૭ હઝરત ખ્વાજા ગુલ હસન પીર બાદશાહ રહમતુલ્લાહિ અલયહિ

લુવારી શરીફના આસ્તાનહના સાતમાં સજજાદહ નશીન ખ્વાજા અહમદ ઝમાંના સાહબઝાદહ ખ્વાજા ગુલ હસન પીર બાદશાહના લકબથી મશહૂર અને જાણીતા હતા.

## જન્મ

આપનો મુબારક જન્મ ૧૩, શઅબાનુલ મુઅઝઝમ, ૧૩૨૭ હિજરીસન, રવિવારે સાંજના સમયે લુવારી શરીફમાં થયો.

## શિક્ષણ

હજુ આપ ઘણાં નાના હતા કે આપના વાલિદે તે સમયના મશહૂર આલિમ મવલવી ગાઝી અબ્દુર્રહમાન ખોખરને હુકમ આપ્યો કે :

મવલવી સાહબ ! બાળકને તા'લીમ આપો.

તેમણે અરજ કરી કે :

કિબ્લહ ! શું આ બાળક પર અલ્લાહ તઆલાનું પાક નામ 'અલીમ' જાહેર છે કે નથી ?

આપે ફરમાવ્યું :

હાં.

આ વાત પર મવલવી સાહબે અરજ કરી કે :

કિબ્લહ ! પછી તે આલિમ થયો અને હું જાહિલ. ભલા, જાહિલ આલિમને શું પઢાવશે ?

હઝરત પીર બાદશાહે પોતાની ખુદાદાદ સલાહિયતો અને

પાત્રતાઓના લીધે તમામ ઉલૂમને હાસિલ કર્યા.

અહીં સુધી કે આપ સિંધી ભાષા ઉપરાંત અરબી, ફારસી, અંગ્રેજી અને ઈબરાની ભાષાથી પણ વધારે પરિચિત હતા.

તફસીર, હદીસ, ફિકહ, ફલસફા, ઈતિહાસ, ભૂગોળ, હિકમત, ખેતી વાડી, રાજકારણ, અદબ, તસવ્વુફ, સિપાહગિરી (ફોજ) અને નિશાનાબાઝીમાં ઘણો અનુભવ ધરાવતા હતા.

## મસનદ નશીની

આમ તો આપના વાલિદ બુઝુર્ગવારે પોતાની ઝિંદગીમાં જ આપને બધી સત્તાઓ સોંપીને પોતાની જગ્યાએ બેસાડી દીધાં હતા.

જયારે વાલિદ થોડી મુદત માટે અમૃતસર રહેવા માટે ગયા તો આપે પીર બાદશાહને પાછાં કરાંચી મોકલી આપ્યા, જેથી મુરીદોને સંભાળી લે અને ત્યાં પોતાના વાલિદની જગ્યાએ રુશદો હિદાયતનો સિલસિલો ચાલુ રાખે અને આપના નામે અમૃતસરથી પત્રો લખતા રહ્યા.

૭, માર્ચ, ૧૯૩૧ ઈસ્વીસનના રોજ વાલિદ ખ્વાજા અહમદ ઝમાંએ આપને અમૃતસરથી એક પત્રમાં લખ્યું કે :

> "અમે તમોને સંપૂર્ણ ઈખ્તિયાર આપી દીધો છે. અમોને પૂછવાની જરૂરત નથી. ત્યાંના મામલાઓ જેવી રીતે ચાહો અંજામ આપો, અમે તમોને કાળા અને સફેદનો ઈખ્તિયાર આપી દીધો છે."

૧, રજબુલ મુરજજબ, ૧૩૫૭ હિજરીસનના આપના વાલિદનો ઈન્તિકાલ થયો તો આપ તેમની જગ્યાએ ઈરશાદના મસનદ પર બેઠા અને રિવાજી રૂપે ૪, મુહર્રમુલ હરામ, ૧૩૮૫ હિજરીસનના લુવારી શરીફમાં આપની દસ્તારબંદી કરવામાં આવી.

## શાદીઓ

- આપની પ્રથમ શાદી પીર હસન બખ્શની બહેન સાથે ૧૯૩૪ ઈસ્વીસનના થઈ.
- તેનાથી ૧૯૩૫ ઈસ્વીસનમાં માત્ર એક છોકરી પૈદા થઈ. તે પછી આપની પત્નીનો ઈન્તિકાલ થઈ ગયો.
- આપે બીજી ત્રણ શાદીઓ કરી, પણ તેમનાથી કોઈ અવલાદ થઈ નહિ.

## ઈર્ષ્યાળુઓનું તકલીફ પહોંચાડવું

નિયમાનુસાર આપના વાલિદ સાહબની જગ્યાએ જયારે આપને આ મહાન આસ્તાનહના સજજાદહ નશીન નિયુકત કરવામાં આવ્યા તો આપના રિશ્તેદારો ખાસ કરીને તેઓ જેમની સાથે આપના કુટુંબિક ઝઘડાઓ ચાલી રહ્યા હતા, તેમને વધારે ઈર્ષા થઈ અને તેઓએ આપને અનેક પ્રકારની તકલીફો આપવાની શરૂ કરી દીધી.

શરૂઆતમાં આપ પર દબાણ નાંખ્યું કે :

- આસ્તાનહની તમામ મિલકતને સંભળાવવાનું કામ હસન બખ્શને સોંપવામાં આવે.
- કરાંચીનો બંગલો ભાડા પેટે આપી દેવામાં આવે.
- ૯ અને ૧૦, ઝિલહજજના લુવારીમાં થતો ઈજતિમા બંધ કરી દેવામાં આવે.

પણ આપે તેમની કોઈ વાત સાંભળી નહિ.

છેવટે તેમણે બીજો માર્ગ અપનાવી લીધો :

- આપની બહેનને દબાણમાં લઈને તેમની મિલકિયતના વિશે કેસ

દાખલ કરાવ્યો.

- ટન્ડૂ મુહમ્મદ ખાનના કુલપતિઓના તરફથી આ જમીનોમાં કેસ કરાવ્યો, જે આસ્તાનહ માટે આપવામાં આવી હતી.
- કયારેક આપના વાલિદના ખાસ ખાદિમોને જૂઠા કેસોમાં સપડાવીને ઘરપકડ કરાવી.
- કયારેક કુલપતિઓના મારફતે આપ પર હુમલાઓ કરાવવામાં આવ્યા.

મતલબ કે આપને તકલીફ પહોંચાડવામાં કોઈ કસર ન છોડી, પણ આપે ઘણી જ સહિષ્ણુતાનું પ્રદર્શન ફરમાવ્યું અને તેમના વિરુદ્ધ કયારેય કોઈ કાર્યવાહી કરી નહિ.

## પ્રવાસ

- આપને પ્રવાસનો ઘણો શોખ હતો.
- سِیْرُوْا فِی الْاَرْضِ પર આપે સહીહ અર્થમાં અમલ કર્યો.
- દુનિયાનો કદાચ જ કોઈ દેશ એવો હોય જયાં આપે પ્રવાસ કર્યો ન હોય.
- આપની સાથે પ્રવાસમાં રહેનારાઓનું બયાન છે કે :

આપ પ્રવાસમાં પણ અકસર એકલા રહેવાનું પસંદ ફરમાવતા હતા.

## અખ્લાક અને આદતો

- સાદા ખોરાક અને સાદા લિબાસનો ઉપયોગ ફરમાવતા હતા.
- આપને ઘમંડ અને અભિમાન બિલકુલ ન હતું.
- મજૂરો સાથે ઘણી શફકત અને સહાનુભૂતિનો વર્તાવ ફરમાવતા હતા.
- જૂન, ૧૯૭૫ ઈસ્વીસનના દિવસે કાઝી અહમદ નવાબ શાહ જિલ્લામાં પીર મિયાં ફયઝ અહમદની પાસે તશરીફ લઈ ગયા.

બપોરે ૧૨ (બાર) વાગ્યે ઘણી ગરમી હતી. આપે જે જગ્યાએ કિયામ ફરમાવ્યો ત્યાં પંખો ચલાવવામાં આવ્યો, પણ આપે તેને બંધ કરાવી દીધો અને ફરમાવ્યું કે :

"અસહ્ય ગરમી તો નથી, કારણ કે હમણાં હું રસ્તામાં જોઈને આવ્યો છું કે મજૂરો જમીનોમાં કામ કરી રહ્યા હતા."

## હિકમત

- આપ નિષ્ણાત હકીમ પણ હતા. હિકમતની વિદ્યામાં સંપૂર્ણ કાબૂ ધરાવતા હતા.
- કોઈ પણ પ્રકારની બીમારી હોય તેનું નિદાન કરવા પછી ઘણો ઉમદહ, સસ્તો અને બેહતરીન ઈલાજ ફરમાવ્યા કરતા હતા.
- ધનવાનો પાસેથી દવાઓના થોડાં પૈસા લઈ લેતા હતા, પણ ગરીબોને મફત (નિઃશુલ્ક) દવા આપ્યા કરતા હતા.

## પાકિસ્તાનના સદર (રાષ્ટ્રપતિ) જનરલ અય્યૂબ ખાનને નિડરતાથી આપેલો જવાબ

એક વખતે પાકિસ્તાનના માજી વડા માર્શલ મુહમ્મદ અય્યૂબ ખાન મખ્દૂમ મુહમ્મદ ઝમાં તાલિબુલ મવલાને ત્યાં મહેમાન હતા.

મખ્દૂમ સાહબની ખાસ દા'વત પર આપ પણ ત્યાં તશરીફ લઈ ગયા હતા.

જયારે સદર સાહબ સાથે મુલાકાત થઈ તો સદર સાહબે આપને કહ્યું કે :

"પીર મહફૂઝ સાથે આપનું સમાધાન કરાવી દેવામાં આવે તો કેવું છે ? "

આ સાંભળીને આપની તબીઅતમાં એકાએક જલાલ આવી

ગયો અને ઊંચા અવાજે સખત લહેજામાં સદર જનરલ મુહમ્મદ અય્યૂબને જવાબ આપ્યો કે :

> "પીર મહફૂઝે મારી આખી ઝિંદગી બરબાદ કરી છે. તેમની સાથે કિયામત સુધી પણ સમાધાન થઈ શકતું નથી."

તેમના આ નીડરતાપૂર્વક જવાબ પછી સદર મુહમ્મદ અય્યૂબ ચુપ થઈ ગયા. અને તેમને બીજી કોઈ વધુ વાત કરવાની હિમ્મત ન થઈ.

## સમાજી સેવાઓ

આપ ઈરશાદના મસનદ પર બેઠા, તેની થોડી જ મુદ્દત પછી બીજું વિશ્વ યુદ્ધ શરૂ થયું, જે લગભગ ૭ (સાત) વરસ સુધી ચાલતું રહ્યું.

આપે એવા સમયે પોતાની જમાઅતની સારી રીતે રેહબરી ફરમાવી અને પોતાના મુરીદોના દુ:ખ–દર્દમાં તેમની મદદ ફરમાવી.

- પાકિસ્તાન–હિન્દુસ્તાનના ભાગલા સમયે આપના મુરીદોની વિપુલ સંખ્યા હિન્દુસ્તાનના ઈલાકાઓમાં આબાદ હતી. તેઓ હિજરત કરીને પાકિસ્તાન આવવા લાગ્યા તો આપે ભરપૂર સહાય અને મદદ ફરમાવી.
- આ મુહાજિરોના રહેઠાણ અને ખોરાકની વ્યવસ્થા કરી અને તેમના માટે રોજગારની વ્યવસ્થા કરી.
- ગરીબો અને મિસ્કીનોની શાદી, બીમારી અને ગમીમાં તેમની આર્થિક મદદ જરૂર ફરમાવ્યા કરતા હતા.
- આપની પોતાની કોશિશના કારણે લુવારી શરીફ જેવા નાના ગામડામાં શહેરના જેવી સહૂલતો ઉપલબ્ધ છે. અહીં હાઈસ્કૂલ, ગર્લ્સ મિડલ સ્કૂલ, હોસ્પિટલ, વીજળી, વોટર સપ્લાય, ટેલીફોન, મતલબ કે દરેક પ્રકારની શહેરની સહૂલતો આસાનીથી સાથે ઉપલબ્ધ છે.

## ઈલ્મી ખિદમતો

આપે બેપનાહ કોશિશ કરીને તસવ્વુફની ઘણી અપ્રાપ્ય અને કિમતી કલમી કિતાબો છપાવી. જેમાં આ કિતાબો વિશિષ્ટરૂપે ઉલ્લેખપાત્ર છે :

(૦૧)લુવારીજા લાલ
(૦૨)મકૂલાતે તસવ્વુફ
(૦૩)લતીફતુત્તહકીક
(૦૪)અવલિયાએ લુવારી શરીફ
(૦૫)આઈનએ અવલિયા
(૦૬)પારસ
(૦૭)મતન અબયાતિ સિંધી
(૦૮)પેશીનગોઈએ મનસૂબ બિહ અબ્દુર્રહીમ ગરોળહી
(૦૯)તુહફએ લુવારી શરીફ
(૧૦)સકાઈલુઝઝમાઈર (બાર દોએમ)
(૧૧)ગુલદસ્તએ લુવારી શરીફ
(૧૨)સિજન દનૂ જિન

- અઠવાડિક મેગેઝિન 'પયગામે કુલ' ૧૯૩૮ ઈસ્વીસનથી ૧૯૪૨ ઈસ્વીસન સુધી, પૂરા ચાર વરસ ચાલુ રહ્યું અને અલ્લાહ તઆલાની મખ્લૂકને ઈલ્મ અને હિકમતના મોતીઓ લુટાવતું રહ્યું.
- હઝરત સુલતાનુલ અવલિયા ખ્વાજા મુહમ્મદ ઝમાંના વિષે ઉર્દૂ, સિંધી, અંગ્રેજી અને ગુજરાતી સમાચારપત્રોમાં લેખો પ્રગટ થતા રહ્યા.
- આપનું પોતાનું પોતે લખેલું જીવનચરિત્ર (આત્મકથા) પણ છે જે લુવારી શરીફના જૂના કુતુબખાનહ (પુસ્તકાલય)માં મવજૂદ છે.

## ઈન્તિકાલ

- હઝરત પીર બાદશાહ ઝિંદગીના અંતિમ દિવસોમાં વધારે બીમાર રહેવા લાગ્યા હતા.

- આ જ કારણે આપે આઠ સભ્યોની એક કમીટી બનાવી અને તેના પ્રમુખ કાઝી અહમદના ખલીફા પીર ફયઝ મુહમ્મદ સાહબને બનાવીને તમામ કામ તેમને સોંપી દીધા.
- સામાજીક ઉત્સવો હોય અથવા લુવારીના ખ્વાજગાનના ઉર્સ હોય, તેમાં આપ ઘણાં ઓછા શરીક થતા હતા. બલકે આપની જગ્યાએ કોન્સિલના પ્રમુખ આ તમામ કામો આપના પ્રતિનિધિત્વમાં અદા કરતા હતા.
- મુલાકાત માટે આવનારાઓથી મળવાનો સિલસિલો પણ ઓછો કરી નાંખ્યો હતો.
- આખિરતના આલમ તરફ નિકટતા વધવા લાગી અને વધુ સમય એકાંતમાં પસાર થવા લાગ્યો. અહીં સુધી કે ૨૬, ઝીકઅદહ, ૧૪૦૨ હિજરીસન, મંગળવારે સાંજે છ વાગ્યે કરાચીમાં આપનો ઈન્તિકાલ થઈ ગયો.
- મોટરો અને ગાડીઓના એક શોકાતુર જુલૂસમાં આપનો દેહ લુવારી શરીફ લાવવામાં આવ્યો.
- અહીં સવારે આઠ વાગ્યે જનાઝહની નમાઝ અદા કરવામાં આવી અને અંતિમ દર્શન પછી રવઝહની અંદર પોતાના વાલિદ બુઝુર્ગવારની કબર અને દરવાજા વચ્ચે આપને દફન કરવામાં આવ્યા.

## ૮ હઝરત પીર ફયઝ મુહમ્મદ રહિમહુલ્લાહ

### સજ્જાદહ નશીની

આમ તો દરગાહે કાઝી અહમદના આઠમા સજ્જાદહ નશીન હઝરત પીર ફયઝ મુહમ્મદ સાહબ મદ ઝિલ્લુહૂલ આલી હઝરત પીર બાદશાહના જીવનમાં જ આપના ખલીફએ મુજાઝ અને લુવારી શરીફની જમાઅતના પ્રમુખની હૈસિયતથી પણ જમાઅતમાં માનનીય

અને મકબૂલ હતા. અને અમલી રીતે હઝરત પીર બાદશાહની ગૈર હાજરીમાં આપના પ્રતિનિધિત્વના કામો અંજામ આપતા હતા.

દાખલા તરીકે : લુવારી શરીફના તમામ ધાર્મિક ઉત્સવો, મરકઝી ઉર્સો ઉપરાંત મશાઈખે કોન્ફરન્સ, ઈસ્લામાબાદમાં હઝરતના તરફથી પસંદગી પણ આપે જ કરી હતી.

તદઉપરાંત ઝબાની રીતે ખૂદ હઝરતે કમિટીના આઠ સભ્યોમાંથી દરેક સભ્યને જૂદી જૂદી રીતે વારંવાર ફરમાવ્યું હતું કે :

"જો અમોને અવલાદ ન થઈ તો અમારો ખલીફા અને જાનશીન પીર ફયઝ મુહમ્મદ કાઝી અહમદવાલા બનશે."

આ તમામ બાબતો છતાં હઝરત પીર બાદશાહની કોઈ નર અવલાદ ન હોવાથી ખિલાફત અને સજજાદહ નશીનીનો મસઅલો જટિલ થઈ શકતો હતો.

આ ભયને સામે રાખીને હઝરત પીર બાદશાહે પોતે પોતાની ઝિંદગીમાં જ એક વસિય્યતનામા મારફતે હઝરત ફયઝ મુહમ્મદ સાહબ કાઝી અહમદવાળાને પોતાનો ખલીફા નિયકુત કરીને આ વસિય્યતનામાને ૨૨, જૂન, ૧૯૭૮ ઈસ્વીસને કાયદેસર કોર્ટમાં રજિસ્ટર્ડ કરાવી નાંખ્યું હતું.

## આપનું વિસ્તૃત જીવનચરિત્ર

- આપનું વિસ્તૃત જીવનચરિત્ર હઝરત કાઝી અહમદ રહમતુલ્લાહિ અલયહિના સજજાદા નશીનોના વિભાગમાં આઠમાં જાનશીન તરીકે આવશે. ઈન્શા અલ્લાહ.
- અત્યાર સુધી :

(૧) દરગાહે આલિયહ લુવારી શરીફ અને

(૨) દરગાહે આલિયહ કાઝી અહમદ શરીફના

અલગ અલગ સજજાદા નશીનો હતા.

હવે અહીંથી બન્ને દરગાહે આલિયહના સંયુકત એક જ સજજાદહ નશીનની શરૂઆત થાય છે.

- હઝરત પીર ફયઝ મુહમ્મદ સાહબનો પણ ૧૧, નવેમ્બર, ૧૯૯૫ ના રોજ ઈન્તિકાલ થઈ ગયો.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

- હવે અત્યારે આપના સજજાદા નશીન આપના સાહબઝાદહ પીર મુહમ્મદ સાદિક કુરેશી નકશબંદી દામત બરકાતુહુમ છે, અને બન્ને દરગાહે આલિયહની જવાબદારી સંભાળે છે.

# નવમો વિભાગ

## હઝરત કાઝી અહમદ દિમાઈ રહમતુલ્લાહિ અલયહિ

મખ્દૂમ ખ્વાજા મુહમ્મદ ઝમાં લુવારી શરીફવાળાના ખાસ મુરીદ અને ખલીફા હઝરત ખ્વાજા ‘કાઝી અહમદ’ મારફતે નકશબંદી સિલસિલાને પાકિસ્તાન અને હિન્દુસ્તાનમાં ઘણી ઉન્નતિ અને સમૃદ્ધિ હાસિલ થઈ. હિન્દુસ્તાન અને પાકિસ્તાનના મશહૂર નકશબંદી આસ્તાનહ અને ખાનકાહો આપના જ ફયઝથી પ્રકાશિત છે.

## નામ

આપનું મુબારક નામ 'અહમદ' છે અને આપના માનવંત વાલિદનું નામ મુહમ્મદ સિદ્દીક હતું. તેઓ મુત્તકી અને પરહેઝગાર બુઝુર્ગ હતા.

સકનત તાલુકા (સિંધ)નું એક શહેર 'કાઝી અહમદ' જેમાં આપનો મુબારક મઝાર છે તે આપના જ નામની નિસબતના કારણે છે.

## નસબ (વંશ)

- આપે પોતાના લેખોમાં પોતાનું નામ આ રીતે લખ્યું છે : 'અહમદ બિન મુહમ્મદ સિદ્દીક'.
- આપ સિંધના કોરજા ખાનદાનથી સંબંધ ધરાવતા હતા.
- આપના નસબનો સિલસિલો કુરૈશ (મક્કા)માં હઝરત અબ્દુલ મુત્તલિબ બિન હાશિમ બિન અબ્દુલમનાફ સુધી પહોંચે છે.
- સિંધના શયખુલ મશાઈખ હઝરત સિન્દૂ રહમતુલ્લાહિ અલયહિ સુધી આપના નસબનો સિલસિલો પહોંચે છે. જેઓ લગભગ દસમી સદી હિજરીના સિંધના મહાન બુઝુર્ગ હતા.

## પૂર્વજો

આપના પૂર્વજોનું અસલ રહેઠાણ 'ટલટી' નામના સિંધના એક શહેરમાં હતું. જ્યાં આપના નેક પૂર્વજ હઝરત શયખુલ મશાઈખ હઝરત સિન્દૂ આજે પણ દફન થયેલ છે, જેમનો લગભગ દસમી સદી હિજરીના બુઝુર્ગોમાં શુમાર થાય છે. તેમની અવલાદમાં કેટલાક બુઝુર્ગ ઈલ્મી કામકાજોના કારણે સહવનમાં આવીને આબાદ થઈ ગયા હતા. જેથી આપના વાલિદ મુહમ્મદ સિદ્દીક અને આપની બારમી પેઢીના બુઝુર્ગ હઝરત હાજી બિન અહમદ સહવનમાં જ દફન થયેલા છે.

## જન્મ

આપનો જન્મ ૧૧૧૭ હિજરીસન મુતાબિક ૧૭૦૫ ઈસ્વીસનમાં તુલટે, તાલુકા : સેહવન (સિંધ) મકામે થયો.

તે ઝમાનામાં ત્યાં યાર મુહમ્મદ કલહોડાનું રાજ હતું.

## ઉચ્ચ તા'લીમ મેળવી 'કાઝી' (ન્યાયધિશ) બન્યા

- આપે પ્રાથમિક તા'લીમ પોતાના વાલિદ પાસે હાસિલ કરી, જે લગભગ તે સમયે સયૂહનમાં મદ્રસહમાં શિક્ષણ આપતા હતા.
- આપે ઈસ્લામિયાત અને દીની ઉલૂમની ઉચ્ચ તા'લીમ તે સમયના મશહૂર મુહક્કિક આલિમ અને આરિફ હઝરત મખ્દૂમ અબ્દુલ વાહિદ સિયૂસતાની પાસે હાસિલ કરી અને તેમની પાસે જ તેની પૂર્ણતા કરી.
- આપે ફારિગ થવા પછી પોતે દર્સ અને તદરીસનો (શીખવવાનો) સિલસિલો શરૂ કરી દીધો અને દીની ઉલૂમથી અલ્લાહ તઆલાના બંદાઓના દિલોને મુનવ્વર ફરમાવવા લાગ્યા.
- આપના પ્રખર ઈલ્મ અને તકવાના કારણે હુકૂમતે આપને 'કાઝી' (ન્યાયધિશ) બનાવ્યા.

## હિજરત

આપે પોતાના પૂર્વજોના મકામ તુલટે (તાલુકા : સેહવન)ને શા માટે છોડયું એનું કારણ મા'લૂમ થઈ શકયું નહિ.

શકય છે કે કોઈ નવી જગ્યાનો કાઝીનો હોદ્દો આપને સોંપવામાં આવ્યો હોય અને એના કારણે આપને રહેઠાણ છોડવું પડયું હોય.

મતલબ કે આપ પોતાના પૂર્વજોના મકામથી હિજરત ફરમાવીને

મવરૂ તાલુકાના એક ઈલાકા 'ડેરા દિમ'માં આવીને આબાદ થઈ ગયા, જે 'કાઝી અહમદ' (ગામ)થી દસ માઈલ દૂર ઉત્તર–પૂર્વ દિશામાં આવેલું છે. આપે અહીં લગભગ પચાસ વરસ કિયામ ફરમાવ્યો.

અહીં આપની મસ્જિદ 'મિયાં સાહબની મસ્જિદ'ના નામથી આજે પણ મશહૂર છે.

આ જ દિમ શહેરની નિસબતના કારણે આપને 'કાઝી અહમદ દિમાઈ' પણ કહેવામાં આવે છે.

આપ 'ડેરા દિમ'માં ઘણી મુદત રહ્યા, પણ ઝિંદગીના અંતિમ દિવસોમાં આપ 'ડેરા દિમ'ને છોડીને મવજૂદા 'કાઝી અહમદ'ના શહેરમાં રહેવા લાગ્યા અને છેવટ સુધી અહીં જ રહ્યા.

આ મકામને હમણાં 'મચલ'ના નામથી ઓળખવામાં આવે છે.

આપે પોતાના કેટલાક લખાણોમાં પોતે તેને 'મવઝએ મચલ'ના નામથી યાદ ફરમાવ્યું છે.

## બયઅત અને ખિલાફત

તરીકતના સિલસિલામાં હઝરત કાઝી અહમદના બુઝુર્ગો કાદરી સિલસિલાના હતા.

આપના દિલમાં બાતિની (રૂહાની) ઈલ્મની તલબ પૈદા થઈ તો આપ તે ઝમાનાના એક કામિલ દુરવેશની ખિદમતમાં હાજર થયા.

તે દુરવેશે આપને ફરમાવ્યું કે :

"તમારો ફયઝ અને હિસ્સો નકશબંદી સિલસિલામાં છે. તમે લુવારી શરીફ જાઓ."

તે ઝમાનામાં સિંધના લોકો વાયા લુવારી શરીફ થઈ કચ્છ જઈ

ત્યાંના માંડવી બંદરથી વહાણમાં હજ માટે જતા હતા.

કાઝી અહમદ જયારે હજ માટે રવાના થયા ત્યારે રસ્તામાં લુવારી શરીફમાં હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાં રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં, પેલા દુરવેશની સલાહ પ્રમાણે હાજર થયા.

હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાં રહમતુલ્લાહિ અલયહિની મુલાકાતથી આપ ખૂબ જ પ્રભાવિત થયા. આપે હઝરતને અરજ કરી કે :

"બયઅત થવાનો બેહદ શોખ છે પરંતુ અત્યારે હજના ઈરાદાથી નીકળ્યો છું. વાપસીમાં ઈન્શા અલ્લાહુ તઆલા આપની ખિદમતમાં હાજર થઈને આ સઆદત હાસિલ કરીશ."

હઝરતે ફરમાવ્યું કે :

"આપનો હજનો ઈરાદો ખૂબ જ નેક છે. શોખથી જાઓ પરંતુ એના લાયક બનીને જાઓ."

હઝરતનો જવાબ સાંભળીને કાઝી અહમદ વિચારમાં પડી ગયા.

હઝરતે આગળ ફરમાવ્યું કે :

"હજ માટે જનારમાં ઓછામાં ઓછી એટલી લાયકાત તો હોવી જોઈએ કે ત્યાં જઈને પોતાની આંખોથી કઅબહની હકીકતને જોઈ શકે અને જયારે મદીનહ મુનવ્વરહ હાજર થાય તો ત્યાં તેને ઓળખવામાં આવે."

હાજી અહમદે હઝરતની વાતથી પ્રભાવિત થઈને હજનો ઈરાદો મુલતવી કરી દીધો અને હઝરતની ખિદમતમાં રહેવાનો ફેસલો કરી લીધો.

હઝરત કાઝી અહમદ ફરમાવે છે કે :

"મેં હઝરત સુલતાનુલ અવલિયાને બેહદ મહેરબાન જોયા. ત્રણ દિવસ સુધી સતત મને ખુસૂસી તવજજુહાત અને શાહી ઈનાયતોથી બેહિસાબ નવાઝયો અને આપની તવજજુહથી મને એવા ઈલ્મ અને ઈરફાન હાસિલ થયા જે મને વરસોની રિયાઝત અને ઈબાદતથી પણ હાસિલ ન થતે. ત્રણ દિવસની મુદતમાં મને અનાડીમાંથી કામિલ બનાવી દીધો ! "

હઝરતે આપને ખિલાફત અને ઈજાઝતથી પણ નવાઝયા. તે પછી આપને હજ માટે રવાના કર્યા.

## હરમયન શરીફયનની ઝિયારત

આપ પર હરમયન શરીફયનની ઝિયારતનો શોખ એટલો ગાલિબ થયો કે સફરના ખર્ચ વિના આપ હજના માટે રવાના થઈ ગયા.

જયારે આપ તશરીફ લઈ જવા લાગ્યા ત્યારે આપે પોતાના મુરશિદને અરજ કરી કે :

"જો આ સફરમાં મને કોઈ સાહિબે કમાલ મળે તો હું તેની સોહબત ઈખ્તિયાર કરું કે નહિ ? "

આપે ફરમાવ્યું કે :

"આ ઈલાકાઓમાં તમારી સોહબતના લાયક કોઈ નથી. હાં, અલબત્ત યમનમાં એક મહાન ઉચ્ચ કક્ષાની રૂહાની શખ્સિયત છે, પણ તેઓ પણ તમારી સાથે પોતે જ મુલાકાત કરશે."

આપ ફરમાવે છે કે :

"જયારે હું યમન પહોંચ્યો તો ત્યાં મેં સાંભળ્યું કે :

અહીં શહેરમાં એક શયખુલ મશાઈખ છે, જેઓ એકાંતવાસમાં

રહે છે.

હું જુમ્અહના દિવસે જુમ્અહ મસ્જિદમાં બેઠો હતો કે અવાજ થયો કે :

શયખ મસ્જિદમાં તશરીફ લાવી રહ્યા છે.

તેમની સાથે મુસાફહ કરવા માટે એક મજમો તૂટી પડયો, પણ આટલા મોટો મજમામાં તેમની નઝર મારા પર પડી.

તેઓ મારી પાસે આવ્યા. મને પોતાના સીનાથી લગાડયો. મારી ઘણી ઈઝઝત કરી અને મારા નિવાસનું સ્થળ મા'લૂમ કરીને ફરમાવ્યું કે :

આવતી કાલે હું પોતે આપના ઘરે મુલાકાત માટે આવીશ.

જેથી બીજા દિવસે તેઓ મારી સાથે મુલાકાત માટે મારા નિવાસ સ્થળ પર તશરીફ લાવ્યા અને ઘણાં મોડે સુધી તસવ્વુફ અને હિકમતના અસરાર (રહસ્ય) અને મર્મો બયાન ફરમાવતા રહ્યા.

જયારે આપ તશરીફ લઈ જવા લાગ્યા અને હું તેમને વિદાય કરવા માટે બહાર નીકળ્યો તો તેમણે ફરમાવ્યું કે :

આપ અંદર જ તશરીફ રાખો, કારણ કે આપની હાજરીમાં, આપના અદબના કારણે હું સવારી પર સવાર થઈશ નહિ.''

## વિલાયતનો અતિ ઉચ્ચ મકામ

આપ વિલાયતના કેટલા ઉચ્ચ મકામ પર નિયુકત હતા તેનું અનુમાન આ બનાવથી પણ સારી રીતે લગાવી શકાય છે જે 'ખઝીનએ મઅરિફત'ના લેખકે નીચે પ્રમાણે નકલ કર્યો છે :

આપ જયારે હજના સફર માટે રવાના થયા તો રસ્તામાં એક

બુઝુર્ગ જેમનું નામ 'શયખ મુહમ્મદ અલી દસ્તાર' હતું, તેમની સાથે આપની મુલાકાત થઈ.

શયખ મુહમ્મદ અલી દસ્તારની કાદરી સિલસિલાના મહાન શયખો અને અકાબિર અવલિયા અલ્લાહમાં ગણના કરવામાં આવે છે.

તેમની શોહરત અને તેમની કરામતો વિશે સાંભળીને લોકો દૂર દૂરથી તેમની ખિદમતમાં તેમની ઝિયારત માટે હાજર થતા હતા.

લગભગ બાર વરસ પોતાના હુજરહનો દરવાજો બંધ કરીને તે બુઝુર્ગ બિલકુલ મખ્લૂકથી અલગ એકાંતમાં રહ્યા. એ સમયગાળામાં ન તેઓ કોઈને મળ્યા અને ન તેઓએ પોતાના હુજરહનો દરવાજો ખોલ્યો.

હઝરત હાજી અહમદ જયારે આપની ઝિયારત માટે રવાના થયા તો શયખને પોતાના વિલાયતના નૂરથી આપના તશરીફ લાવવાની ખબર થઈ ગઈ. આપે પોતાના શહેરથી એક માઈલ બહાર જઈને હઝરત શયખ અહમદનું સ્વાગત કર્યું અને તેમને પોતાની ખાનકાહ સુધી લાવ્યા અને આપની ઘણી ઈઝઝત અને માન–સન્માન કર્યું, અહીં સુધી કે છેવટે આપના વિલાયતના કમાલાતથી પ્રભાવિત થઈને પોતાને નકશબંદી સિલસિલામાં દાખલ કરવાની હઝરત હાજી કાઝી અહમદને વિનંતી કરી, જેને હઝરતે કબૂલ ફરમાવી અને શયખને સિલસિલામાં દાખલ કરીને તવજજુહાત અને બાતિની ફુયૂઝાત વડે સરફરાઝ ફરમાવ્યા.

અને તેમની પાસેથી વિદાય થતી વેળા ફરમાવ્યું :

هٰذَا فِرَاقُ بَیْنِیْ وَبَیْنِکَ

હવે અમારી આપની સાથે બીજી મુલાકાત આખિરતમાં થશે.

જેથી એવું જ થયું. આપ જયારે મદીનહ મુનવ્વરહથી પાછા તશરીફ લાવ્યા તો ત્યાં સુધી શયખનો ઈન્તિકાલ થઈ ગયો હતો.

'ખઝીનતે મઅરિફત'ના લેખક લખે છે કે :

આપની તવજ્જુહમાં એ અસર હતી કે હકના ઘણાં તલબા આપની પ્રથમ તવજ્જુહમાં જ બેહોશ અને મદહોશ થઈ જતા હતા.

## આપની એક નિગાહની અસર

આપના ઝાહિરી અને બાતિની કમાલાતે જ્યારે એક દુનિયાને રોશન કરી અને આપની ખ્યાતિ દૂર દૂર સુધી પહોંચવા લાગી તો સમકાલીનોને આપની અદેખાઈ થવા લાગી.

અને કેટલાક સમકાલીન ઉલમા આપથી દિલમાં વેરભાવ રાખીને આપ પર આક્ષેપો કરવા લાગ્યા, અહીં સુધી કે તે સમયના એક ઘણાં મોટા આલિમે આપને વાદવિવાદ અને ચર્ચા વિચારણાની ચેલેન્જ આપી, પણ ઝઘડા અને વિવાદ તથા લડાઈથી કુદરતી રીતે નફરતના કારણે આપે તેનો કોઈ જવાબ આપ્યો નહિ.

તે આલિમે તેને આપની કમઝોરી ગણી અને એક દિવસ પોતે જ આપની સાથે ચર્ચા વિચારણા કરવા માટે આપના ઘરે પહોંચી ગયો. તે સમયે આપ માળ ઉપર તશરીફ ફરમા હતા.

જ્યારે આપને ખબર પડી તો આપે માળની બારીથી નીચે તે મવલવી સાહબ પર નિસ્બતથી એક નજર નાંખી અને ફરમાવ્યું કે :

"સારું ! આ તે જ મવલવી સાહબ છે જેઓ ચર્ચા કરવા માટે સંદેશો મોકલતા હતા."

આપની નજર પડતાં જ તે મવલવી સાહબ પર એવી કૈફિયત તારી થઈ કે પોતે ભાનમાં ન રહ્યા અને અલ્લાહ તઆલાના નઅરહ લગાવતા જંગલના તરફ નીકળી ગયા.

## અબ્દુર્રહીમ ગરહોડી સાથે મુહબ્બત

મખ્દૂમ મુહમ્મદ ઝમાં રહમતુલ્લાહિ અલયહિના ખલીફાઓમાં મખ્દૂમ અબ્દુર્રહીમ ગરહોડી અને હઝરત કાઝી અહમદ અને સય્યિદ મુહમ્મદ લાહોરી આ ત્રણે આરિફો અને ઝાહિદો હોવાની સાથે સાથે ઘણાં ઉચ્ચ કક્ષાના આલિમો અને મુહક્કિકો (સંશોધકો) પણ હતા.

આ જ કારણ છે કે આ ત્રણેની આપસમાં ઘણી મુહબ્બત અને મિત્રતા હતી અને એક બીજાનો ઘણો અદબ અને ઈઝઝત કરતા હતા.

તેનું અનુમાન હઝરત કાઝી અહમદના એક અરબી પત્રથી થાય છે જે આપે પોતાના પીર ભાઈ હઝરત મખ્દૂમ અબ્દુર્રહીમ ગરહોડીને લખ્યો હતો.

આપે મખ્દૂમ અબ્દુર્રહીમ માટે જે લકબો લખ્યા હતા તે વિશિષ્ટ રૂપે ચિંતન–મનન કરવાને લાયક છે.

## તિબ્બ અને હિકમત તથા રૂહાની ઈલાજ

આપના પત્રોના અવલોકનથી મા'લૂમ થાય છે કે આપ તિબ્બ અને હિકમતની કળાથી પણ પરિચિત હતા. અને બીમારો માટે નુસખા તજવીઝ ફરમાવતા હતા.

દવાઓ ઉપરાંત દુઆઓ અને તા'વીઝ વગેરેથી પણ આપ બીમારો અને પરેશાન માણસોનો ઈલાજ ફરમાવ્યા કરતા હતા.

## શવકનામહ

હઝરત કાઝી અહમદ રહમતુલ્લાહિ અલયહિ જયારે હરમયન શરીફયનની ઝિયારત માટે પગપાળા રવાના થયા તો સફર દરમિયાન અલ્લાહ તઆલા અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની

તીવ્ર મુહબ્બત અને મુલાકાતનો શોખમાં જે કૈફિયતો આપ પર તારી થઈ અને આપે જુદાઈ તથા વિયોગની ઘડીઓ જે વ્યાકુળતા અને બેચેનીમાં વીતાવી, તે પરિસ્થિતીઓ અને કૈફિયતોને આપે પોતાના એક લખાણમાં નઝમ અને નસરમાં લખી છે, જેને શવકનામહ કહેવામાં આવે છે.

## વફાત

- આપની વફાત ૧૬, ઝીકઅદહ, હિજરીસન ૧૨૨૩ મુતાબિક ઈસ્વીસન ૧૮૦૮ માં ૧૦૬ (એકસો છ) વરસની ઉંમરે થઈ.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

- 'મીલ' નામનું ગામ, જે આપના મુબારક નામ 'કાઝી અહમદ'થી મશહૂર છે ત્યાં દફન થયા.

## તારીખે વફાત

- આપની વફાત પર મોટા મોટા શાઈરોએ અને સૂફીઓએ 'તારીખે વફાત' લખી છે.
- 'પીરે આ'ઝમ'ના અક્ષરો (હુરૂફ)ના અદદ (સંખ્યા) પણ આપની વફાતના હિજરીસન ૧૨૨૩ થાય છે.

## નિશાનીઓ

હઝરત હાજી કાઝી અહમદ રહમતુલ્લાહિ અલયહિએ પોતાના પછી પોતાની જે મુખ્ય નિશાનીઓ છોડી હતી તે નીચે પ્રમાણે છે :

(૧) આપના ફરઝંદ અને આપના સજજાદહનશીન મિયાં મુહમ્મદ સાલિહની બુઝુર્ગ હસ્તી છે. આપનો વિસ્તૃત પરિચય, વિભાગ : ૧૧ (સજજાદહ નશીનો)માં આવશે.

(૨) આપના ખાસ ખાસ મહાન ખલીફાઓનો પરિચય હવે પછી દસમાં વિભાગમાં આવશે.

(૩)આપના મઅરિફતથી ભરપૂર મુબારક પત્રો પણ આપની મહત્ત્વની નિશાની છે.

(૪)ઉપરાંત આપની બે મુહર પણ આપની નિશાનીઓ છે :

- એક મુહર પર અરબી લિપીમાં આ પ્રમાણે લખ્યું છે :

  **احمد الله علی نعمائه અહમદુલ્લાહ અલા નુઅમાઈહી**

  અને વચમાં ૧૨૦૨ લખ્યું છે.
- બીજી મુહરમાં ફકત આપનું મુબારક નામ 'અહમદ' અને તેના નીચે ૧૨૦૭ લખ્યું છે.
- આપની આ બન્ને મુહર આજે પણ આ ખાનકાહના અત્યારના સજ્જાદહનશીનની પાસે સુરક્ષિત છે.

# દસમો વિભાગ

## હઝરત હાજી કાઝી અહમદ રહમતુલ્લાહિ અલયહિના ખલીફાઓ

- સૌથી અગ્રેસર ખલીફા અને સજ્જાદહનશીન આપના મહાન ફરઝંદ હઝરત મિયાં મુહમ્મદ સાલિહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ હતા. આપનો વિસ્તૃત પરિચય અગિયારમાં વિભાગમાં 'સજ્જાદહનશીનો'માં આવશે.
- આમ તો હઝરત કાઝી અહમદ રહમતુલ્લાહિ અલયહિથી બેશુમાર

લોકોએ ફયઝ હાસિલ કર્યો અને અનેક લોકો કમાલના દરજજાએ પહોંચ્યા, પરંતુ હઝરતની ઈજાઝત અને ખિલાફતથી મુશર્રફ થઈ, અલ્લાહ તઆલાની મખ્લૂકને ફયઝ પહોંચાડનારા કેટલાક મશહૂર ખલીફાઓના જીવનચરિત્રો આ વિભાગમાં લખ્યા છે.

## ૧ હઝરત સય્યિદ હુસયન શાહ રહિમહુલ્લાહ

- આપ હિન્દુસ્તાનના પંજાબ રાજયના ગુરદાસપૂર જિલ્લાના રત્ર–છત્ર (મકાન શરીફ)ના રહેવાસી હતા.
- હઝરત સય્યિદ હુસયન સાહબ રહમતુલ્લાહિ અલયહિનો એવો ઉચ્ચ મરતબો અને મકામ હતો કે જયારે આપ હઝરત હાજી કાઝી અહમદ રહમતુલ્લાહિ અલયહિની ખ્યાતિ સાંભળીને પંજાબથી આપની ખિદમતમાં બયઅત થવા માટે રવાના થયા અને હજુ આપ સિંધ પહોંચ્યા પણ ન હતા ત્યારે હઝરત હાજી કાઝી અહમદ રહમતુલ્લાહિ અલયહિએ પોતાના મુરીદોના હલકામાં બેઠા બેઠા ફરમાવ્યું કે :

"ખૂબ બુલંદ કાબિલિયતવાળો એક તાલિબ પંજાબ તરફથી (અહીં) આવી રહ્યો છે. અલ્લાહ તઆલાની જનાબમાં એ તાલિબની મોટી ઈઝઝત, મન્ઝિલત છે અને એના પર ઘણી ઈનાયત છે."

- હઝરત સય્યિદ હુસયન અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિનું મુબારક નામ શજરહ શરીફમાં હોવાથી આપનું વિસ્તૃત જીવનચરિત્ર નકશબંદી અવલિયા, ગ્રંથ : ૮ માં લખ્યું છે.

## ૨ હઝરત નૂર મુહમ્મદ શાહ કન્ડાઈ (રહ)

આપ હઝરત કાઝી અહમદ રહમતુલ્લાહિ અલયહિના મશહૂર અને કમાલ ધરાવનાર ખલીફાઓમાંથી છે.

આપ નવાબ શાહ જિલ્લામાં નવ શહરહની નજીક કન્ડા ખાઈ નામના ઈલાકાના રહેવાસી છે, એટલા જ માટે કન્ડાઈના નામથી મશહૂર છે.

## મુરશિદનો અદબ

આપે મઅરિફત અને વિલાયતના જેટલા ઉચ્ચથી ઉચ્ચ મકામો હાસિલ કર્યા, તે સર્વ અદબથી હાસિલ કર્યા.

આપ પોતાના મુરશિદનો ઘણો અદબ કરતા હતા.

જયારે પણ પોતાના મુરશિદની ખાનકાહે કાઝી અહમદમાં હાજર થતા ત્યારે મુરશિદના માટે ફળ, ફ્રુટ, સબઝી, તરકારી મતલબ કે કોઈ ન કોઈ તોહફો જરૂર લઈને હાજર થતા હતા.

અને જયારે તેમની પાસે કોઈ રકમ ન હોય તો તે દિવસે જંગલમાં જઈને કુહાડીથી લાકડાં કાપીને લાવતા અને તે લાકડાંના તમામ કાંટાઓને સાફ કરતા, જેથી ખાનકાહમાં ભટ્ઠી સળગાવતી વખતે કોઈ ખાદિમ અથવા ખાદિમહના હાથને કોઈ કાંટો લાગી ન જાય અને તેને કોઈ તકલીફ ન પહોંચે.

અને જયારે લાકડાંનો ભારો પોતાના માથા પર મૂકીને કાઝી અહમદ પહોંચતા તો આસ્તાનહ શરીફ પર કયારેય દરવાજો ખખડાવતા નહિ બલકે દરવાજાની બહાર ચુપચાપ ઊભા થઈ જતા. જયારે પોતે જ કોઈ ખાદિમ અથવા કોઈ બીજો માણસ ઘરથી બહાર આવતો તો તે લાકડા લંગરખાનહ માટે તેમને સોંપી દેતા હતા.

એક દિવસે આપને ખાદિમહએ કહ્યું કે :

"તમે આટલો સમય દરવાજાની બહાર શા માટે ઊભા રહો છો ? દરવાજો શા માટે ખખડાવતા નથી ?"

તો આપે જવાબમાં ફરમાવ્યું કે :

“જેટલી મહેનત એટલી મજૂરી. અમે એટલી કમાણી કરી નથી કે મુરશિદના દરવાજાને ખખડાવી શકાય. અમે હજુ દરવાજો ખખડાવવાના લાયક નથી.”

## મુરશિદની ઝિયારત માટે દરરોજ ૮૦ માઈલ ચાલતા હતા

આપને પોતાના મુરશિદ સાથે બેપનાહ અકીદત અને મુહબ્બત હતી. તેમની ઝિયારત વિના આપના દિલને ચેન અને રૂહને સુકૂન મળતું ન હતું.

જેથી આપ દરરોજ ઝોહરની નમાઝ પઢીને પોતાના ગામથી નીકળતા અને લગભગ ચાલીસ માઈલનું લાંબું અંતર પગપાળા તય કરીને મગરિબ સુધી મુરશિદના આસ્તાનહ પર પહોંચી જતા. મગરિબની નમાઝ જમાઅત સાથે દરગાહ શરીફમાં અદા કરતા. ત્યાંથી મગરિબ બા’દ વિદાય થઈને પોતાના ઘરે જવા માટે નીકળતા અને ફરી પાછા ચાલીસ માઈલ ચાલીને પોતાના ઘરે આવીને ઈશાની નમાઝ અદા કરતા.

આ બનાવથી આપની રૂહાની શકિતનો પણ સારી રીતે અંદાઝો થઈ શકે છે.

## વલીની નિગાહથી પડનારનું પરિણામ

એક દિવસે આપ મસ્જિદમાં ઈબાદતમાં તલ્લીન હતા કે મસ્જિદની બહાર એક ઝાડ પરથી કોઈના પડવાનો અવાજ આવ્યો. લોકો દોડીને બહાર ગયા.

આપે લોકોને પૂછ્યું કે :

શું મા'મલો છે ?

લોકોએ અરજ કરી કે :

"ફલાણો માણસ ઝાડ ઉપરથી પડી ગયો છે."

આપે ફરમાવ્યું :

"હું સમજયો કોઈ વલીની નઝરથી પડી ગયો, એટલા માટે કે જે માણસ વલીની નિગાહથી પડી જાય છે તે દીન અને દુનિયામાં બરબાદ થઈ જાય છે, તેનું કયાંય ઠેકાણું રહેતું નથી."

## અવલાદ

આપની કોઈ નર અવલાદ ન હતી. માત્ર એક છોકરી હતી.

આપના ઈન્તિકાલ પછી આપના એક રિશ્તેદાર ઈમામ બખ્શ આપના જાનશીન બન્યા.

## 3 હઝરત મિયાં અબ્દુલ કરીમ રહિમહુલ્લાહ

આપ હઝરત કાઝી અહમદ રહમતુલ્લાહિ અલયહિના ઉચ્ચ કક્ષાની સલાહિયત ધરાવનારા તથા બાકમાલ ખલીફાઓમાંથી હતા.

સકરન્ડની નજીક પન્ગારૂ એક જગ્યા છે, આપ ત્યાંના રહેવાસી હતા.

હઝરત કાઝી અહમદ રહમતુલ્લાહિ અલયહિ આપને જે પત્રો મોકલાવતા હતા, તેમાં આપને તરીકતના ભાઈ, મિયાં અબ્દુલ કરીમ કહીને સંબોધન ફરમાવતા હતા.

## વ્યવસાય

આપ અગાઉ રંગનું કામ કરતા હતા.

જયારે હઝરત કાઝી અહમદથી બયઅત થયા અને મઅરિફતમાં ઉચ્ચ મકામ હાસિલ કરીને અલ્લાહ તઆલાની મખ્લૂકને રુશદો હિદાયત આપવા લાગ્યા તો આપને મોહલ્લાવાસીઓ અને પડોસીઓ કટાક્ષરૂપે કહેવા લાગ્યા કે :

"રંગારા પણ હવે ફયઝ આપવા લાગ્યા."

આ વાત પર આપ જોશમાં ફરમાવ્યા કરતા હતા કે :

"હાં, હું તો રંગારો છું, પણ હવે મુરશિદે જે રંગ ચઢાવ્યો છે તે રંગ અલ્લાહ તઆલાની મખ્લૂક પર ચઢાવી રહ્યો છું."

## શિકારી સય્યિદ

તે ઝમાનામાં એક સય્યિદ શિકાર માટે કૂતરા પાળતા હતા.

એક દિવસે હઝરત મિયાં અબ્દુલ કરીમ ઊંટ પર કજાવો મૂકીને તેમાં પરદહ સહિત પોતાના પરિવારને લઈને કયાંક તશરીફ લઈ જઈ રહ્યા હતા. રસ્તામાં પેલા સય્યિદ મળી ગયા અને આપને જોઈને કહેવા લાગ્યા કે :

"હવે માછીઓ પણ બુરખો ઓઢવા લાગ્યા અને પરદો કરીને ઘણાં પરહેઝગાર બનવા લાગ્યા."

હઝરતે ફરમાવ્યું :

"આ અલ્લાહ તઆલાની દેન છે, તેની બક્ષિસ છે કે જે અમારું કામ હતું (શિકારનું) તે આપને આપી દીધું અને જે આપનું (સય્યિદોનું) કામ હતું (પરહેઝગારીનું) તે અમોને આપી દીધું."

આપના આ જવાબ પર તે સય્યિદ ઘણાં શરમિંદહ થયા.

## ૪ હઝરત મિયાં પીર મુહમ્મદ રહિમહુલ્લાહ

- મિયાં પીર મુહમ્મદ, હઝરત કાઝી અહમદ રહમતુલ્લાહિ અલયહિના ભાણેજ હતા અને આપના ઘણાં જ લાડલા હતા.
- આપના વાલિદનું નામ મુહમ્મદ ઈદ્રીસ અને દાદાનું નામ મિયાં અબૂલ ખયર હતું.
- આપ સિંધના 'દીબાચહ' ઈલાકાના રહેવાસી હતા.
- ઘણાં મોટા આલિમ અને આરિફ હતા.
- પોતાના પીર સાથે ઘણી અકીદત ધરાવતા હતા અને તેમના મુરશિદ પણ તેમનાથી ઘણી મુહબ્બત રાખતા હતા.
- આ મુહબ્બતનો અને આપના ઈલ્મી તથા રૂહાની મકામનો અંદાઝો તે અલકાબથી થાય છે જેમનાથી પોતાના મકતૂબાતમાં હઝરત કાઝી અહમદ (રહ.)એ પોતાના આ લાડલા ભાણેજને સંબોધન ફરમાવ્યું છે.
- મિયાં મુલ્લા મુહમ્મદ અહસન અને મુલ્લા મુહમ્મદ આરિફના નામે એક મકતૂબમાં આપે મિયાં પીર મુહમ્મદની સાથે પોતાની બેપનાહ કલ્બી મુહબ્બતનો ઈઝહાર કરીને અહીં સુધી ફરમાવી દીધું કે :

  "તે મારી જાન છે, મારો નૂર ચશ્મ છે અને મને પોતાના બેટા મુહમ્મદ સાલિહથી પણ વધુ મહબૂબ અને પ્યારો છે. અને જેણે તેની સાથે શાદી તય કરી છે તેણે મારા પર એહસાન કર્યો છે."
- મિયાં પીર મુહમ્મદની બીમારીના સમાચારથી આપ અત્યંત ઉદાસ અને પરેશાન થઈને તેમને દુઆઓથી ભરપૂર એક મકતૂબ ગિરામી પણ લખ્યો હતો.

## ૫ હઝરત અબ્દુર્રઝઝાક રહમતુલ્લાહિ અલયહિ

હઝરત કાઝી અહમદ રહમતુલ્લાહિ અલયહિના આસ્તાનહ શરીફના સજજાદહ નશીન ખ્વાજા પીર મુહમ્મદના એક મશહૂર ખલીફા મવલાના અબ્દુર્રઝઝાક સાહબ જેઓ સીતા (પાટ નજીકના દાદૂ)ના રહેવાસી હતા અને દીનના ઘણાં મહાન આલિમ હતા.

## વાલિદ

આપના માનવંત વાલિદ હઝરત મવલાના મુહમ્મદ સિદીક સાહબ પણ દીનના સીતાના ઘણાં મશહૂર આલિમ અને શ્રેષ્ઠ મુદર્રિસ હોવા ઉપરાંત કાઝી અહમદના સજજાદહ નશીન હઝરત પીર મુહમ્મદ શફીઅના ખલીફાઓમાંથી હતા. અને રૂહાનિયતમાં ઘણો ઊંચો મકામ ધરાવતા હતા.

## મુરશિદની બશારત

તે ઝમાનામાં તાવની બીમારી ફેલાયેલી હતી. આપ પણ એ બીમારીની લપેટમાં આવી ગયા અને સખત બીમાર થઈ ગયા.

એ જ દરમિયાન આપને ખ્વાબમાં પોતાના મુરશિદની ઝિયારત થઈ. તેઓ ઘોડા પર તશરીફ લાવ્યા અને તેમને ઊંચકીને ઘોડા પર બેસાડી દીધા અને ખ્વાબમાં જ ફરમાવ્યું કે :

"અલ્લાહ તઆલા તમોને શિફા અતા ફરમાવે."

હઝરત અબ્દુર્રઝઝાક કહે છે કે :

"જયારે સવારે હું ઉઠયો તો બિલકુલ તંદુરસ્ત હતો. બીમારીનું કોઈ નામો નિશાન ન હતું.

જયારે મુરશિદના આસ્તાનહમાં જવા માટે નીકળ્યો તો ખબર પડી કે આજે રાત્રે જ તેમનો ઈન્તિકાલ થઈ ગયો છે ! "

## અવલાદ

આપના બે સાહબઝાદહ હતા.

એકનું નામ મુહમ્મદ અનવર હતું.
બીજાનું નામ મિયાં જીન્દલ હતું.

પણ આ બન્ને સાહબઝાદાઓ બાળપણમાં જ ઈન્તિકાલ કરી ગયા.

# અગિયારમો વિભાગ

## દરગાહે આલિયહ કાઝી અહમદના સજજાદાનશીનો

### ૧ હઝરત મિયાં મુહમ્મદ સાલિહ દિમાઈ (રહ.)

હઝરત કાઝી અહમદ મુત્તકી રહમતુલ્લાહિ અલયહિના ઈન્તિકાલ પછી આપના આલિમ અને આરિફ સાહબઝાદા મિયાં મુહમ્મદ સાલિહ દિમાઈ આપના સજજાદહ નશીન થયા.

## જન્મ

આપનો જન્મ ૧૨૦૧ હિજરીસનના દેહદમ (કાઝી અહમદથી

૧૦ માઈલ દૂર ઉત્તર–પૂર્વ દિશા તરફ)માં થયો.

## બયઅત અને ખિલાફત

આપ પોતાના માનવંત વાલિદ હઝરત કાઝી અહમદ મુત્તકી રહમતુલ્લાહિ અલયહિથી જ બયઅત થયા. તેમનાથી જ સુલૂકના સોપાન તય કર્યા. ઝાહિરી અને બાતિની બન્ને ઉલૂમ પોતાના માનવંત વાલિદ પાસેથી જ હાસિલ કરીને કમાલના મકામ પર પહોંચ્યા અને ઈજાઝત તથા ખિલાફતથી સરફરાઝ થયા.

## આપનો અતિ ઉચ્ચ રૂહાની મકામ

હઝરત કાઝી અહમદ રહિમહુલ્લાહુએ આપની ઝાહિરી અને બાતિની તકમીલ ફરમાવીને રૂહાનિયતના જે ઉચ્ચ મકામ પર આપને પહોંચાડી દીધા હતા તેનો અંદાઝો આ બનાવથી સારી રીતે થાય છે કે :

પોતાના વાલિદ હઝરત કાઝી અહમદ રહમતુલ્લાહિ અલયહિના ઈન્તિકાલ પછી આપ અકસર ચુપચાપ બેસી રહેતા હતા. પોતાના વાલિદ અને મુરશિદની જુદાઈની ચિંતાના કારણે મુરીદો અને સિલસિલાના લોકો તરફ કોઈ ખાસ ધ્યાન આપી શકતા ન હતા.

લોકો સમજયા કે કદાચ આપની પાસે કંઈ જ નથી.

જેથી એક દિવસે હઝરત કાઝી અહમદ રહમતુલ્લાહિ અલયહિના ઘણાં કામિલ અને લાયકાત ધરાવનારા ખલીફા હઝરત નૂર મુહમ્મદ શાહ કન્ડાઈએ આપથી અરજ કરી કે :

> "હુઝૂર ! મુરીદો આવે છે. આપ તેમને હિદાયતનો રસ્તો બતાવો. કંઈક વઅઝ અને નસીહત ફરમાવ્યા કરો. આપ ચુપચાપ રહો છો તેનાથી લોકો સમજે છે કે આપની પાસે કંઈ નથી."

આપે તવાઝુઅ અને વિનમ્રતાની રીતે ફરમાવ્યું :

"હું તો કંઈ નથી, મને તો કંઈ આવડતું નથી."

નૂર શાહ કન્ડાઈએ અરજ કરી :

"હુઝૂર ! મોટા હઝરત (કાઝી અહમદ રહમતુલ્લાહિ અલયહિ)એ જે કંઈ મને આપ્યું છે તે હું આપને પેશ કરું છું. અને આપ અલ્લાહ તઆલાની મખ્લૂકને ફયઝ પહોંચાડો."

આપે ફરમાવ્યું :

"ઘણું સારું. આપની ઘણી મહેરબાની થશે."

શાહ સાહબે ફયઝ પહોંચાડવાનું શરૂ કર્યું અને તેમની પાસે જે કંઈ નિસબતો હતી તે આપને આપી દીધી.

જયારે તેઓ નિસબત આપીને ફારિગ થયા તો આપે ફરમાવ્યું :

"શાહ સાહબ ! આગળ ચાલો."

તેમણે અરજ કરી :

"હુઝૂર ! બસ, મારી પાસે તો આ જ કંઈ હતું."

આપે ફરમાવ્યું :

"આ તો અમોને બાળપણમાં ખેલકૂદમાં વાલિદ સાહબ હઝરત કાઝી અહમદે અતા ફરમાવ્યું હતું."

શાહ સાહબે અરજ કરી કે :

"હઝરત ! એટલા જ માટે તો અરજ કરું છું કે તે ફયઝ લોકોને આપો અને તેમને ફયઝ પહોંચાડો."

આપે ફરમાવ્યું :

"સારું ! તમે પોતાની જે વસ્તુ મને આપી તે પાછી તો લઈ જાઓ."

- આપના ઈલ્મી અને રૂહાની મકામની જાણ આપના ફારસી મકાતીબ અને શવકનામહથી પણ થાય છે જેમાં આપે તસવ્વુફના ઉચ્ચ નુકતાઓ બયાન ફરમાવ્યા છે.
- આપ અશઆર પણ કહેતા હતા.

## આપના વાલિદને આપથી બેહદ મુહબ્બત હતી

- હઝરત કાઝી અહમદને આપની સાથે કેવી મુહબ્બત હતી તેનો ઈઝહાર મિયાં પીર મુહમ્મદને લખેલા આપના પત્રોની કેટલીક ઈબારતોથી થાય છે, જેમાં આપે પોતાની સાથે મિયાં મુહમ્મદ સાલિહને પણ દુઆઓમાં યાદ રાખવા માટે ફરમાવ્યું છે.
- હઝરત મિયાં મુહમ્મદ સાલિહ એક શાદીના શુભ અવસરમાં શિર્કત કરવા માટે ગયા અને પાછા આવવામાં આપને ઘણાં દિવસો થઈ ગયા તો હઝરત કાઝી અહમદ રહમતુલ્લાહિ અલયહિ વ્યાકુળ અને બેચેન થઈ ગયા. આપે મિયાં પીર મુહમ્મદને લખેલા પત્રમાં પોતાની વ્યાકુળતાને જાહેર ફરમાવી હતી.

## શાદી

આપની શાદીની દઅવત આપવા માટે હઝરત કાઝી અહમદ રહમતુલ્લાહિ અલયહિએ મિયાં પીર મુહમ્મદને ફારસી ભાષામાં લખેલા એક પત્રનો ભાવાર્થ આ છે :

બાદ સલામે મસનૂન ! સહર્ષ જણાવવાનું કે, મારા પુત્ર મુહમ્મદ સાલિહની શાદી આ મહિનાની ૨૭ મી તારીખને મંગળવારે મુકર્રર રાખી છે.

ઉમ્મીદ છે મહેરબાની કરીને મજકૂર તારીખે આપ કુટુંબ કબીલા સાથે શાદીમાં શરીક થશો. આપની સાથે આપણા સિલસિલાના ફકીરોને પણ લઈ આવશો.

## આપના સજજાદહ નશીન

- મિયાં મુહમ્મદ સાલિહના બે સાહબઝાદહ અને એક સાહબઝાદી હતી.
- આપના ઈન્તિકાલ પછી આપના મોટા સાહબઝાદહ મિયાં અબ્દુલ વાહિદ આ ખાનકાહના સજજાદહ નશીન થયા.
- તેમના પછી મિયાં મુહમ્મદ સાલિહના નાના ફરઝંદ મિયાં નૂરુલ્લાહ સજજાદહ નશીન થયા.

## ઈન્તિકાલ

હઝરત મિયાં મુહમ્મદ સાલિહનો ઈન્તિકાલ ૧૨૩૨ હિજરીસનમાં થયો અને ત્યાં જ કાઝી અહમદમાં પોતાના માનવંત વાલિદના મઝાર શરીફના જમણી તરફ દફન કરવામાં આવ્યા.

ઈન્તિકાલ વખતે આપની ઉંમર ૩૧ (એકત્રીસ) વરસની હતી.

## ઈન્તિકાલની તારીખ

- આપના માનવંત વાલિદ હઝરત કાઝી અહમદ રહમતુલ્લાહિ અલયહિના ઈન્તિકાલની તારીખ '**પીરે આ'ઝમ**' શબ્દોથી નીકળે છે.
  (હિજરીસન ૧૨૨૩)
- આપના ઈન્તિકાલની તારીખ '**પીરે અઝીમ**' ના શબ્દોથી નીકળે છે.
  (હિજરીસન ૧૨૩૨)

## ૨ હઝરત મિયાં અબ્દુલ વાહિદ રહિમહુલ્લાહ

- આપ હઝરત કાઝી અહમદ દિમાઈ રહમતુલ્લાહિ અલયહિના પૌત્ર અને હઝરત પીર મિયાં મુહમ્મદ સાલિહ રહમતુલ્લાહિ અલયહિના મોટા સાહબઝાદહ અને કાઝી અહમદની દરગાહના બીજા સજજાદહ નશીન હતા.
- આપનો જન્મ કાઝી અહમદ શહેરમાં થયો.

## જાહિરી ઈલ્મ

- મિયાં અબ્દુલ વાહિદે ઝાહિરી ઉલૂમની તકમીલ મવલાના મુહમ્મદ અમીન સાહબ પાસે કરી.
- મવલાના મુહમ્મદ અમીન સાહબ પોતાના સમયના ઘણાં મોટા આલિમ પણ હતા અને નિષ્ણાત હકીમ પણ હતા.
- હઝરત કાઝી અહમદ રહમતુલ્લાહિ અલયહિનો ઈલાજ પણ આપ જ ફરમાવ્યા કરતા હતા.

## બયઅત અને ખિલાફત

- આપ પોતાના પૂર્વજોના મુરશિદે ખાનહ લુવારી શરીફમાં હાજર થયા અને તે સમયે ત્યાંના સજજાદહ નશીન ખ્વાજા મુહમ્મદ હસન મુહાજિરે મદનીથી બયઅતનો શરફ હાસિલ કર્યો.
- પોતાના મુરશિદ હઝરત મુહાજિરે મદની અને પોતાના માનવંત વાલિદની નિગરાનીમાં બાતિની ઈલ્મની તકમીલ કરી અને વિલાયતના ઉચ્ચ મકામ પર નિયુકત થયા.
- આપને પોતાના માનવંત વાલિદથી જ ઈજાઝત અને ખિલાફત હાસિલ છે.

## ઈબાદતો અને રિયાઝતો

આપની ઈબાદતો અને રિયાઝતોમાં તલ્લીનતા અને

મશગૂલિયતની એ સ્થિતિ હતી કે આપ હંમેશા મુસલ્લા પર બેસીને નવાફિલ અને અન્ય વિર્દ તથા વઝાઈફમાં મશગૂલ રહેતા હતા, અહીં સુધી કે એ જ કારણે આપનું નામ 'મુસલ્લાવાળા સાહબ' પડી ગયું અને લોકો આપને એ જ નામથી યાદ કરવા લાગ્યા.

## ઈન્તિકાલ અને મઝાર શરીફ

આપનો ઈન્તિકાલ પણ કાઝી અહમદમાં થયો અને ત્યાં જ પોતાના પૂર્વજોના પહેલૂમાં દફન કરવામાં આવ્યા.

## અવલાદ

આપના એક જ સાહબઝાદહ ખ્વાજા મુહમ્મદ સિદ્દીક હતા.

# 3 હઝરત મિયાં મુહમ્મદ સિદ્દીક રહિમહુલ્લાહ

આપ ખ્વાજા અબ્દુલ વાહિદના સાહબઝાદહ હતા અને હઝરત કાઝી અહમદ દિમાઈ રહમતુલ્લાહિ અલયહિના પ્રપૌત્ર હતા.

## જન્મ અને તા'લીમ

- કાઝી અહમદમાં આપનો જન્મ થયો.
- ત્યાં જ પોતાના વાલિદ ખ્વાજા અબ્દુલ વાહિદ અને ચાચા ખ્વાજા મિયાં નૂરુલ્લાહની નિગરાની હેઠળ ઝાહિરી અને બાતિની ઉલૂમ હાસિલ કર્યો અને રૂહાનિયતમાં ઉચ્ચ મકામ હાસિલ કર્યો.

## જાનશીનીનો અસ્વીકાર

આપના વાલિદ ખ્વાજા અબ્દુલ વાહિદના ઈન્તિકાલ પછી નિયમાનુસાર કાઝી અહમદની ગાદી પર આપને બેસાડવામાં આવ્યા,

પરંતુ આપે આ કહીને ઈન્કાર ફરમાવી દીધો કે :

મારા વડીલ ચાચા મિયાં નૂરુલ્લાહની હાજરીમાં હું મસનદ પર બેસવા લાયક નથી.

આજે લોકો ગાદી માટે લડે છે, પણ તસવ્વુફની તારીખની આ પણ એક અનોખી મિસાલ છે કે ગાદી પેશ કરવામાં આવી, પણ મોટાઓના અદબના કારણે એક નાના માણસે આ ગાદી પર બેસવાથી ઈન્કાર કરી દીધો.

અને ચાચા પણ હોય તો એવા જેઓ પોતે ગાદી પર બેસવા માંગતા નથી, બલકે પોતાના ભત્રીજાને બેસાડવા માંગે છે.

જયારે તેઓ રાઝી ન થયા તો આ ચાચા આપને આપના મુરશિદ હઝરત ખ્વાજા મુહાજિરે મદનીની પાસે લુવારી શરીફ લઈ ગયા અને તેમના મારફતે તેમને કહેવડાવ્યું અને જોર અપાવ્યું કે :

આ પોતાની મસનદ સંભાળી લે, પણ આપે ત્યાં પણ પોતાના મુરશિદ પાસે માફી માંગીને અરજ કરી કે :

> “મને શરમ આવે છે કે તે ચાચા જેમણે મારી તરબિયત કરી છે, તેમની હાજરીમાં હું મસનદ પર બેસું ? મારાથી આ બેઅદબી થઈ શકતી નથી.”

જેથી આપના ઈરશાદ અનુસાર મિયાં અબ્દુલ વાહિદના ઈન્તિકાલ પછી તેમના ભાઈ અર્થાત્ આપના ચાચા ખ્વાજા નૂરુલ્લાહને આ આસ્તાનહના જાનશીન બનાવવામાં આવ્યા.

## ઉચ્ચ રૂહાની મકામ

આપના કશ્ફ અને ઉચ્ચ રૂહાની મકામનો આ બનાવથી સારી

રીતે અંદાઝો કરી શકાય છે કે :

જયારે આપ લુવારી શરીફથી પાછા કાઝી અહમદ આવી રહ્યા હતા ત્યારે આખો કાફલો ઘોડાઓ પર સવાર હતો અને આ સફર ઘોડાઓના મારફતે તય થઈ રહ્યો હતો.

રસ્તામાં મિટયારી મકામ પર યુવાન વયમાં આપનો ઈન્તિકાલ થઈ ગયો.

ગુસલ આપવા પછી લોકો આપને ત્યાં જ દફન કરવા લાગ્યા, પણ આપે પોતે ફરમાવ્યું કે :

> "મને લુવારીમાં દફન કરજો અને હું રસ્તામાં તમારા પર બોજ પણ ન બનીશ."

જેથી એવું જ થયું અને બે ઘોડેસવારો આપના મુબારક શરીરને ઊંચકીને લુવારી શરીફ સુધી લઈ ગયા અને તેમને જરા પણ કોઈ બોજ અથવા તકલીફ મહેસૂસ નહિ થઈ.

## મઝાર શરીફ

આપના મુબારક ઈરશાદ અનુસાર આપને લુવારી શરીફમાં હઝરત મખ્દૂમ મુહમ્મદ ઝમાં (રહ.)ની નજીકમાં દફન કરવામાં આવ્યા.

# ૪ હઝરત ખ્વાજા નૂરુલ્લાહ રહિમહુલ્લાહ

આપ હઝરત કાઝી અહમદ રહિમહુલ્લાહુના પૌત્ર અને મિયાં મુહમ્મદ સાલિહ રહિમહુલ્લાહુના નાના સાહબઝાદહ હતા. જેઓ ખ્વાજા અબ્દુલ વાહિદ પછી કાઝી અહમદના ત્રીજા સજજાદહ નશીન થયા.

## જન્મ અને તા'લીમ

- આપનો જન્મ અને તા'લીમ તથા તરબિયત સર્વ કાઝી અહમદમાં થયા.
- હઝરત કાઝી અહમદ પછી કાઝી અહમદના તબીબ અને પ્રખર આલિમ મવલાના મુહમ્મદ અમીન પાસે આપે ઝાહિરી ઉલૂમની પરિપૂર્ણતા કરી.

## બયઅત અને ખિલાફત

- આપ પોતાના પૂર્વજોના મુરશિદખાનહ લુવારી શરીફ હાજર થયા અને તે સમયે ત્યાંના સજ્જાદહ નશીન ખ્વાજા મુહમ્મદ હસન મુહાજિરે મદની પાસે બયઅતનો શરફ હાસિલ કર્યો.
- સુલૂકની મંઝિલો પોતાના મુરશિદ અને પોતાના માનવંત વાલિદની દેખરેખ હેઠળ તય કરી અને કમાલના મકામ પર નિયુકત થયા.
- ખિલાફત અને ઈજાઝત આપના વાલિદે આપને અતા ફરમાવી.

## આપના મા'મૂલાત

- આપ આખી રાત ઈબાદતમાં વીતાવતા હતા.
- સવારે ઈશરાક પછી તાલિબોને હિદાયત અને તેમની રૂહાની તરબિયત ફરમાવતા હતા.
- મગરિબની નમાઝથી ઈશા સુધી એકાંતમાં મુરાકબહમાં મશગૂલ રહેતા હતા અને તે સમયે કોઈને આપની પાસે આવવાની ઈજાઝત ન હતી.

## આપના મશહૂર ખલીફા

આપના મશહૂર અને કામિલ ખલીફા મખ્દૂમ અબ્દુલ વાહિદ હતા, જેઓ કન્ડયારૂ (જિલ્લો : નવશહરહ, નવાબ શાહ)ની નજીક આબાદ નામના શહેરના રહેવાસી હતા, એટલા જ માટે આપ મખ્દૂમ આબાદવાળાના નામથી મશહૂર છે.

આપ સૌથી પ્રથમ હઝરત નૂર મુહમ્મદ શાહ ખાઈ કન્ડા (હઝરત કાઝી અહમદના ખલીફા)થી બયઅત થયા.

તેમણે હઝરત નૂરુલ્લાહની ખિદમતમાં આપને આ કહીને પેશ કર્યા કે આ આપની અમાનત આપને હવાલે છે. આપ એમને બયઅત પણ ફરમાવો અને તેમની ખુસૂસી તરબિયત પણ ફરમાવો.

જેથી હઝરત ખ્વાજા નૂરુલ્લાહે આપને બીજી વખત બયઅત પણ ફરમાવ્યા અને સુલૂકની તમામ મંઝિલો તય કરાવીને મઅરિફતના ઉચ્ચ મકામ પર આપને નિયુકત કર્યા અને અંતે ઈજાઝત અને ખિલાફતથી સરફરાઝ ફરમાવ્યા.

## કાઝી અહમદની હિફાઝત

હઝરત નૂરુલ્લાહ એક દિવસે ઊભા થયા અને પોતાનો અસો હાથમાં લઈને કાઝી અહમદ શહેરની ચારેય બાજુ તે અસાથી એક રેખા ખેંચી અને ફરમાવ્યું કે :

હવે અલ્લાહ તઆલા આ શહેરને હંમેશા ત્રણ વસ્તુઓથી સુરક્ષિત રાખશે :

(૧) સમુદ્રના વાવાઝોડાના નુકસાનથી હંમેશા સુરક્ષિત રહેશે.
(૨) આગ એક ઘરથી બીજા ઘર સુધી કયારેય જશે નહિ.
(૩) કોલેરા, ઝાડા–ઊલટીની બીમારી આ શહેરમાં કયારે ફેલાશે નહિ.

આ ત્રણે વાતો ત્યાંના રહેવાસીઓમાં આજે પણ મશહૂર છે અને લોકોનું કહેવું છે કે :

આપના આ ઈરશાદ અનુસાર આ શહેર આજે પણ ત્રણે વસ્તુઓથી સુરક્ષિત છે, જો કે તે ઝમાનામાં સિંધની નદી પણ બિલકુલ તે શહેરની નજીકથી વહેતી હતી, તેમાં વાવાઝોડાઓ અને પૂર પણ ઘણી

વખત આવ્યા, પણ આ શહેરને તેનાથી કોઈ નુકસાન પહોંચ્યું નહિ.

## સોહબતની તા'સીર

તે ઝમાનાના મોટા મોટા સૂફીયાએ કિરામ ફરમાવ્યા કરતા હતા કે :

- આપની સોહબતની આ તા'સીર છે કે માત્ર આપની મજલિસ અને મેહફિલમાં બેસવાથી દિલ ચાલું થઈ જતું હતું અને અલ્લાહ તઆલાની યાદથી દિલ રોશન થઈ જતું હતું. અહીં સુધી કે આપના કોઈ ખલીફા પર પણ કોઈની નઝર પડી જાય તો તેનું દિલ પણ ચાલું થઈ જાય છે.
- આપના ખલીફા મખ્દૂમ અબ્દુલ વાહિદને જયારે નદીનું પાણી આવવાના કારણે તેમની કબરમાંથી કાઢીને બીજા સુરક્ષિત સ્થળ પર દફન કરવામાં આવ્યા તો તેમને જોઈને કેટલાક લોકોના દિલો એવી રીતે ચાલુ થયા કે મરવા સુધી ચાલુ રહ્યા.

## આપનો ઈન્તિકાલ

આપનો ઈન્તિકાલ ૧૨૯૫ હિજરીસનમાં થયો અને કાઝી અહમદમાં પોતાના પૂર્વજોના સમીપ આપને દફનાવવામાં આવ્યા.

## અવલાદ

આપના ચાર સાહબઝાદહ હતા :

(૧) મિયાં મુહમ્મદ અલી (૨) મિયાં મુહમ્મદ શફીઅ
(૩) મિયાં મુહમ્મદ દાવૂદ (૪) મિયાં મુહમ્મદ સુલયમાન

## સજજાદહ નશીન

- આપના ઈન્તિકાલ પછી આપના મોટા સાહબઝાદહ ખ્વાજા મુહમ્મદ અલી માત્ર બે વરસ સજજાદહ નશીન રહ્યા, પણ તેમના

જીવને વફાદારી ન કરી.

● તેમના પછી આપના બીજા સાહબઝાદહ મિયાં મુહમ્મદ શફીઅ સજ્જાદહ નશીન થયા.

## ૫ હઝરત મિયાં મુહમ્મદ શફીઅ રહિમહુલ્લાહ

### જન્મ

આપનો જન્મ કાઝી અહમદમાં લગભગ ૧૨૬૬ હિજરીસનમાં થયો.

આપ હઝરત કાઝી અહમદ રહમતુલ્લાહિ અલયહિના પ્રપૌત્ર અને ખ્વાજા મિયાં નૂરુલ્લાહના નાના સાહબઝાદહ હતા, જેઓ પોતાના મોટા ભાઈ મિયાં મુહમ્મદ અલીના ઈન્તિકાલ પછી આ મસનદ પર બિરાજમાન થયા. વાલિદના ઈન્તિકાલ પછી આપના ભાઈ માત્ર બે વરસ જીવતા રહ્યા, એટલા માટે તેમના પછી આપ જ આ આસ્તાનહના જાનશીન થયા.

### તા'લીમ

આપે પોતાના નાના મવલાના મુહમ્મદ સાદિક સાહબથી ઝાહિરી ઉલૂમ હાસિલ કર્યો.

મવલાના મુહમ્મદ સાદિક મદરૂની નજીક ગયેરૂ નામના શહેરના રહેવાસી હતા. અને પોતાના સમયના ઘણાં ઝબરદસ્ત આલિમ અને આરિફ હતા.

### બયઅત અને ખિલાફત

આપ પોતાના પૂર્વજોના મુરશિદખાનહ લુવારી શરીફમાં હાજર

થયા અને તે સમયના સજજાદહ નશીન ખ્વાજા મુહમ્મદ સઈદ મુહાજિરે મક્કીથી બયઅત થયા.

પોતાના મુરશિદ અને માનવંત વાલિદની દેખરેખ હેઠળ રૂહાની સમસ્યાઓ તય કરી અને વાલિદ સાહબથી જ ઈજાઝત અને ખિલાફત હાસિલ કરી.

## ઈબાદત

આપ એટલી વિપુલતાથી નફલ નમાઝો પઢતા હતા કે જે મુસલ્લાઓ પર આપ નમાઝ પઢતા હતા તેમાં કદમોની જગ્યા પણ કાળી થઈ જતી હતી.

મવજૂદહ સજજાદહ નશીન હઝરત પીર ફયઝ મુહમ્મદ સાહબ ફરમાવી રહ્યા હતા કે :

આજે પણ અમારી પાસે આપના ઘણાં મુસલ્લાઓ એવા મવજૂદ છે જેના પર આપે એટલી નમાઝો અદા ફરમાવી છે કે તે ઘસાઈ ઘસાઈને કદમોની જગ્યા પરથી ફાટી ગયા છે અને આપની રિયાઝત અને મુજાહદાઓ તથા વધુ ઈબાદતની સ્પષ્ટ સાબિતી છે.

એ સિવાય આપ બે વખત બયતુલ્લાહ શરીફની હજ માટે ગયા અને ત્યાંના અનવાર અને તજલ્લીઓથી લાભવંત થયા.

## આપના ખલીફાઓ

આપના ખાસ ખાસ ખલીફાઓમાં એક તો મખ્દૂમ અબ્દુલ વાહિદના સાહબઝાદહ મખ્દૂમ હબીબુલ્લાહ છે, જેમની આપે તરબિયત ફરમાવીને તેમને ખિલાફતથી સરફરાઝ ફરમાવ્યા.

એ સિવાય ઢેંગૂ (નવ શહરહ)ના મિયાં મુહમ્મદ ઈસા અને

સીતા (દાદૂ)ના મવલાના મુહમ્મદ સિદીક, જેઓ પોતાના સમયના ઘણાં મોટા આલિમ અને મોટા આરિફ હતા, તેમને પણ આપથી જ ખિલાફત હાસિલ હતી.

## આપનો ઈન્તિકાલ

આપનો ઈન્તિકાલ ૧૩૧૭ હિજરીસનમાં થયો અને કાઝી અહમદમાં જ આપને દફન કરવામાં આવ્યા.

## આપની અવલાદ

- આપના ૭ (સાત) સાહબઝાહદ હતા :

(૧) મિયાં મુહમ્મદ સાદિક
(૨) મિયાં ફયઝ મુહમ્મદ
(૩) મિયાં પીર મુહમ્મદ
(૪) મિયાં ઉબયદુલ્લાહ
(૫) મિયાં અબ્દુર્રહમાન
(૬) મિયાં અબ્દુલ્લાહ
(૭) મિયાં અબ્દુર્રહીમ ઉર્ફે મુહમ્મદ બખ્શ.

- મિયાં ફયઝ મુહમ્મદનો તો આપના જીવનમાં જ ઈન્તિકાલ થઈ ગયો હતો.
- આપના પછી મોટા પુત્ર મિયાં મુહમ્મદ સાદિક આપના જાનશીન થયા.

## (૬) હઝરત મિયાં મુહમ્મદ સાદિક રહિમહુલ્લાહ

આપ હઝરત કાઝી અહમદ રહમતુલ્લાહિ અલયહિના પ્રપૌત્ર મિયાં મુહમ્મદ શફીઅના સાહબઝાદહ હતા અને તેમના જાનશીન હતા.

## જન્મ

આપનો જન્મ કાઝી અહમદમાં ૧૨૯૯ હિજરીસનમાં થયો.

## તા'લીમ

સહવન નજીક બખ્તિયારપૂરના એક ઘણાં મોટા આલિમ મવલાના મુહમ્મદ સિદીક સાહબથી આપે ઝાહિરી ઉલૂમ હાસિલ કર્યો.

## બયઅત અને ખિલાફત

આપ પોતાના પૂર્વજોના મુરશિદખાનહ લુવારી શરીફ હાજર થયા અને ત્યાંના તે સમયના સજજાદહ નશીન ખ્વાજા હાજી અહમદ ઝમાં રહમતુલ્લાહિ અલયહિથી બયઅતનો શરફ હાસિલ કર્યો.

પોતાના મુરશિદ અને પોતાના વાલિદની તરબિયત હેઠળ રહીને રૂહાનિયતમાં ઉચ્ચ મકામ હાસિલ કર્યો અને પોતાના માનવંત વાલિદથી ઈજાઝત અને ખિલાફત હાસિલ કરી.

## મઅમૂલાત

- મઅમૂલાત અને નકશબંદી વઝાઈફ ઉપરાંત આપનો આ ખાસ તરીકો હતો કે રાત્રે તહજજુદના સમયે ઉચ્ચ અવાજે અલ્લાહ તઆલાની બારગાહમાં મુનાજાત પઢયા કરતા હતા અને આક્રંદ તથા વિલાપમાં રાત વિતાવતા હતા.
- જમાઅતની સાથે નમાઝનો ખાસ પ્રબંધ ફરમાવતા હતા.
- સવારે કુર્આને મજીદની તિલાવત અને દલાઈલુલ ખયરાત પઢતા હતા.
- દરરોજ મગરિબની નમાઝ પછી સલાતુત્તસ્બીહ પઢતા હતા.
- દરરોજ રાતે સિલસિલએ આલિયહ નકશબંદિય્યહનો ખત્મે ખ્વાજગાન પઢતા હતા.

## ખલીફાઓ

આપના ખલીફાઓમાં મખ્દૂમ ગુલામ મુહમ્મદ અને મખ્દૂમ

ગુલામ સિદીક મોટા આલિમો અને ઘણાં સાહિબે કમાલ બુઝુર્ગો થયા છે.

### ઈન્તિકાલ

આપનો ઈન્તિકાલ ૧૩૩૭ હિજરીસનમાં થયો. અને કાઝી અહમદમાં પોતાના પૂર્વજોની નજીક આપને દફન કરવામાં આવ્યા.

### સજ્જાદહ નશીન

આપના ઈન્તિકાલ પછી આપના નાના ભાઈ ખ્વાજા પીર મુહમ્મદ કાઝી અહમદના આસ્તાનહના સજ્જાદહ નશીન થયા.

## ૭ હઝરત મિયાં પીર મુહમ્મદ રહિમહુલ્લાહ

આપ હઝરત હાજી કાઝી અહમદ રહિમહુલ્લાહુના પ્રપૌત્ર હઝરત ખ્વાજા મિયાં મુહમ્મદ શફીઅ રહિમહુલ્લાહુના નાના સાહબઝાદહ હતા, જેઓ પોતાના મોટા ભાઈ ખ્વાજા મુહમ્મદ સાદિકના ઈન્તિકાલ પછી આ આસ્તાનહ શરીફના સજ્જાદહ નશીન થયા.

### જન્મ

રમઝાનુલ મુબારક માસમાં ૧૨૦૪ હિજરીસનમાં કાઝી અહમદમાં આપનો જન્મ થયો.

### તા'લીમ

મવલાના પીર બખ્શ તે ઝમાનાના એક ઘણાં પ્રખર આલિમ હતા, તેઓ મવલાના મુહમ્મદ સિદીકના ખાસ શાગિર્દોમાંથી હતા. તેમની પાસે આપે દીની તા'લીમ હાસિલ કરી.

### બયઅત

પોતાના પૂર્વજોના તરીકા અનુસાર લુવારી શરીફ હાજર થયા અને તે સમયના સજજાદહ નશીન હઝરત ખ્વાજા હાજી અહમદ ઝમાં રહમતુલ્લાહિ અલયહિથી બયઅતનો શરફ હાસિલ કર્યો અને નકશબંદી સિલસિલામાં દાખલ થયા.

સુલૂકની મંઝિલો પોતાના મુરશિદ અને તેમના સિવાય પોતાના માનવંત વાલિદની દેખરેખ હેઠળ તય કરી અને તેમાં ઉચ્ચ મકામ પર નિયુકત થયા.

## સુન્નતની ઈત્તિબાઅ (પયરવી)

- સુન્નતની ઈત્તિબાઅ અને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના અનુસરણનો આપ ખાસ ખ્યાલ રાખતા હતા.
- રાતે આપ બિસ્તર પર સૂવા માટે જતા તો સુન્નત અનુસાર આંખોમાં સુરમો જરૂર નાંખતા હતા.

અને સુરમો નાંખતી વેળા ખાસ આ દુરૂદ શરીફ પઢતા હતા :

اَلصَّلٰوۃُ وَالسَّلَامُ عَلَیْکَ یَا رَسُوْلَ اللّٰہِ
مَکِّیْ شُکُوْرُ اللّٰہِ

અને ફરમાવ્યા કરતા હતા કે :

સુરમો નાંખતી વેળા આ દુરૂદ શરીફના પઢવાથી આંખોની રોશીન કાયમ રહે છે. એની બરકતથી માણસ કયારેય ઈન્શાઅલ્લાહ આંધળો થશે નહિ.

## બાળપણથી રમઝાનનો એહતિરામ (સન્માન)

આપ જન્મજાત વલી હતા.

આ જ કારણ છે કે જયારે આપનો જન્મ થયો ત્યારે રમઝાનુલ

મુબારકનો મુકદ્દસ (પવિત્ર) મહીનો હતો, જેના સન્માનમાં આપ રમઝાનુલ મુબારકના દિવસોમાં પોતાની વાલિદહનું દૂધ પીતા ન હતા.

જયારે રોઝહ ઈફતાર કરી લેતા તો પછી આપ દૂધ પીતા હતા.

## ખલીફાઓ

આપના કેટલાક ખાસ ખાસ ખલીફાઓ આ છે :

(૧) હઝરત અબ્દુર્રઝઝાક

- આપ મવલાના મુહમ્મદ સિદ્દીકના સાહબઝાદહ, દીનના ઘણાં શ્રેષ્ઠ આલિમ, સીતા (દાદૂ)ના રહેવાસી હતા.

(૨) હઝરત અબ્દુલકાદિર

- આપ મવલાના મુહમ્મદ સિદ્દીકના બીજા આલિમ, ફાઝિલ સાહબઝાદહ હતા.

(૩) અબ્દુલહલીમ જમાલી દુરવેશ

(૪) દોસ્ત મુહમ્મદ ફકીર

(૫) મુહમ્મદ ઈસ્માઈલ ફકીર ગાંધી

## ઈન્તિકાલ

- ૬, શઅબાનુલ મુઅઝઝમ, ૧૩૭૫ હિજરીસનમાં આપનો ૭૧ (એકોતેર) વરસની ઉંમરે ઈન્તિકાલ થયો.
- આપનો મુબારક મઝાર કાઝી અહમદમાં છે.



## હઝરત મિયાં પીર ફયઝ મુહમ્મદ (રહ.)

- આપ ખાનવાદહ કાઝી અહમદના એક રોશન ચિરાગ અને આ પ્રતિભાશાળી આસ્તાનહના આઠમાં સજજાદહ નશીન છે.
- આપના માનવંત વાલિદનું નામ મિયાં પીર મુહમ્મદ હતું અને

દાદાનું નામ મિયાં મુહમ્મદ શફીઅ હતું.

## જન્મ

આપનો જન્મ આપના પૂર્વજોના શહેર કાઝી અહમદમાં ૧૯૩૦ ઈસ્વીસનમાં થયો.

## તા'લીમ

- આપના નાના મવલાના મુહમ્મદ સાલિહ સાહબ ઘણાં મોટા આલિમ અને બુઝુર્ગ હતા.
- આપે પ્રાથમિક ફારસી તા'લીમ નાના પાસે જ હાસિલ કરી.
- બીજા દીની ઉલૂમની તા'લીમ આપે સીતા (દાદૂ)ના એક આલિમ મવલાના મુહમ્મદ કાસિમ પાસે હાસિલ કરી.

## બયઅત

પોતાના પૂર્વજોના તરીકા અનુસાર આપે પણ લુવારી શરીફના સાતમા સજજાદહ નશીન હઝરત ખ્વાજા ગુલ હસનથી નકશબંદી સિલસિલામાં બયઅતનો શરફ હાસિલ કર્યો.

આપના માનવંત વાલિદ આપને ૧૬ (સોળ) વરસની ઉંમરમાં લુવારી શરીફ ખ્વાજા ગુલ હસનની ખિદમતમાં મુરીદ બનાવવા માટે લઈ ગયા.

તેમણે ફરમાવ્યું :

હજુ ઉંમર નાની છે. થોડો મોટો થઈ જાય તે પછી બયઅત કરીશું.

પરંતુ આપના માનવંત વાલિદ ખ્વાજા પીર મુહમ્મદે ભલામણ કરી અને ઘણી જ વિનંતી સાથે અરજ કરી કે :

મહેરબાની ફરમાવો, એને હમણાં જ બયઅત ફરમાવી લો.

જેથી ખ્વાજા ગુલ હસને તેમની વિનંતીનો સ્વીકાર કરીને આપને એ જ નાની વયમાં બયઅત ફરમાવી લીધા.

## આદતો અને ટેવો

- આપ પોતાના પૂર્વજોના સહીહ જાનશીન અને તેમની આદતો અને અખ્લાક તથા તેમના ગુણો અને શમાઈલના પરિપૂર્ણ પ્રકાશિત કરનારા હતા.
- અલ્લાહ તઆલાએ આપ પર ખૂબ બક્ષિસ ફરમાવી છે.
- હઝરત કાઝી અહમદ રહમતુલ્લાહિ અલયહિથી લઈને પોતાના માનવંત વાલિદ સુધી તમામ બુઝુર્ગોના હાલાત, તેમનો જન્મ અને ઈન્તિકાલના વરસો સાથે આપને યાદ હતા.
- પોતાના અકાબિરના ફારસી ભાષાના ઘણાં અશઆર પણ આપને મૌખિક યાદ હતા.
- આપ અત્યંત સુશીલ અને માયાળુ બુઝુર્ગ હતા.

## રહેઠાણ

- ઉનાળામાં તીવ્ર ગરમીના દિવસોમાં આપ કરાંચીમાં ચારે તરફ બગીચાવાળા પોતાના બંગલામાં રહેતા હતા.
- એ સિવાય આપનો કાયમી મુકામ કાઝી અહમદમાં હતો.
- લુવારી શરીફ પણ ઘણી વાર આવ–જા કરતા હતા.

## સજ્જાદહ નશીની

- આપ પોતાના પૂર્વજોના આસ્તાનહ કાઝી અહમદના સજ્જાદહ નશીન હોવા ઉપરાંત પોતાના મુરશિદ ખાનહ અર્થાત્ લુવારી શરીફના પણ તે સમયે સજ્જાદહ નશીન હતા.

- લુવારી શરીફના તે સમયના સજ્જાદહ નશીન ખ્વાજા ગુલ હસનનો જયારે ઈન્તિકાલ થયો તો તેમની કોઈ નર અવલાદ ન હતી.
- હઝરત ખ્વાજા ગુલ હસન રહમતુલ્લાહિ અલયહિએ લુવારી શરીફના આસ્તનહના સજ્જાદહ નશીન પણ હઝરત ખ્વાજા પીર ફયઝ મુહમ્મદને જ નિયુકત ફરમાવ્યા. અને પોતાના જીવનમાં મેજિસ્ટ્રેટની સામે તેમને લેખિત રીતે પોતાનો જાનશીન બનાવીને તેનું પોતાના તમામ મુરીદોમાં એ'લાન પણ ફરમાવી દીધું.
- આમ પણ હઝરત ખ્વાજા ગુલ હસનના જીવનમાં જ જમાઅતના તમામ કામો અને સિલસિલાની તમામ બાબતો તથા ઉર્સો વગેરેની તમામ વ્યવસ્થાઓ આપને જ સોંપેલી હતી અને આપની જ દેખરેખ હેઠળ એ તમામ કામો અંજામ થતા હતા.
- ૨૭, ઝીકઅદહ, ૧૪૦૨ હિજરીસનથી કાયદેસર બન્ને દરગાહોના સજ્જાદહ નશીનીના ફરાઈઝ આપ સારી રીતે અંજામ આપતા હતા.
- આપને લુવારી શરીફ સાથે બેહદ અકીદત અને મુહબ્બત હતી અને તેને આપ અકસર આ શબ્દોમાં જાહેર ફરમાવતા હતા :

> "મારું દિલ ચાહે છે કે પોતાનું આખું જીવન લુવારી શરીફમાં એક ઝાડની નીચે ઈબાદતમાં વિતાવું."

## વફાત, અવલાદ અને જાનશીન

- ૧૧, નવેમ્બર, ૧૯૯૫ ઈસ્વીસનના રોજ આપની વફાત થઈ.
- આપનો મઝારે મુબારક કાઝી અહમદમાં છે.
- આપના સાત પુત્રો પૈકી સૌથી મોટા પુત્ર હઝરત પીર મુહમ્મદ સાદિક સાહબ દામત્ બરકાતુહુમ હવે આપના જાનશીન છે.
- કાઝી અહમદ અને લુવારી શરીફ બન્ને દરગાહે આલિયહના નવમા સજ્જાદાનશીન તરીકે આપ હવે વહીવટ કરે છે.

# 'નકશબંદી ઔલિયા' ગ્રંથો વિષે અભિપ્રાયો

❶ "માશાઅલ્લાહ ! ઘણી ઉમદા કિતાબ છે. અલ્લાહ આપની ખિદમતોને કબૂલ ફરમાવે અને જઝાએ ખૈર અતા ફરમાવે. ઘણી મહેનતથી ગુજરાતી વાચકો માટે આસાન ઝબાનમાં કિમતી માહિતી ભેગી કરી છે. અલ્લાહ તઆલા નજાતનો ઝરીઓ બનાવે. આમીન ! "

**[માજી શૈખુલ્ હદીસ હઝરત મૌલાના મુહમ્મદ રઝા અજમેરી સાહબ રહમતુલ્લાહિ અલયહિ, દારુલ ઉલૂમ અશરફિયહ, રાંદેર]**

❷ "'નકશબંદી ઔલિયા' ગ્રંથ જેમ જેમ વાંચતો ગયો તેમ તેમ દિલચસ્પી વધતી ગઈ. અને આંતરિક તેમજ બાહ્ય ખૂબીઓ દિલ તથા દિમાગ પર વર્ચસ્વ જમાવતી ગઈ.

**'બહારે આલમે હુસ્નશ, દિલોજાં તાઝહ મી દારદ,**
**બરંગ અસ્હાબે સૂરતરા, બબૂ અસ્બાબે મઅનારા.'**

[એના રૂપની વસંત દિલ અને આત્મા બન્નેવને તાઝગી અર્પી રહી છે. પોતાના રંગ વડે બાહ્ય રૂપના પ્રેમીઓને અને પોતાની સુવાસ વડે આંતરિક ખૂબીઓના ચાહકોને.]

આપે આટલું શ્રેષ્ઠ અને ઉમદા દીની સાહિત્ય રજૂ કરી ખરેખર ગુર્જર મુસ્લિમો ઉપર મહાન ઉપકાર કર્યો છે."

**[હઝરત મુફતી અહમદ ખાનપૂરી સાહબ (દા. બ.) ડાભેલ]**

❸ "ખૂબ જ આનંદની વાત છે કે નકશબંદી સિલસિલાના મહાન બુઝુર્ગો—અવલિયા અલ્લાહ કે જેમના રૂહાનિયત લબરેઝ કલ્બ અલ્લાહ તઆલાના નૂરથી રોશનઝમીર છે, બાતિનમાં જેમના દિલ અલ્લાહ તઆલા સિવાય તમામની મુહબ્બતથી પર છે અને જેમની

જાહેરી ઝિંદગીમાં દરેક કદમ શરીઅત અને સુન્નતનો આયનો છે, તેનું જ તાદશ્ય આબેહૂબ પ્રતિબિંબ તમે શરૂ કરેલી ગ્રંથમાળા 'નકશબંદી ઔલિયા'માં ઝીલાયું છે. હુઝૂરે અકરમ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઈશ્કમાં દિવાના એવા નકશબંદી બુઝુર્ગોના હાલાત અને મલ્ફૂઝાતથી તમામ આમ લોકો વાકિફ થાય તે હેતુથી શરૂ થયેલ આ ગ્રંથમાળા ખરેખર કાબિલે દાદ છે."

**[હઝરત હાજી ઉસ્માનભાઈ હસનભાઈ કુરૈશી સાહબ નકશબંદી મુજદ્દિદી રહમતુલ્લાહિ અલયહિ]**

[આપના શજરહની સાંકળ હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિથી જઈને મળે છે.]

❹ "મુરીદો અને તાલિબોને પોતાના સિલસિલાના પીરોના હાલાત જાણવાની તાલાવેલી જાગે એ સ્વાભાવિક છે. તેઓની પ્યાસ 'નકશબંદી ઔલિયા' મારફતે બુઝાવી શકાશે."

"કિતાબ શું બલ્કે નકશબંદી નિસ્બતોનો ઉછાળા મારતો અથાગ સમુદ્ર છે ! જે દરેકને દરેક રીતે અતિ ઉપયોગી થશે. ઈન્શાઅલ્લાહ"

**[હઝરત પીર સય્યિદ વઝીરઅલી સાહબ, નકશબંદી, મુજદ્દિદી (દામત્ બરકાતુહુમ) (ભૂજ-કચ્છ)]**

[આપના શજરહની સાંકળ હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિથી જઈને મળે છે.]

❺ 'નકશબંદી ઔલિયા' ગ્રંથ બીજાના પાનાં ઊલટાવતો ગયો તેમ તેમ દિલ આંતરિક અને બાહ્ય ખૂબસૂરતીથી સંમોહિત થતું ગયું. આવી ઈમાનવર્ધક, અમલપ્રેરક, રૂહપોષક, લોકભોગ્ય અને લોકોપયોગી કિતાબનો ઈસ્લામી લાયબ્રેરીમાં ઉમેરો-વધારો કરવા બદલ મારી હાર્દિક મુબારકબાદ કબૂલ ફરમાવશો. જઝાકુમુલ્લાહુ ફિદારૈન...

**[મુહતરમ મૌલાના હસન સાહબ ભડકોદ્રવી, કંથારીઆ]**

❻ ગરીબ મુસ્લિમ ગુજરાતી સાહિત્યમાં આવા અનમોલ હિરા સમાન ગ્રંથોનો ઉમેરો થતો રહે એવી મારી દુઆ છે.

**[જનાબ મુઈનુદ્દીન મનીઆર સાહબ (યુ.કે.)**
**'તસવ્વુફ' વગેરે અનેક કિતાબોના વિદ્વાન લેખક, અનુવાદક]**

❼ બુઝુર્ગોની મજલિસમાં હાજરીથી ઈન્સાનને જે રૂહાનિય્યત પ્રાપ્ત થાય છે તેવી રૂહાની તાઝગી 'નકશબંદી ઔલિયા'ના ગ્રંથો વાંચવાથી પ્રાપ્ત થાય છે.

**[હઝરત મૌલાના મુફતી મહમૂદ બારડોલવી સાહબ, ડાભેલ]**

❽ મુહતરમ જનાબ અબ્દુલકાદિર ફાતીવાલા પોતે નકશબંદી મુજદ્દિદી સિલસિલા સાથે સંકળાયેલા છે. હવે તો મજલ પૂરી કરી ખિલાફત અને ઈજાઝતથી નવાઝવામાં આવ્યા છે. તેમના માટે નકશબંદી બુઝુર્ગોના જીવનચરિત્રો ભેગાં કરી છપાવવા Love's Labour સમાન છે. ખુદાપાક લાંબું નિરોગી જીવન બક્ષે. આમીન.

**['ઉમ્મીદ' સાપ્તાહિક, સુરત, તા. ૧૨-૧૦-૧૯૯૧**
**સમીક્ષક : મુહતરમ જનાબ અબ્દુલકાદિર મીર સાહબ]**

❾ બુઝુર્ગોની ઝિંદગીઓ, તેમની ઈબાદતો અને તેમનાથી ઝાહિર થયેલી કરામતોનો ઈન્કાર કરનારાઓ વાસ્તવમાં દીનથી, ઈબાદતની મહત્ત્વતાથી એટલા દૂર નીકળી ગયા છે કે તેમને આ વાતો પર યકીન નથી આવતો પણ એનાથી આપણી અશકિતઓ છતી થાય છે.

અલ્લાહ આપણને આ બુઝુર્ગોના જીવનથી પ્રેરણા પ્રાપ્ત કરી ઈમાની ઝિંદગી બનાવવાની તૌફીક આપે. લેખકને અભિનંદન અને દુઆ.

**[સમીક્ષક : શયખુલ હદીસ હઝરત મૌલાના કારી રશીદ અહમદ સાહબ અજમેરી, રાંદેર]**

⑩ મારી તોતેર વર્ષની ઝિંદગીમાં પ્રથમ વાર જ પથારીવશ થયો. તાવના કારણે તથા આધુનિક દવાઓ જેને હું કયારેય અડયો નથી તે લેવાથી આડ અસરોના કારણે ઘણો બેચેન હતો. તા. ૨૧–૯–૯૧ ના રોજ 'નકશબંદી ઔલિયા' ગ્રંથ બીજો ટપાલથી મળ્યો. વાંચન શરૂ કર્યું. બુઝુર્ગાને દીનના પ્રસંગો વાંચતો ગયો તેમ તેમ મારી બીમારી દફે થવા લાગી. તા. ૨૬–૯–૯૧ ના રોજ પુસ્તકનું વાંચન પૂરું કર્યું અને ખુદાના ફઝલથી મારી તમામ બીમારીઓ દૂર થઈ ગઈ !

દીની સાહિત્યના વાંચનથી દિલ દિમાગને શાંતિ મળે છે. રહેણી કરણીમાં સંયમ અને વિચાર, વાણી અને વર્તનમાં પવિત્રતા પ્રાપ્ત થાય છે. પરિણામે બરકતો નાઝિલ થાય છે. 'નકશબંદી અવલિયા' ગ્રંથના વાંચન દ્વારા વાચક જાત અનુભવ કરી શકે છે.

'નકશબંદી અવલિયા'ના ગ્રંથો ગુજરાતી સાહિત્યની અમૂલ્ય અને અમર કૃતિઓ પુરવાર થશે તેમાં શંકા નથી.

**[સમીક્ષક : વકીલ કાલેખાન જી. પઠાણ સાહબ,** B.A., L.L.B.]

⑪ આ કિતાબોમાં મહાન બુઝુર્ગોના પવિત્ર જીવન ચરિત્ર ખૂબ જ સુંદર, સરળ ભાષામાં પ્રસ્તુત કરવામાં આવેલ છે. જેના વાંચનથી આત્માને સાંત્વન અને આનંદ મળે છે, રૂહને તાઝગી અને પ્રેરણા મળે છે.

**[હઝરત મૌલાના યા'કૂબ સરીગત, નદવી સાહબ]**

⑫ જનાબ ફાતીવાલા વિદ્વાન સાહિબે કલમ છે. નકશબંદી સિલસિલાના એક ઈલ્મ પ્રેમી ફરઝંદ છે. દિવસોની અથાગ મહેનત અને ધગશથી (નકશબંદી) બુઝુર્ગોની આ ગ્રંથમાળા તેમણે તૈયાર કરી છે. તે યકીનન્ દાદ અને મુબારકબાદીને પાત્ર છે.

**[સમીક્ષક : હઝરત મૌલાના અબ્દુલ અહદ કાસિમી તારાપૂરી સા.]**